૭૮૬

# હુરે અરબ

યાને

## ફતહે અંતાકિયા

ખલીફતે મુસ્લેમીન.

હજરતે ઉમર ફારૂક [ર.] ના વખતમાં શામના મુલ્કમાં ઈસ્લામની જવલંત ફતેહનો આબેહુબ ચિતાર–જેમાં મહોબ્બત, સદાકત અને ઇસ્લામી ફરજનો દર્દમંદ કિસ્સો રજુ થાય છે.



"ઇન્સાફ"માં પ્રગટ થઇ પુસ્તક આકારે
પ્રગટ કરનાર
ઇન્સાફ કાર્યાલય.

ભાગ ૧ લો

૧૩૬૨ હીજરી. ૧૯૪૩ ઈ. સન.

૨–૮–૦

આ પુસ્તક ઇસ્લામપુરામાં આવેલ ઇસ્લામ
પ્રીટીંગ પ્રેસમાં મુન્શી ફતેહખાન અહમદખાને
છાપી પ્રગટ કર્યું.

# ....બે બોલ....



આજે બે વરસ પછી "હુરે અરબ યાને ફતેહ અંતાકીયા" નામની બુક વાંચકો આગળ રજુ કરતાં હર્ષ થાય છે. સદર્હુ બુકના કેટલાંક ફારમો પહેલાં છપાયેલાં હતાં. આ વાર્તા એટલી બધી દીલફરેબ અને દીલચસ્પ હતી કે તેનું પુસ્તકના રૂપમાં પ્રકાશન કરવાંની માંગણી ઘણા વાંચકો તરફથી થઇ હતી તેથી બાકીના ફોર્મ છપાવી એક ભાગ આજે અમો વાંચકો આગળ રજુ કરીએ છીએ

છુટક રીતે ફોર્મો છપાયેલા હોવાથી તેમાં પેજ નંબરમાં ભુલો થઇ છે જે વાંચકો આગળ રજુ કરીએ છીએ જેને વાંચતાં ગોટાળામાં પડો નહી. તે પેજ પર અને પર એ. બી. સી. ડી મુકવામાં આવ્યાં છે. પેજ નં. ૧૨૭ થી ૧૩૦ સુધી એનુ અનુકરણ ૧૨૭ થી ૧૩૦ સુધી ડબલ છે આ ભુલો છાપખાનું ભુતખાનું હોઇ થયું છે. શબ્દોની જોડણી કે પ્રુફ રીડીંગમાં ભુલ હોય તો તે માટે દરગુજર કરવાની આશા રાખીએ છીએ.

"ઇન્સાફ" કાર્યાલય તરફથી હમેશાં ઇસ્લામી તવારીખી અને તબ્લીગી પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં છે તેવીજ આ એક વાર્તા છે. અત્યાર સુધીના પ્રકાશનોને મુસ્લિમ વાંચનારાઓએ જેવી રીતે કદ્ર કરી છે તેવી રીતે આયંદા પ્રકાશનોની કદ્ર કરી 'ઇન્સાફ' તરફની પોતાની હમદર્દી હમેશની માફક કાયમ રાખશે. તેવી ઉમ્મીદ સાથે આ પુસ્તક વાંચકોના મુબારક હાથોમાં રજુ કરીએ છીએ.

ઇન્સાફ ઓફીસ
૨૦-૬-૪૩



આપનો,
મુન્શી ફતેહખાન
'દીલફરેબ'

# સમર્પણ

જો બંદાનવાઝી કરે જાં ઉસ્પે ફીદા હય
બે ફૈયઝ અગર યુસુફે સાની હયતો કયા હય



માનવંતા,

શેઠ જનાબ આહમદ ઉસમાન કેસીંગવાલા સાહેબ.

વ્હાલા મિત્ર,

આપ સાથેના પ્રેમ, અને ધાટ મિત્રાચારીમાં અનુભવેલ,
સાહિત્ય પ્રેમ અને માયાળુ સ્વભાવને
આધીન થઇ આ લધુ પુસ્તક
આપને અંતઃકરણની સર્વ
શુભેચ્છાઓ સહ
અર્પણ કરૂં
છું.

ઇસ્લામપુરા
મુંબઇ, ૪.
તા. ૧-૬-૪૩.

આપનો
મુનશી ફ્તેહખાન
"દિલકશ"



## પ્રકરણ ૧ લું

### દિલવેધક દ્રષ્ય.

—*—

પ્રભાતનો રમણીય સમય હતો, હજી આકાશ ઉપર અંધકારની આછી ચાદર પથરાએલી હતી, ચંદ્રમાં પ્રકાશી રહયો હતો, અહીંતહીં વિખરાએલા મોતીશા તારા ઝગમગ ઝગમગ કરી રહયા હતા. છતાં એક કલાક પહેલાંના જેવી સ્થિતિ અત્યારે ન હતી. તારાઓનો પ્રકાશ ઝાંખો પડી ગયો હતો અને ચંદ્રમાનો તેજ ફીકકો પડી રહયો હતો. આકાશ પોતાની મહફિલની આ દુર્દશા નીહાળી એ માટે સ્મિત કરી રહયો હતો કે જેવી રીતે તેની મહફિલ થોડાકજ કલાકો પછી વિસર્જન થઇ જાય છે એવી રીતે જગત મહફિલ પણ થોડાકજ દિવસો બાદ વેર વિખેર થઇ જશે. બાગે આલમમાં હઝારો પુષ્પો પેદા થઇ ફના થઇ ગયા છે જે બાકી છે, અથવા ભવિષ્યમાં પેદા થનાર છે, તે પણ એક દિવસે ફના થઇ જશે. જગતનો કારભાર અને નિશદિનની દિલચાલનો એક દિવસે અંત આવીજ જશે. એનું જીવન થોડાક દિવસોનું છે કિંતુ ગફલતમાં પડેલો માનવી એમજ સમજે છે કે તે અને આ જગત હંમેશ માટે કાયમ રહેશે.

આકાશ સ્મિત કરી રહ્યું હતું. તેનું સ્મિત કિરણો પાથરી રહ્યું હતું પ્રભાતનો ખુશનુમા પ્રકાશ વધતો જતો હતો- મસ્ત કરી દેનાર શીતળ વાયુ હેલારે ચઢયો હતો. સુમધુર સરોદી પક્ષીઓ કિરતારના ગુણગાન ગાવામાં તલ્લીન બન્યા હતા. વાતાવરણ એટલું તો દિલજીત હતું કે તે અણખીલી કળીઓ કે જેના મુખ ઉઘડાવવા માટે આખી રાત હવાના ઠેલાં ઝાંકળની ઝાપટો મારી મારી - તેને ગલગલીયાં કરી હસાવવામાં નિષ્ફળ નીવડયા હતા, તે અત્યારે પોત મેળે ખીલી ઉઠી હતી.

ગ્રિષ્મ રૂતુ હતી. અરબસ્તાનનો ગરમ પ્રદેશ હતો, ત્યાં આવા આલ્હાદક વાતાવરણ મેળવવાને અહોભાગ્ય ગણવામાં આવે છે. કુદરતી દ્રષ્યોના શયદાઇઓ પરોઢીઆમાં ઉઠી કુદરતના રમણીય દ્રષ્યોની સ્હેલ કરવા વસ્તીથી ઘણે દુર રેતાળ પ્રદેશ તરફ ચાલ્યા જાય છે, એ વેળા રેત ટાઢી હીમ જેવી હોય છે. લોકો તેના ઉપર ઉઘાડા પગે ચાલવા માંડે છે. એથી તેમને ન માત્ર આનંદ મળે છે, બલ્કે જેવી રીતે કેટલાક હિન્દીઓ સવારના પ્હોરમાં હરિઆળી ઘાસ ઉપર નાગા પગે ચાલવામાં મગઝને

તાઝગી અને આંખોને જોવાની શકિત મળતી હોવાનું માને છે, તેમ અરબના રહેવાશીઓ પણ આંખોનું તેજ વધારવા માટે મજકુર ઉપાય અજમાવે છે.

અરબસ્તાન ગરમ દેશ છે. અન્યત્ર કરતાં ત્યાં ગરમી વિશેષ હોય છે. દિવસે સુર્યના પ્રખર તાપ અને ગરમ વાયુના ભયંકર સુસવાટ વચ્ચે મુસાફરી કરવાનું અશકય થઇ પડે છે, જેથી તે ભુમિ ઉપર રાત્રે મુસાફરી કરવામાં આવે છે. ત્યાંના લોકો રાત્રે મુસાફરી કરવાને ટેવાઇ ગએલા હોય છે. વળી અરબસ્તાન રેતાળ પ્રદેશ હોવાથી જનાવરોના પગ રેતીમાં ધસી જાય છે. એ મુશ્કેલી ટાળવા માટે સૃષ્ટિના સર્જન હારે ઉંટ એ દેશમાંજ પેદા કર્યા છે.

ઉંટ અસાધારણ સંતોષિ, સહનશીલ અને દ્રઢમનવાળું પ્રાણી છે. તે રેતાળ ટેકરા ઘણીજ સ્હેલાઇ અને ચપળતાથી પાર કરી જાય છે, તે એવો તે ધર્યવાન છે કે એક એક અઠવાડીયા સુધીની અન્ન જળ વિનાની સતત મુસાફરી કરી શકે છે.

હિન્દની જેમ આ દેશમાં એકલા અટુલા મુસાફરી કરવી મુશ્કેલ છે કારણ કે ત્યાં આખો દિવસ જોશભેર ફુંકાતો વાયુ રેતીના ટેકરાઓને તેમના સ્થાનેથી ઉડાડી કયાંના કયાંય ફેંકી દે છે. જેથી એકલા અટુલા મુસાફર માટે હવાના સપાટે ચડેલા એવા ટેકરાઓ હેઠળ દબાઇ મરવાના પુરતા સંભવો હોય છે. અને સંજોગો વશાત એ તોફાનમાંથી કદાચને બચી પણ જાય તોય ધગ ધગી રહેલા અફતાબની ઉષ્ણતા જીવતાં મુઆ સમાન કરી નાખે છે. એવા સમયે જો તેની સંભાળ લેનાર કે દિલાસો દેનાર કોઇ ન હોયતો તેનું મરણ ચોકકસ નીપજે છે. રાત્રે એકલા અટુલા મુસાફરી એ માટે થતી નથી કે માર્ગ ભુલી જવાનો અંદેશો હોય છે આ સબબો સર એ દેશમાં મુસાફરીનો આધાર કાફલાઓ ઉપર રહે છે.

જે સમયનું અમે વર્ણન કરીએ છીએ. તે સમયે અરબસ્તાનમાં હદઉપરાંતની માયા મમતા અને ભાઇચારાની લાગણી કાયમ થઇ ચુકી હતી. મનુષ્ય હમ દર્દીનો સાગર હેલારે ચઢયો હતો. અરબોની સદીઓ જુની દુશ્મનાવટો દફનાઇ ગઇ હતી. આંતરિક ઝગડાનો લય થયો હતો. તેઓ એવા હળીમળી ગયા હતા કે જાણે દુધમાં શાકર; તેઓ એકજ માબાપની ઓલાદ ન હોય તેમ :

અત્યારે પણ એક કાફલો આખી રાત મુસાફરી કર્યા પછી મદીના મુનવ્વરાની પાસે આવી પહોંચ્યો છે કાફલામાં સંખ્યાબંધ ઉટો ઉપરાંત ઘણા અશ્વો પણ છે. ઉટો ઉપરની મહમિલોમાં સ્ત્રી બાળકો છે. જે સર્વ પ્રભાતના સમયનું દિલફરેબ દ્રશ્ય નિહાળવા માટે મહમિલોના પડદા ઉંચા કરી બહાર ઝાંખી રહયાં છે. પુરૂષ વર્ગ અશ્વો પર આરૂઢ છે. તેઓ સંપુર્ણ શસ્ત્રોથી સજ્જ થએલા છે. તેમના પહોળી પહોળી બાંયોવાળા લાંબા લાંબા ઝબ્બા અને માથા ઉપર શોભી રહેલી શાનદાર પાઘડીઓ તેઓ અરબ હોવાનું સુચન કરે છે.

સવારના રમણીય સમયમાં કુદરતે કાંઇ એવી દિલકશ રંગીનીઓ ભરી દીધી છે કે દરેક જણનું મન આનંદ અને ઉલ્લાસથી પ્રફુલ્લીત બની રહયું છે. ઉદાસમાં ઉદાસ ઇન્સાન પણ એ અનુપમ દ્રષ્ય નિહાળી ઉલ્લાસ મય બની જાય છે. અને ઇન્સાનજ નહિ, પક્ષીઓ પણ આનંદમાં મસ્ત બની મીઠાં અલાપ અલાપવા મંડી જાય છે. સારાંશ કે જે લોકો આખી રાત ઉટોને બાહ બાદ કહી હાંકતા રહયા હતા, તેઓ આનંદાવેશમાં આવી જઇ સુંદર સરોદોમાં અશ્આર લલકારવા મંડી ગયા હતા. મદીના મુનવ્વરા છેક પાસે આવી પહોંચ્યું હતું. એટલે તેમની મુસાફરીનો છેડોય લગભગ આવી ગયો હતો. નાના નાના બાળકો મહમિલોમાંથી ઉતરી પડી ઠંડી ઠંડી રેતી ઉપર દોડવા લાગ્યા હતા. કેટલાક રેતીના ઢગલાઓ પર ચઢી જતા અને ઉપરથી નીચે લપસી પડવામાં અજબ આનંદ માણી રહયા તતા. તેમના આનંદને નિહાળી તેમનાં માત પિતા હરખાઇ જતા હતા.

પ્રભાતનો આછો પ્રકાશ દેખાવા લાગ્યો હતો. નમાઝનો સમય થઇ ગયો હતો. કાફલાસાલાર કે જે એક વયોવૃદ્ધ કિંતુ રૂષ્ટ પુષ્ટ શખસ હતો, તેણે કાફલાને થોભી જવાનો હુકમ કર્યો. જો કે મદીના મુનવ્વરા પાસે હતુ, મસ્જીદે નબવીમાં નમાઝ પઢવાની તેમની ભારે ખાહેશ હતી, પણ રખેને સમય વીતી જાય, એ ભયથી કાફલો અહીંજ થોભાવવામાં આવ્યો. ઉંટોને બેસાડવામાં આવ્યા. લોકો ઝટપટ અશ્વો પરથી ઉતરી પડયા. મશકોમાંથી પાણી કાઢયું અને નિત્ય કર્મથી પરવારવા માટે ઇધર ઉધર રેતીના ઢગલાઓ પછવાડે ચાલ્યા ગયા. પુરૂષોના ગયા બાદ સ્ત્રીઓ પણ મહમીલોમાંથી નીકળી આવી. તેઓય નિત્ય કર્મથી પરવારા બીજી દીશામાં કેટલેક છેટે ચાલી ગઇ. થોડી વારમાં સર્વેએ પાછા ફરી વુઝુ કર્યા, એક શખસે એક સ્થળે ઉભા રહી અઝાન દેવા માંડી.

સવારનો શાંત અને રમણીય સમય હતો. અઝાન દેનાર ખુશ ઇલ્હાન હતો. અઝાનનો અવાઝ અત્યંત હૃદય સ્પર્શી લાગતો હતો. સર્વે એ શાંતિથી અઝાન સાંભળી. સુન્નતો પઢવા માંડી. અને તે બાદ ફર્ઝ નમાઝ માટે જમાઅત ઉભી થઇ. પુરૂષોની પાછળ નાના મોટા બાળકોય હાથ બાંધી કિર્તારની જનાબમાં સર્વાંગે લીન થઇ ગયા. એક અતિ ખુશઇલ્હાન કારી નમાઝ પઢાવતો હતો. તેનો દિલકશ અવાઝ શાંત વાતાવરણમાં દૂર દુર સુધી પડઘાં પાડી સાંભળનારાઓના દિલપર અલ્લાહની હયબતનો સિકકો જમાવી રહયો હતો.

સ્ત્રીઓ પણ ઉટોનાં ઝુન્ડ પાછળ નમાઝ અદા કરવામાં મશ્ગુલ હતી. સવે પરવરદિગારની સંભારણામાં સ્વચ્છ દિલથી લીન થઇ ગયાં હતાં. નમાઝ પુરી થઇ સવે જણા સાથે મળી પરસ્પરના ટેકાથી દુઆ માંગી ઉઠયા. કાફલા સાલાર સ્ત્રીઓ પાસે આવ્યો તે વયોવૃધ્ધ હોવાથી તેમ લગભગ સઘળી સ્ત્રીઓ તેનાં કુટુંબની હોવાથી તેનાથી

કેઇ સ્ત્રી પડદો કરતી ન હતી. તેણે એક છોકરીને સંબોધી કહયું "બેટા અઝરા તમને કોઇ પ્રકારની તકલીફ તો થઇ નથીને !

આ છોકરી કે જેને કાફલા સાલારે સંબોધી હતી, અત્યંત ખુબસુરત હતી. તેની વય ૧૬ કે વધુમાં વધુ સત્તર વર્ષની હતી. તેનો સોહામણો ચહેરો ગોળ અને અનહદ દિલકશ હતો. રંગ ઉઘડતો, ઘઉંવર્ણો હતો. આંખો મોટી અને મસ્તાના હતી. ભંવો કમાન જેવી વજેહી, પલકો તીક્ષણ, અને ગાલ ભરાવદાર હતા. જેમાં રતાશની મનહર ચમક હતી. હોંઠ પાતળા હતા પણ એટલાય નહિ જેવા કે શાઇરો તેમના અશ્આરમાં ગુલાબના પાંદડાઓ સાથે સરખાવે છે. બલ્કે તદ્દન બંધ બેસતા અને હલકા ગુલાબી રંગના હતા. હંસ જેવી દમામદાર ગર્દન એટલી સાફ અને સ્વચ્છ હતી કે તેના પ્યારા પ્યારા અને ભોલા ભાલા ચહેરા ઉપર હુસ્નની વૃષ્ટિ કરી રહયો ન હોય તેમઃ શરીરના બીજા તમામ અવયવો ભરાવદાર અને સુદ્રઢ હતા, છાતીનો ઉભાર ગઝબનો હતો. એકંદર રીતે તે પરીજમાલ દોશીઝા નુરની પુતળી જેવી લાગતી હતી. અસંભવીત હતુ કે કોઇ તે હુરવશને એક વખત જુએ અને બીજી વેળા જોવાની ખ્વાહીશ ન કરે. પણ તેના પુર નુર ચહેરાને જોવો એટલોજ અશકય હતો જેટલો કે બપોરના ટાણે આફતાબ સામે જોવું.

એ માહજબીનનું નામ અઝરા હતું. તે આ કાફલાના સરદારની બેટી હતી. અઝરા એ શર્મીલી નઝરે પોતાના વયો વૃદ્ધ બાપ તરફ જોઇ જવાબ આપ્યો "કિબ્લયે આઝમ! ખુદાના ફઝલ અને આપની મહેરબાનીથી મને કોઇ જાતની તકલીફ થઇ નથી. હુ આપની ઘણી ઘણી આભારી છું કે આપે મારી માંગણી કબુલ રાખી મનેય સાથે લઇ લીધી જ્યારથી મુસલમાન શામ (સીરીયા)માં ગયા છે, અને ત્યાંથી પાછા આવનારાઓએ તે દેશની દિલફરેબી તથા દિલકશીની દાસ્તાનો વર્ણવી છે, ત્યારથી મારા દિલમા તે દેશને જોવાની ઉલટ થઇ આવી છે. ખુદાને મન્જુર છે તો હું ફળદરૂપ અને હરિઆળી દુનિઆના એ ભાગને નિહાળીશ. અબ્બા! તે કેવો દિલફરેબ મુલ્ક હશે કે જ્યાં ડગલે ને પગલે હરિઆળી છે. હઝારો નદી નાળાં વહે છે. ત્યાં એવી સખત ગરમી નથી હોતી જેવી કે આપણા દેશમાં હોય છે."

અઝરાના ચહેરા ઉપર વધતા જતા ઉમંગની લાલાશ ચમકી ઉઠી હતી. તેના ગાલ તમતમી ઉઠયા હતા. કાફલાસાલારનિજ બેટીના એ શોખ અને આનદને જોઇ હોંઠોમાં હસ્યા પછી બોલ્યેઃ-

"બેટી! તે દેશ ખરેખર અત્યંત હરિઆળો અને ફળદરૂપ છે. ત્યાંના પહાડ આપણા મુલ્કના જેવા બળી ગએલ ઝાડ પાન વિનાના ઉજ્જડ નથી, બલ્કે ઘણાં હરિઆળા અને રમણીય છે. કુદરતે પથરાઓ પર વૃક્ષ વેલા અને રંગ બેરંગી સુગધી પુષ્પોના છોડ એટલા બધા પ્રમાણુમાં ઉગાડયા છે કે ખુદાની

કુદરત માટે આશ્ચર્ય થાય છે. લોક એજ પૃથ્વીના કટકાને જન્નત કહે છે. પણ નુકસાની ! જ્યાં એ દેશમાં આકર્ષણો છે. ત્યાં એક મુસીબત એ પણ છે કે એ ઝમીન ઉપર સરદી ઘણી વધારે છે. રાત્રે બરફ પડે છે........"

અઝરા હર્ષાવેશમાં એવી મસ્ત હતી કે તેના પ્યારા ચહેરા ઉપર મનહર રંગત પથરાઇ ગઇ હતી. તેણે બાપને બોલતો અટકાવી કહ્યું:—

"ઓહ ! અબ્બા ! કાંઇ પરવાહ નહિ આપણે આપણી સાથે એટલા બધા કામળા લાવ્યા છીએ કે જેથી ત્યાંની સરદી આપણને હાનિ પહોંચાડી શકશે નહિ."

હવે કાફલા સાલારે એક વૃધ્ધ સ્ત્રી તરફ વળી પુછ્યું "બોઅલા ! આજે સલ્મા ક્યાં છે ?"

આ વૃધ્ધ સ્ત્રી કે જેને કાફલાસાલારે બોઅલાના નામે સંબોધી હતી, તે તેની પત્નિ અને આઝારની મા હતી. તે પણ ખુબસુરત અને લાવણ્યમયી હતી. જ્યારે તે શબાબમાં હશે ત્યારે ગઝબની હસીન હશે. જો કે અત્યારે તેની જવાની ઢળી ચુકી હતી, વૃધ્ધાવસ્થાના ચિન્હો જણાવા લાગ્યા હોવા છતાં તેના ચહેરામાં હજીયે દિલકશી બાકી હતી. તેણે મુસ્કુરાઇને જવાબ આપ્યો:—

"સલ્મા તે બાજુ બેઠી છે, શું બોલાવું ?

બોઅલાએ જવાબની વાટ ન જોતાં સ્હેજ મોટેથી કહ્યું "સલ્મા ! અહીં આવ તમને તમારા અમ્મે બુઝુર્ગવાર (કાકા) સભારે છે."

બીજીજ પળે એક પરીપયકર દિલ્નચે રોઝગાર છોકરી હંસની ગતિએ ડગ ભરતી કાફલાસાલાર પાસે આવી અને એક અદાયે જાનાના સાથે ઝુકી બુઝુર્ગ કાકાને સલામ કરી. કાકાએ દુઆ દઇ કહ્યું બેટી સલ્મા ! આજે શી વાત છે કે તમે અઝરાથી પરે જઇ બેઠાં છો ?

સલ્માએ શોખ ભરી બાંકી આંખે અઝરાને જોઇ, પછી સ્મીત કરતાં કાફલા સાલારને સંબોધી બોલી "યા અમ ! આજે બ્હેન અઝરા મારાથી સ્હેજ નારાઝ છે."

કાફલાસાલારે અજાયબ થતાં પુછ્યું "નારાઝ છે ? શા માટે ?

સલ્માએ શોખી ભર્યો ભોળો ચહેરો બનાવી જવાબ આપ્યો "તે હું શું જાણું ?"

હુરવશ અઝરા હંસતી હતી. તેનું હાસ્ય વિજળી ચમકાવતું હતું, તે પણ નાઝો અદા ભર્યા કદમ ઉપાડી નિજ બાપ પાસે આવી ઉભી રહી. અને બોલી "હું શા માટે નારાઝ થાઉં ! હા બ્હેન સલમા મારાથી નાખુશ હોય તો હોય."

સલ્મા બોલી "વાહ આજે મારી બાઝુમાં ઉભા રહી નમાઝ કાં ન પઢી ?

અઝરા અનાયાસે ખડખડાટ હસી પડી. હંસવાથી તેના ગુલાબી હોંટ ખુલી ગયાં સફેદ સફેદ મોતી જેવા દાંતોની લડી દેખાવા લાગી તેના દાંત ઘણાં ખુબસુરત સફેદ ચમકદાર અને નાના નાના હતા. અત્યારે

તેનાં પ્રકાશથી રહેલા ગાલ તદ્દન ગુલાબી બની ગયા હતા. તેણે બાપ તરફ વળી કહ્યું;—

"હયે! ઇતનીસી બાતથી જીસે અફસાના કર દીયા" વાત એમ બની કે તેમની પાસે જગ્યા ન હતી. મેં આ બાજુ આવી નમાઝ પઢી લીધી. તેને તેમણે નારાઝી ગણી લીધી."

કાફલા સાલાર-મને એજ અજાયબી થઇ હતી કે નારાઝગીનું શું કારણ હશે. વારૂ હવે તમે મહમિલમાં સ્વાર થઇ જાઓ. જુઓ મદીના મુનવ્વરાથી લોકોનું આગમન થઇ રહયું છે.

સ્ત્રીઓએ ગભરાટ ભરી નજરે જોયું તેમને સામેથી કેટલાક લોકો આવતા દેખાયા. જેથી તેઓ ઝટપટ પોતપોતાના મહમિલોમાં સ્વાર થઇ ગઇ.

આફતાબ નીકળી આવ્યો હતો. તેનાં સુવર્ણ કિરણો ટાઢી અને સફેદ રેત ઉપર પ્રકાશ પાથરી આંખોને નિસ્તેજ બનાવી રહી હતી. રેતી ઉપર રાતે પડેલું શબનમ કિરણોની ગરમીથી વરાળના આછા ધુમાડાના રૂપમાં હવામાનમાં અદ્રષ્ય થવા લાગ્યાં હતાં. આ વખતે પુષ્કળ લોકો મદીના મુનવ્વરા તરફથી ચાલ્યા આવતા હતા. તેમની સાથે બાળકો પણ હતા. તેઓ માત્ર સ્હેલ કે દિલ બહેલાવવા માટે આવ્યા ન હતા, બલ્કે તેઓ આ કાફલાનાં સત્કાર માટે આવ્યા હતા.

આ કાફલો યમનથી આવ્યો હતો. તેનાં આગમનની ખબર કેટલાય દિવસ પહેલાં મદીના અને તેની આસપાસનાં ગામોમાં પહોંચી ગઇ હતી. જેથી લોકો દરરોજ સવારે તેના સત્કાર માટે ઘણે દુર ચાલ્યા આવતા. પણ તેનાં આગમનનાં ચિન્હો ન જણાતાં અને સુર્યનો તાપ તપી જતાં પાછા ફરી જતા.

આજે પણ તેઓ એ માટેજ આવ્યા હતા. તેઓ દુરથી કાફલાને જોઇ ખુશ થયા. અને ઉતાવળા ચાલી કાફલા પાસે આવી પહોંચ્યા. તેમનામાંથી કેટલાકોએ "અસ્સલામો અલયકુમ' કરી. કાફલા સાલારે તેનો જવાબ આપ્યો તે બાદ તેઓ હસ્તધુનન કરવા લાગ્યા, એ લોકો ઘણા ખુશ અને આનદી દેખાતા હતા. તેમનો આનંદ અને ઉલ્લાસ નિહાળી તેઓ એકજ કુટુંબના ન હોય એવો ભાસ થતો હતો.

ખરૂં કહીએ તો તમામ જગત એકજ બુઝુર્ગ હસ્તી હ૦ આદમ અ. સ. ની ઓલાદ છે. પણ મનુષ્યોમાં સ્વાર્થ એટલા બધા પ્રમાણમાં ઘુસી ગયું છે અથવા હસદ અને અદેખાઇએ તેમને એટલા બધા લાગણી હીન બનાવી દીધા છે કે તેઓ આ વાતને વીસરી ગયા છે કે પુર્વનો રહેનાર હોય કે પશ્ચિમનો, ઉત્તરનો હોય કે દક્ષિણનો, કાળો હોય કે ગોરો. એ સઘળાજ હ૦ આદમ અ. સની ઓલાદ હોઇ પરસ્પર ભાઇ ભાઇ છે. ખુદ ગરઝ લોકોએ આ ક્ષણભંગુર જગતનેજ પોતાનું વતન સમજી લે છે, એ કેટલી બધી સંકુચીત મનોદશા છે! જગત કે જેનું અસ્તિત્વ થોડાક દિવસોનું છે, તે વતન કેવી રીતે થઇ શકે છે જે વતન ફના થઇ જાય તે વતન નથી. અસલ વતન તે છે કે જ્યાંથી મનુષ્ય આવે છે. અને આ ક્ષણ ભંગુર જગતમાં થોડાક દહાડા

રહી મુળ સ્થાને પાછો ચાલ્યો જાય છે. રમત ગમત અને અયશાઇશરતમાં પડેલો મા નવી તે સમજી શકતો નથી. પણ એક દિવસે તો તેને તે સમજવુંજ પડશે. અને જ્યારે તેને એ વાત સમજી શકાશે ત્યારે તેનો મૃત્યુ ભય દુર થઇ જશે.

મુસલમાનોએ એ વાત સમજી લીધી છે. તેઓ જાણે છે કે દુનિયા એ મુસાફર ખાનું અને તેઓ તેના મુસાફરો છે. જ્યાંથી એકને એક દિવસ પોતાના મુળ વતન તરફ પ્રયાણ કરીજ જવાનું છે. આ કારણે તેઓ મૃત્યુથી ડરતા નથી અને શા માટે ડરે? જ્યારે મૃત્યું કે જીવન એ આપણાં અધિકારની વાત નથી, ન આવવું સ્વાધીકારમાં છે ન જવું. પછી ભય શાનો? અને ભય પામવાથી લાભ શો? જ્યારે ખુદાની આજ્ઞા થઇ, આવ્યા, અને જ્યારે આજ્ઞા થશે, ચાલ્યા જઇશું.

લાઇ હયાત આઈ કઝા લે ચલી ચલે
અપની ખુશી ન આય ન અપની ખુશી ચલે

મદીના વાસીઓ તથા કાફલા વાળા પરસ્પર ભેટી ખુશ થયા હતા. તેમનાં ચહેરા ખીલેલા પુષ્પોની જેમ પ્રફુલ્લ બની ગયા હતા. અત્યારે તેમના ઉપર કુદરત તરફથી આનંદ અને ઉલ્લાસની વૃષ્ટિ થઇ રહી હોય એમ લાગતું હતું.

કાફલા સાલાર પાસે એક નવજવાન અરબ ઉભો હતો. એ જવાનનું પુરૂષાતન નિહાળવા જોગ હતું તેનો ચહેરો ગોળ હતો પેશાની પહોળી, અને ઉંચી હતી. આંખો મોટી મોટી અને આકર્ષક હતી. જેમાં સહનશીલતા અને લાગણી તરવરી રહેલી સ્પષ્ટ દેખાતી હતી. રંગ ઘઉંવર્ણો હતો. તમામ અવયવો ઘાટીલા અને સુદ્રઢ હતા. છાતી પહોળી અને અણુ ખાલી હતી. તેની દરેક અદામાં એક શાન અને શાનમાં એક અદા હતી. તે નઝર ઝુકાવી કાફલા સાલાર સાથે વાતો કરી રહયો હતો. કાફલા સાલાર બોલ્યો:-

"કયસ! તમે તો અમને સદંતર વીસરીજ ગયા. બેચાર મહીના તો શું, કદી બેચાર વર્ષમાંય મળવા ન આવ્યા."

એ નવજવાનનું નામ કયસ હતું. તેણે નઝર નીચી રાખી જવાબ આપ્યો 'શું કહું' કંઇ એવી મુશ્કેલીઓમાં સપડાયો હતો કે આપની સેવામાં હાજર થવાનું બની શકયું નહિ. કેટલીકવાર ઇરાદોય કર્યો પણ ખુદાને મન્ઝુર ન હતું.

કાફલાસાલાર—કહો, ખલીફતુલ મુસ્લેમીન સઇયદના હ૦ ઉમર ફારૂક (ર. અ.) તો સારી પેઠે છે ને?

કયસ—જી હા, સારી પેઠે છે પણ આજકાલ જરા વધુ ચિંતાતુર રહે છે.

કાફલા સાલાર ચિંતાતુર શબ્દ સાંભળી બેચેન બની ગયો. તેણે તરતજ સવાલ કર્યો:-ચિંતાતુર રહેવાનું કારણ?

કયસ—આજ કાલ શામમાં જેહાદમાં રોકાએલા ઇસ્લામી લશ્કર માટે તેમને

ઘણી ચિંતા છે. હલબનો કિલ્લો સર થઇ ચુકયો છે. હવે ઇસ્લામી સૈન્ય અન્તાકીયા તરફ વધી રહયું છે. અન્તાકીયા શામનું પાયતખ્ત છે. હરકુલે આઝમ રાજધાનીમાં મૌજુદ છે. તેણે ક્રોસ અને ક્રેસન્ટ (ક્રુસેડ) ના યુધ્ધનો પ્રેપેગેન્ડા કરી સારીએ ખ્રિસ્તી આલમને ઉશ્કેરી મુકી છે. ખ્રિસ્તીઓ જોશમાં આવી ગયા છે. દરેક તરફથી રોમન રાજાઓ હરકુલે આઝમની મદદે ઉભા થઇ ગયા છે. અન્તાકીયામાં ખ્રિસ્તી લશ્કરના આગમનથી ખળભળી ઉઠયું છે. લાખો ખ્રિસ્તીઓ ભેગા થયા છે. અને હજીયે તેમનો પ્રવાહ સતત વહ્યો આવે છે. ઇસ્લામી લશ્કર તેમના મુકાબલામાં ઘણું થોડું છે. માત્ર ૧૭ હજાર મુજાહીદો છે. દેખીતી રીતે આ મુઠીભર ઇસ્લામી લશ્કર સાગરની જેમ ઉછાળા મારતા રોમન લશ્કરનો મુકાબલો કરી શકતું નથી. જો કે મુસલમાનોએ જોર્દાન, બસરા, અર્કાહ, કદમીર, દમિશ્ક, બયતુલ મુકદ્દસ, કયસારનહ, કન્સરીન, હમ્સ, બઅલબક, શીયર્ઝ, ઉસ્તન, હલબ, અને બીજા શહેરો કબ્જે કર્યા છે કિંતુ અન્તાકીયા સર કરવા ઉપરજ શામની ફત્હેનો આધાર છે. તેથીજ શામના તમામ ખ્રિસ્તીઓ અન્તાકીયાના બચાવ માટે ઉભા થયા છે. ઇસ્લામી લશ્કર થોડું છે, બીજુ વધુ મુજાહેદીનોની ભરતી થાય એવી આશા નથી. આ કારણે હઝરત ખલીફતુલ મુસ્લેમીન ચિંતાતુર રહે છે.

કાફલા સાલાર—ખરેજ એ ચિંતાની વાત છે. મુઠ્ઠીભર મુસલમાન બેશુમાર રોમનો (ખ્રિસ્તીઓ) નો મુકાબલો કેવી રીતે કરી શકે? વારુ તમે આ જાણો છો કે અત્યાર સુધીમાં બીજું કેટલું લશ્કર ભેગું થઇ શકયું છે?

કયસ-માત્ર બે હજાર મુજાહેદીનોનું.

કાફલાસાલાર-એ લશ્કર મયદાને જંગ તરફ કયારે કુચ કરશે?

કયસ-તે કયારનુંય કુચ કરી ગયું હતે, માત્ર આપના આગમનની ખોટી હતી. જ્યારથી આપના આગમનની ખબર હ૦ ખલીફતુલ મુસ્લેમીને સાંભળી હતી, ત્યારથી તેઓ ઘણા ખુશ હતા. હુઝુરનો ઇરાદો એ લશ્કરને આપની દોરવણીમાં રવાના કરવાનો છે.

કાફલાસાલાર-કયસ! આ શું થયું? તમારા ચહેરાનો રંગ કેમ બદલાઇ ગયો? શું કંઇ દર્દ છે?

કયસના હોશ ઠેકાણે ન હતા. અઝરાની હોશરૂબા આંખોએ તેનાં હોશ હવાસ હરી લીધા હતા. ન તે ઉત્તરવાળવાને લાયક હતો ન તેણે ઉત્તર આપ્યો. કાફલા સાલારે પુન; પુછયું" કયસ! તમે એકાએક કેમ ચુપ થઇ ગયા? તમારી તબીયત કેમ છે?

હવે કયસ કેટલેક અંશે સ્વસ્થ થયો. તેણે મહા મુશ્કેલીએ પોતાના હોશ હવાસ દુરૂસ્ત કર્યા અને બોલ્યો. યા અમ! હમણાં ગરમી "વધુ લાગે છે. અચાનક મગજ ભમી ગયું.

કાફલો સાલાર:—મારીજ ભુલ થઇ. મોટી ભુલ. ખરેજ અત્યારે આફતાબમા

અસહ્ય ગરમી પેદા થઇ ગઇ છે. તાપમાં એટલી ગરમી આવી ગઇ છે કે ઉભા રહેવું મુશ્કેલ થઇ પડયુ છે અને વાતોમાં એનો ખ્યાલજ ન રહયો. ચાલો મદીનતુર્રસુલમાં જઇ વાતો કરીશું.

કાફલા સાલારે કાફલાને કુચ કરવાનો ઇશારો કર્યો. કાફલો ધીમે ધીમે રવાના થયો. મદીના મુનવ્વરા સામેજ હતુ. તેની ઉચી અને દિલફરેબ ઇમારતો દેખાતી હતી બહુ થોડું અંતર બાકી રહયું હતું. કાફલાવાળાઓનાં દિલ મદીનતુર્રસુલને નઝર સામે નિહાળી હર્ષથી નાચવા લાગ્યા હતા. તેમની આંખો ચમકી ઉઠી હતી. અત્યારે મોટાં ભાગના સ્ત્રી–બાળકો વાતો કરતાં કરતાં પગેજ ચાલી રહયા હતા. જે લોકો પાસે અશ્વો હતા, તેમણે ઘોડાની લગામો હાથમાં પકડી લીધી હતી. જ્યારે જે લોકો ઉંટો ઉપર આવ્યા હતા તેઓય તેમનાં વાહનોને દોરી રહયા હતા. બાળકો કુદતા અને ઠેકડા મારતા આગળ આગળ ધપી રહયા હતા. હજી તાપથી રેતી ગરમ થઇ ન હતી. બાળકો દોડીને રેતીના ઢગ ઉપર ચઢી જતા અને ઉપરથી લપસી પડી જલદીથી ઉઠી નાસતા. આમ થોડીક વારમાં આ કાફલો હંસીખુશીથી મદીના મુનવ્વરામાં દાખલ થયો.

મદીના મુનવ્વરામાં આગંતુક કાફલાની ખબર વિધુત વેગે પ્રસરી ગઇ હતી. જેથી લોકો ઉલટભેર કાફલાવાળાઓનો સત્કાર કરવા માટે દોડયા આવતા હતા. થોડીવાર માંજ માનવ સાગર ઉછળા મારતો ન હોય તેમ માણસોની ઠઠ જામી ગઇ અને સાથેજ અલ્લાહો અકબરના ગગનભેદી નાઅરાથી વાતાવરણ ગાજી ઉઠયું.

અરબ વાસીઓ મહેમાનદારી અને ખાતર બરદાસ્ત કરવામાં જગ વિખ્યાત છે. તેઓ તેમનાં આંગણે આવનાર દરેકે દરેક કાફલાનો ભાવ ભીનો સત્કાર કરતા હતા. કિંતુ આગતુક કાફલાનો સત્કાર એ માટે કરવામાં આવ્યો હતો કે તે મુજાહેદીનોનો કાફલો હતો જે જેહાદ માટે રવાના થવાને અત્રે આવ્યો હતો. માત્ર આ કાફલોજ નહિ બલ્કે જે જે કાફલો જેહાદ અર્થે મદીના મુનવ્વરામાં આવતો તેનોય શાનદાર સત્કાર કરવામાં આવતો.

મદીના વાસીઓ ચોમેરથી ચાલ્યા આવતા હતા. તેઓ આ દિલેરોનાં દર્શન કરવા આવતા હતા. જે કોઈ પણ પ્રકારની લાલચ કે દબાણને વશ થઇને નહિ બલ્કે સ્વખુશી અને માત્ર ખુદા અને ખુદાના રસુલની ખુશનુદી પ્રાપ્ત કરવા માટે જેહાદ ઉપર જવા આવ્યા હતા.

લોકો રસ્તાની બંને બાજુએ હારબંધ ગોઠવાઇ ગયા હતા, સ્ત્રી બાળકો ઘરનાં ઝરુખાઓ તથા બારીઓમાં ઉભી રહી આ મુજાહેદીનોની શાનદાર કુચ નિહાળી રહયા હતાં.

કાફલાના મોખરે એક ખુશ ઇલ્હાન કારી સુરતુલ અન્ફાલની તિલાવત કરી રહયો હતો. તમામ લોકો માથું ઝુકાવી એકાગ્રચિતે તેનું શ્રવણ કરી રહયા હતા. જેમ જેમ

મજકુર સુરાહની આયતો આગળ વધતી જતી તેમ તેમ શ્રવણ કરનારાઓના દિલમાં જોશ અને તબીઅતમાં અનેરો ઉમંગ ઉભરાતો જતો હતો. જ્યારે કારી આ આયત ઉપર પહોંચ્યો:—

"યા અય્યોહલ લઝીના આમનુ ઇઝા લકીતુમુલ લઝીના કફરૂ..."

(હે ઇમાનવાળાઓ ! જ્યારે તમે મયદાને જંગમાં કાફરોનો મુકાબલો કરો ત્યારે તેમને પીઠ ન દેખાડો. અને (આ છતાં) જે કોઇ તેમના મુકાબલાથી નાશે (સિવાય કે) તે યુદ્ધકળા શીખતો હોય, (અથવા પોતાનાં) લશ્કરમાં સાથે ભળવા ચાહતો હોય, જે ફરશે તેના ઉપર અલ્લાહનો ગઝબ ઉતરશે. અને તેનું ઠેકાણું જહન્નમ છે. અને તે કેવું એક ખરાબ ઠેકાણું છે !

આ આયત સાંભળી મુસ્લિમોનાં દીલ અલ્લાહના ખોફથી ધ્રુજવા લાગ્યા. કાફલો ધીમે ધીમે ચાલી અંતે મસ્જીદે નબવી પાસે પહોંચતાં થોભી ગયો. ઉંટ ઘોડા ખજુર વૃક્ષો સાથે બાંધી દેવામાં આવ્યા. પુરૂષો તથા બાળકો મસ્જીદે નબવીમાં દાખલ થયા. એ સઘળા એવા વિનય અને વિવેકથી દાખલ થયા કે જાણે તેઓ કોઈ મહાન શહેનશાહના દરબારમાં દાખલ થઇ રહયા હોય !

મસ્જીદ અલ્લાહનું ઘર છે. અલ્લાહના ઘરનું સન્માન દરેક મુસ્લિમ ઉપર ફર્ઝ છે. ઘોંઘાટ તો શું દુનિયાદારીની વાતોય કરવી જાઇઝ નથી. ઇસ્લામના પ્રારંભ કાલીન મુસ્લિમો મસ્જીદોનું બેહદ સન્માન કરતાં હતા. પણ અફસોસ કે આજકાલના મુસ્લિમો મસ્જીદોને કહવા ખાના કે મચ્છી બજારનાં જેવી ગણવા લાગ્યા છે. જરા જરા વાતમાં તુ તુ મેં મેં અને છેવટે ગાલી પ્રદાન ઉપર પણ આવીજાય છે. એથી શું મસ્જીદાનો બેહુરમતી નથી થતી ? શું અલ્લાહના ઘરનુ સનમાન આ રીતે થવું જોઇએ ? મુમિનો અલ્લાહના ઘરની બેહુરમતી કરે. અને અલ્લાહ તેમનાથી ખુશ થાય શું એ મુમકિન છે? આધુનિક સમયના મુસ્લિમો મસ્જીદને ખુદાનું ઘરતો સમજે છે. પણ અંતઃકરણથી નથી સમજતા એ તેમના ઇમાનની કમઝોરી છે, કાશ ! તેઓ આગલા મુસ્લિમોનું અનુકરણ કરે. અને સાચ્ચા પાકા મઝબુત ઇમાનવાળા મુસ્લિમ બની જાય.

તમામ લોકો મસ્જીદના સહનમાં જેને જ્યાં જગ્યા મળી બેશી ગયા. કાફલાવાળા બે રકાત નમાઝ પઢયા બાદ ગુંબદે ખિઝરામાં દાખલ થય. સવે એ મઝારે મુકદ્દસને સલામ કરી અને પાછા મસ્જીદમાં આવ્યા. અહીં કેટલક અરબો બેઠા હતા. તેઓમાં એક લાંબા કદના સ્હેજ મઝબુત બાંધાવાળા હતા. તેમનો રંગ ઘઉવર્ણો હતો. ચહેરો અત્યત પ્રભાવશાળી હતો. તેમણે જાડા લુગડાનો જબ્બો પરિધાન કર્યો હતો. જે સફેદ અને સ્વચ્છ હોવા છતાં સંખ્યાબંધ થીગળાં ધરાવતો હતો. પાસેજ એક દુર્રો (ચાબુક–કોરડો) મુકેલો હતો. તેમનું નામ હઝરત ઉમર ફારૂક (ર. અ.) હતુ. અત્યારના ખલીફતુલ મુસ્લેમીન તેઓજ હતા. તેઓ એવા પ્રભાવશાળી હતા કે કોઇ પણ તેમની સામે આંખ ઉઠાવી જોઇ શકતું ન હતુ. રૂસ્તમ અને સોહરાબ જેવા પીલતન પહેલ

વાને ની તરવારોની એટલી ધાક ન હશે જેટલી કે અત્યારે દુર્રયે ફારૂકીની હતી. જો કે તેઓ મદીના મુનવ્વરામાં નિવાસ કરતા હતા, છતાં ફારૂકી પ્રભાવ અને દેહશતથી કયસર અને કિસરા ધરૂજી ઉઠતા હતા. તેઓ અસાધારણ દુરંદેશ, બુધ્ધિશાળી અને ચાણુકય હતા. કુફ્ર અને શિર્કના એવા વેરી હતા કે અરબ ભુમિ પરથી બુતપરસ્તીની બુન્યાદજ ઉખેડી નાખી હતી. આ કારણે આપનો ખિતાબ ફારૂકે આઝમ થયો. આપ ઘણાંજ મુન્સિફ મિઝાઝ અને અજોડ આદિલ હતા. તેમનાં અદલ ઇન્સાફની એવી હકીકત હતી કે એક યહુદણ ના મુકાબલામાં પોતાના લખ્તે જીગરને કુરબાન કરી દીધો હતો. આ સઘળું છતાં આપ રેહમદિલ, લાગણીવશ અને અતિ નરમ સ્વભાવના હતા. ફરિઆદીઓની ફરિઆદ સાંભળતા, ગરિબો, નિરાધારો અને મઝલુમોની વ્હારે ધાતા; આપ મુસ્લિમોના ખલીફા હતા તેમજ રક્ષણ માટે પોલીસ ખાતુય કાયમ કરી દીધું હતું. તોય આખી આખી રાત આપ શહેરીઓની પાસબાની કર્યા કરતા હતા. મુજાહેદીનોના ઘરે જતાં, તેમનાં દુખદર્દોની ખબર લેતા અને તેમને જોઇતી વસ્તુઓ પંડે ખરીદી લાવી આપતા.

આપની જમણી બાજુએ બીજા એક અરબ સજ્જન હતા. તેમની દાઢી ભરાવદાર અને કાળી હતી. રંગ ખુલતો ગુલાબી હતો. આંખોમાં મુરૂવ્વત અને હયાના ચિન્હો સ્પષ્ટ દેખાતા હતા. ચહેરા ઉપર નુર અને પ્રભાવ જણાતા હતાં. તેમનુ નામ હઝરત ઉસમાન બિન અફ્ફાન (ર. અ.) હતુ.

ડાબી બાજુ બીજા એક સજ્જન હતા. તેઓ રહેજ ઠીંગણાં કદના હતા. ચહેરો રોશન હતો, ચાલાકી, મળતાવડો સ્વભાવ, બુધ્ધિ બળ, અને હસમુખ ધરાવતા હતા. તેમના હોઠો પર દરેક વખતે મુસ્કુરાહટ દેખાતી. તેમનાં ઇલ્મ અને વકતૃત્વ જગઆશકાર હતાં. જેથી આપ બાબુલ ઇલ્મ (ઇલ્મ ના દવાર) એવા લકબને પામ્યા હતા. એ મુકદ્દસ હસ્તીનું નામ હતુ હઝરત અલી કર્રમલ્લાહો વજહહુ.

આ સિવાય બીજા પણ નામાંકિત અરબો હતા. કાફલા સાલારને જોઇ સર્વે જણા ઉભા થઇ ગયા. કાફલા સાલારે ઝડપથી આગળ વધી સલામ કરી. સલામબાદ સર્વેએ હાથ મિલાવ્યા. આ ક્રિયા પુર્ણ થયા બાદ સઘળા ખામોશ બેસી ગયા. હઝરત ઉમર (ર. અ.) આવનારાઓની ખબર. આફીયત પુછયા પછી કહયું આમિર! ભલે આવ્યા. કેટલાય દિવસથી હું તમારી વાટ જોયા કરતો હતો. તેમ કરવાથી મને કાંઇ તકલીફ નથી થઇ પણ અલબત્ત મુલ્કેશામના મુજાહીદીનોની ચિંતા જરૂર થતી હતી. હુ તેમને જેમ બને તેમ તાકીદે કુમક મોકલવા ચાહતો હતો. પરંતુ મનુષ્યનું ધાર્યું થતું નથી. જે ખુદાને મન્જુર હોય છે તેજ થાય છે. કહો આપની સાથે કેટલા મુજાહેદીન છે?

આમિર—સ્ત્રી બાળકો સિવાય અઢીસો છે.

હ. ઉમર ર. અ ખુશ થઇ ગયા. તેમના ચહેરા ઉપર પ્રસન્નતા તરી આવી-આપે કહયું "આપે આટલા ટુંક વખતમાં આટલા મુજાહેદીન ભેગા કર્યા! અલ્લાહ આપને નેક જઝા આપે અત્યારે શામના મુજાહેદીનોને મદદની ઘણીજ જરૂર છે. અહીં અત્યાર સુધીમાં સવા બે હઝાર મુજાહીદો ભેગા થઇ ચુકયા છે. અઢીસો આપની સાથે છે. કુલ્લે અઢી હઝાર થયા. ઇન્શા અલ્લાહ આ લશ્કર આપની સરદારી હેઠળ રવાના થશે.

આમિર—યા અમીરૂલ મુમેનીન! હુ એને લાયક નથી કે કોઇ લશ્કરની સરદારી લઇ શકું.

હ. ઉમર-દરેક કામ અલ્લાહના ભરોસા ઉપર થાય છે. જ્યાં સુધી અલ્લાહની કૃપા આપણી સાથે ન હોય, ઇન્સાન કાંઇ કરી શકતો નથી. ખુદા પાસે મદદ માંગો શકિતની માંગણી કરો. સલાહકારી કમેટીએ આ લશ્કર આપનીજ દોરવણી હેઠળ રવાના થાય એવો અંતિમ નિર્ણય કરી લીધો છે. જેથી હવે કાંઇ ફેરફાર થઇ શકે તેમ નથી. વરૂ, આપ મુજાહીદોના નામ તો લખીને લાવ્યાજ હશો?

આમિર—હાજી. મારી પાસે તઇયાર છે.

હ. ઉમર—લાવો તે, હું રજીસ્ટરમાં નોંધાવી લઇશ.

આમિરે ચામડાની એક પાતળી ઝિલ્લી કાઢી. જેની ઉપર સઘળા મુજાહીદોના નામ તેમના પુરા ઠામ ઠેકાણા સાથે લખેલા હતા. આમિરે તે યાદી હ૦ ઉમરને આપી દીધી. ખલીફતુલ મુસ્લિમીન તે જોઇ ગયા થોડી વાર પછી આપે ફરમાવ્યું "વારૂ, આપ આરામ કરો, આજે સોમવાર છે. જુમ્માના દિવસે કુચ થશે. એ દરમિયાન જે તઇયારી કરવાની હોય તે કરી લેજો.

આમિર—મારે કાંઇ તઇયારી કરવાની નથી. હું તદન તઇયાર થઇને આવ્યો છુ.

આ કહી આમિર ઉઠયો. તેના જોડીદાર પણ ઉઠયા. અને સહનમાં આવ્યા. તેમને જોઇ સહનમાં બેઠેલા લોકો પણ ઉભા થઇ ગયા. અને કેટલાક આમિરને પુછવા લાગ્યા કે લશ્કરની રવાનગી કયારે થશે? આમિરે જુમ્માનો દિવસ જણાવતાં સર્વે લોકો ખુશ થયા. હવે તેઓ મસ્જીદે નબવીની બહાર આવ્યા. આમિરે કાફલાને રવાના થવાની ઇશારત કરી. કાફલો શહેર બહાર આવ્યો અને જે સ્થળે બીજા મુજાહીદો છાવણી નાખી રહયા હતા, તેમની પાસે આ કાફલાએ પણ પડાવ નાખ્યો. તેઓ ઠરીઠામ થયા પછી સત્કાર માટે તેમની સાથે આવેલા લોકો શહેરમાં ચાલ્યા ગયા. જો કે કયસનું મન ત્યાંથી જવા ના પાડતુ હતું પણ હવે ત્યાં થોભવા માટે કોઇ બહાનું ન હતું જેથી ઘણી ના ખુશી સાથે તે પણ પોતાના ઘર તરફ પાછો વળ્યો.

# પ્રકરણુ ૨ જું.

---

## જલ્વયે હુસ્ન.

—(૦)—

કયું જલ ગયા ન તાબ રૂખે યાર દેખ કર
હયરાં હુ અપની તાકતે દીદાર દેખ કર

કુયસ મદીના મુનવ્વરાનો રહેવાશી હતો. તે એક આબરૂદાર કુટુંબનો નબીરો હતો. એક સમયે તેનું ખાનદાન ધનાઢય હતું. તેનો બાપ વેપાર કરતો હતો. વેપારમાં કેટલાક વર્ષો સુધી તે ઘણું ઘણું કમાયો. મોટા ગણાતા વેપારીઓમાં તેની ગણના થવા લાગી. બહારની દુનિયા તેના નામથી વાકીફ થઇ ગઇ. પણ વેપાર હમેંજ માં નફો અને નુકસાન થયાજ કરે છે. થોડાક સમય બાદ તેનેય નુકશાન થવા માંડયું. જે કાંઇ સંપાદન કર્યું હતું તે નુકશાની ભરપાઇ કરવામાં ખતમ થઇ ગયું. કહેવાય છે કે મુસીબત કદી પણ એકલી આવતી નથી. હજી કયસ બાળક હતો કે તેના શીરેથી તેના બાપનું છત્ર ઉઠી ગયું. તે નબાપો થઇ ગયો. તેની માતાએ મહેનત મજુરી કરી અલ્લાહ તવકકલ પાળ્યો પોષ્યો, અને તે નવજવાન થતાં નવે નામથી વેપાર કરવા લગ્યો. ખુદાએ કૃપા કરી. તેના દી ફર્યા. તેમની હાલત અગાઉ કરતાં સારી થઇ ગઇ. છતાં તે હજી પોતાના બાપે મેળવેલી આંટ ને શાખ મેળવી શકયો નહતો. તથાપિ તે ચંચળ અને દ્રઢ મનનો હતો. અતિ પરિશ્રમ પુર્વક તે પોતાના કારોબારમાં મચ્યો રહેતો હતો. તેને આમિર સાથે દુરનું સગપણ પણ હતું.

કયસ ઘણો સોહામણો નવજવાન હતો. તેમ તે બહાદુર અને વીર હોવા ઉપરાંત મિલનસાર અને સદગુણી પણ હતો. લોકો સામાન્ય રીતે તેની સાથે પ્રેમ દર્શાવતા. જે કોઇ તેની સાથે એક વેળા વાત કરતો, તે તેનું દિલ જીતી લેતો. તેનો ઇરાદો જેહાદ ઉપર જવાનો હતો, કિંતુ તેની માતા એકલી હોવાથી મજબુર હતો.

એક દિવસે તે પોતાની દુકાન ઉપર બેઠો હતો. ત્યાં તેણે ઢંઢેરો સાંભળ્યો કે મુલકે શામમાં મુજાહીદોને મદદની ઘણી જરૂર છે. જે લોકો જેહાદ ઉપર જવા માંગતા હોય તેઓ મસ્જીદે નબવીમાં હાજર થઇ પોતાના નામ ઠામ લખાવી જાય.

કયસ આ ઢંઢેરો સાંભળી બેચેન બની ગયો. તેની વીરતા અને સ્વમાને તેને

ઉશ્કેર્યો. તે તેજ વખતે દુકાન છોડી તેની મા પાસે ગયો અને તેની પાસે જેહાદ ઉપર જવાની રજા માંગી. તેની વૃધ્ધ માએ તેનું મુખ ચુમી લીધું અને તેને ખુશીથી જેહાદ ઉપર જવાની રજા આપી દીધી. કયસ હર્ષાવેશમાં આવી ગયો. અને મસ્જીદે નબવીમાં જઇ પોતાનું નામ નોંધાવી આવ્યો. તે પછી દુકાનની વસ્તુઓ જેમ બની તેમ વેચી નાખી ઉપજેલી રકમ માને સોંપી દીધી. તેણે એક ઘોડો તથા કેટલીક યુધ્ધ સામગ્રી પણ ખરીદ કરી. તેને તથા તેની માને ખબર પડી હતી કે યમનથી આમિર પણ જેહાદ ઉપર જનાર છે. જેથી તેઓ તેનાં આગમનની વાટ જોતા હતા. આખરે આમિરનો કાફલો મદીના મુનવ્વરામાં આવી પહોંચ્યો અને તેમના આગમનથી બંને મા બેટા ઘણા ખુશ થયાં.

કયસનીમા આમિરના પડાવ ઉપર તેની પત્નિ તથા દીકરીને મળવા ગઇ સૌથી પહેલાં તે આમિરને મળી. આમિર ઘણી ખુશીથી મળ્યો. આમિરની પત્નિ લયલાએ પણ તેનો ભાવભીનો સત્કાર કર્યો. અને જ્યારે તે હુરવશ અઝરાને ભેટી, ત્યારે તે તેને જોઇ આભીજ બની ગઇ. તેનું હુસ્ને આલમસોઝ નિહાળી તે છક થઇ ગઇ. તેણે નાન પણમાં અઝરાને જોઇ હતી. ત્યારે તે દેખાવડી જરૂર હતી. પણ અત્યારના જેવી દિલ-ફરેબ અને મનહર નહતી. તેને જોતાંજ કયસની માના દિલમાં ચોકકસ વિચાર ઉદ્દભવ્યો. જો કે તે જાણતી હતી કે તેનું ખાનદાન આબરૂદાર છે, તેમ આમિર સાથે સગપણ છે. છતાં તે ગરીબ હતી. જ્યારે આમીર અમીર હતો. તેણે વિચાર્યું કે આમિર પોતાની એકની એક એક લાડકવાઇ બેટી કયસને કેવી રીતે આપી શકશે ? તેને ખેદ થયો. મહા ખેદ. આ છતાં તેની એવી તમન્ના થઇ કે કોઇ પણ રીતે કયસ એક વખત અઝરાને જુએ પણ તે બાપડીને શી ખબર કે કયસ કયારનોય તેના માટે હોશ ગુમાવી બેઠો છે.

જો કે કયસે અઝરાને એકજ નઝર દીઠી હતી. પણ તે એક નઝરે મુહબ્બતનો એવો જાદુ ફુંકી દીધો હતો કે તેના દિલમાં તેની પ્યારી પ્યારી સુરતે ઘર કરી લીધું હતું.

કયસ કેટલીક વેળા આમિરના મુકામે ગયો. કદાચને કોઇ રીતે અઝરાના દર્શન થઇ જાય એ હેતુથી. પણ તેનો એ હેતુ પાર પડી શકયો ન હતો. દરેક વેળા તે નિષ્ફળ અને નિરાશ બની પાછો ફર્યો હતો.

એક દિવસ બપોરના સમયે કયસ આમિરના મુકામે ગયો. આમિર તંબુની સામે ઉંટના ચામડાની બનાવેલી ચાદરની છાયામાં કામળાની પથારી ઉપર બેઠો હતો. આમિરે કયસને પોતાની પાસે બેસવાની ઇશારત કરી. તે એવી રીતે બેસી ગયો કે તેનું મોઢું તંબુ તરફ હતું.

થોડીક વારે આમિર બોલ્યો કયસ આજે બુધવાર છે. પરમ દહાડે લશ્કર કુચ કરશે. તમે તઇયારી કરી લીધીછે ?

કયસે માથું ઝુકાવેલું રાખી જવાબ આપ્યો જી. હાં. હું તો ક્યારનો તઇયાર છું.

અમિર—સાથે કામળો કેટલા લીધા છે?

કયસ—ત્રણ.

આમિર—ત્રણ! તદ્દન અપુરતા છે. ત્રણમાં શું કરી શકશો? કદાચને તમે જાણતા નથી. કે શામમાં હદ ઉપરાંતની ટાઢ પડે છે. ત્રણ કે ચારચાર કામળાથ તે ખાળી શકતાં નથી. માટે મારૂં કહયું માની બીજા બે કામળા લઇ લો.

કયસ—બેહતર હું આજેજ ખરીદી લઇશ. નહિ તો શામના કોઇ શહેરમાંથી લઇ લઇશ.

આમિર—ઠીક છે. અહીં મોંઘાં છે ત્યાંથી ખરીદી લેજો.

આ વખતે તંબુ ઉપર પડેલો પડદો હાલ્યો. કયસ કે જે કદી કદી તે તરફ નિગાહ દોડાવ્યા કરતો હતો, તેને તંબુના દ્વાર ઉપર પડેલો પદડો હાલતો દેખાયો, સાથેજ પડદાને અઢેલી કોઇ ઉભું રહેલુ હોય એમ તેને જણાયું તે જાણતો હતો કે તંબુમાં આમિરના કુટુંબની સ્ત્રીઓ છે. તેના મગજમાં વિજળીની ઝડપે એવો વિચાર ઉપસ્થિત થયો કે જે હુસ્નશ સાથે તે પ્રેમ કરવા લાગ્યો છે, તેજ રમણી અત્યારે પડદાને અઢેલી કાં ઉભેલી ન હોય? આ વિચાર ઉદભવતાં તેનું લોહી જોર જોરથી વહેવા માંડયું. તે લલચાએલી નઝરે તે તરફ એકાગ્ર ચિંતે જોઇ રહયો. અચાનક સફેદ દુધ જેવા નાઝુક હાથના આંગળાએ બહાર નીકળી પડદાને સ્હેજ ખસેડયો. કયસ તે પાતળા અને હીનાઇ રંગી આંગળા જોઇ બેતાબ બની ગયો. તેને આંગળાનાં ટેરવાઓમાંથી હુસ્નના કિરણો નીકળતા દેખાયા. તેનું હૃદય ધબકવા માંડયું. જોત જોતામાં પડદો ખસ્યો, અને હુસ્નશ અઝરાની નુરાની સુરત નુરનાં કિરણો પાથરતી દેખાઇ. કયસ તે નુરથી ભરેલી પ્યારી પ્યારી મોહની સુરત નીહાળી અવાચક બની ગયો. હુસ્નના કિરણોએ તેના હોશ ઉડાડવા માંડયા. સભવીત હતું કે તે હોશ હવાસને ગુમાવી ભુમિ ઉપર લાંબો થઇ જાય. અને તેની મુહબ્બતનો ભેદ ઉઘડી જઇ તેની અને તેની આરામે જાનની રૂસ્વાઇનું કારણ બને. પણ તેજ વેળા પડદો નાખી દેવામાં આવ્યો. અને નુરનો પ્રકાશ પાથરતી પાતળી આંગળીઓ ઝટપટ અંદર ખેંચી લેવામાં આવી.

કયસ, કે જેના હવાસ ગુમ થતા જતા હતા, સ્વસ્થ થયો. તેણે હોઠો વચ્ચે દબાએલી આહ કરી. આ બીજો પ્રસંગ હતો કે તેણે ગારતગરે દીનો ઇમાનની ઝોહિદ ફરેબ સુરત નીહાળી હતી. અને પરિણામે તેની રાતની નિંદ્રા અને દિવસનો આરામ ઉડી જવા પામ્યો હતો.

આમિરે ધ્યાન પુર્વક કયસને જોયો. અને બોલ્યો "બેટા કયસ! આ કદી કદી તમારા ચહેરાનો રંગ કેમ ઉડી જાય છે? શું તમારી તબીઅત તો ખરાબ નથીને?

કયસ હજી સુધી તદ્દન સ્વસ્થ થયો ન હતો. તેણે મહા મુશ્કેલીએ જવાબ વાળ્યો "જી હા. પરમ દિવસથી તબીઅત સ્હેજ નરમ છે.

આમિર—શું થાય છે? કોઇ તબીબની સલાહ લીધી હોત!

કયસ—કોઇ ચોકકસ શિકાયત હોતતો તેમ કરતે. પણ તબીબની જરૂરજ શી છે! જેટલા પણ તબીબો અત્રે છે તેમનાં જેટલું તો હુંય જાણું છું. મેં પણ વઇદાને લગતાં થોડાક પુસ્તકોનો અભ્યાસ કર્યો છે.

આમિર—હા, એ તો હું ભુલીજ ગયો. પણ સાંભળ્યું છે કે તબીબો પોતાનો ઉપચાર પોતે નથી કરતા.

કયસ—એ ખરૂં છે......"

કયસ પોતાનું વાકય પુણ કરે તે પહેલાં તંબુમાં કોઇનો પડવાનો આવાઝ અને સાથેજ એક તીણી ચીસ સભળાયાં. કયસ તથા આમિરે અજાયબીથી તંબુ તરફ જોયું. આમિર ગભરાઇને ઉઠયો. અને જલદીથી તંબુમાં દોડી ગયો.

તંબુ વિશાળ હતો. તેમાંય કામળાનું ફર્શ પાથરેલું હતુ. તંબુની વચ્ચે હુરવશ અઝરા બેભાન પડેલી હતી. તેના ચહેરા પરનો રંગ ઉડી જઇ સફેદ બની ગયો હતો. તેની પાસે પરીજમાલ સલ્મા અને અઝરાની વાલિદા બેઠાં હતાં. તેમના ગભરાટનોય પાર ન હતો. બંનેના ચહેરા ઉપર હવાઇઓ ઉડી રહી હતી. આંખોમાં ગમ અને ચિંતાના ચિન્હો જણાંતા હતાં. આમિરને જોતાંજ લયલાનાં આંસુ વહેવા લાગ્યાં. તે ગળગળતા સાદે પોકારી ઉઠી જુઓને! મારી બાળકીને શું થઇ ગયું?

આમિર મઝબુત મનવાળો શખસ હતો. છતાં અઝરાની અત્યારની સ્થિતિ નિહાળી ગભરાઇ ગયો. અને તેણે પ્રશ્ન કર્યો "પણ આ કેવી રીતે થયું? એ તો હમણાં હું બહાર ગયો ત્યારે તંદુરસ્ત હતી.!

લયલા—હમણાં બેઠા બેઠાં ઉઠી ટહેલવા લાગી, તેમ કરતાં દરવાજા તરફ ચાલી ગઇ. ત્યાંથી પાછી આવી ત્યારે તેના ચેહરાનો રંગ ઉડી ગયો હતો. પગ લથડીઆં ખાતા હતાં. એ જોવાને હું આગળ વધું તે પહેલાં તો તે ધમ કરતી ભુમિ પર પછડાઇ અને પછડાતાંજ બે ભાન થઇ ગઇ.

આમિરને સંતતિમાં માત્ર આ એકજ બાળકી હતી. તે તેને ઘણાં પ્રેમથી ચાહતો તેની આ દશા નિહાળી તેને ભારે ખેદ થયો. ખેદમાં તે આ વસ્તુ ભુલી ગયો કે તેને શું કરવું જોઇએ અંતે લયલા બોલી ઉઠી આમ કયાં સુધી બેશી રહેશો. કોઇને મોકલી તબીબને તો બોલાવી મંગાવો.

તબીબનુ નામ સાંભળી આમિર ચોંકી ઉઠયો. તેણે કહ્યું "એતો હું ભુલીજ ગયો. બહાર કયસ હાજર છે. તે પણ વઇદું જાણે છે. તેનેજ બોલાવી મંગાવું છું.

લયલા—કયસ!......હા તેને જલદી બોલાવો.

આમિર—તેને બોલાવું છું. તમે પડદાની વ્યવસ્થા કરો.

લયલા—પડદો! શા માટે. તે ગયર તો નથી. આપણુંજ લોહી છે. જાઓ જલદી બોલાવો

આમિરે "વારૂ" કહયું અને દરવાજા પાસે જઇ તે ઉપર પડેલા પડદો ખસેડી બુમ પાડી "બેટા કયસ! જરા અહીં આવો.

કયસ અત્યારે આકુળ વ્યાકુળ થઇ રહયો હતો. તે જાણવા ચાહતો હતો કે તંબુમાં શો બનાવ બન્યો છે. પણ આમિરને બોલાવતો સાંભળી તે સ્વસ્થ થયો અને ઉઠી તેની પાસે આવ્યો. અને બોલ્યો "કહો શું હુકમ છે?

આમિર—અત્યારે બેટી અઝરાની તબીઅત જરા બગડી ગઇ છે. જરા જુઓ તો ખરા, શું થયું છે?

કયસ આમિરની પાછળ તંબુમાં દાખલ થયો. તેણે લયલાને અને લયલાએ તેને નિહાળ્યો. કયસે તેને સવિવેક ઝુકીને સલામ કરી. લયલાએ આશિર્વાદ આપી કહયું "બેટા કયસ! ઝરા જુઓ તો ખરા કે અઝરાને શું થયું છે?"

કયસની દ્રષ્ટિ સલ્મા ઉપર પડી. જે શર્મથી લજાતી છુપાતી બેઠી હતી. સલ્મા પછી તેની નિગાહ અચેત પડેલી અઝરા ઉપર પડી. જો કે અઝરા બેભાન હતી, તેના ચહેરાનો રંગ ફીકકો પડી ગયો હતો છતાં તેનું આકર્ષણ એવું હતું કે જે જોનારને તેની તરફ ખેંચ્યા વિના ન રહેતું. કયસ એ ગારતગરે હોશને આવી હાલતમાં જોઇ આકુળ વ્યાકુળ બની ગયો. પણ તેણે હોશ કાયમ રાખવામાં સફળતા મેળવી લીધી.

અમિર, સલ્મા અને લયલા કયસ તરફ જોઇ રહયા હતા. તેણે તે જોયું તે ઘણીજ દ્રઢતા પુર્વક એવી રીતે કે જાણે તેણે અઝરાને દીઠીજ નથી, તેમ તેની પાસે બેશી ગયો અને તેનો નાઝુક હાથ સ્વહસ્તમાં લઇ નાડ જોવા લાગ્યો.

મુહબ્બતના કરિશ્મા પણ અજબ અજબ પ્રકારના હોય :છે. કયસને સ્વપ્નેય આશા ન હતી કે તે જેને પ્યાર કરે છે, તેની મોહની સુરત ફરીવાર તે જોઇ શકશે. પણ ન માત્ર તેણે તેની પ્રિયત્માને ફરીવાર દીઠી, બલ્કે અત્યારે તે તેની પડખે બેશી તેના રૂપાળાં હસ્નની નાડ જોઇ રહયો હતો. તેનું મન ચાહતું હતું કે તે ઉમ્રભર એવીજ રીતે બેસી રહી તેની નાડ જોતો રહે. પણ એમ બનવુ સભવીત હતું? ઉમ્રભર તો શું કલાક અર્ધા કલાક માટે પણ અસંભવીત હતું, આમિર સલ્મા અને લયલાની ચિંતાતુર આંખો તેના ચહેરા ઉપર ચોંટી ગઇ હતી. નાડ જોતાં જોતાં જ્યારે ઘણી વાર થઇ ત્યારે લયલાથી સહન થઇ શકયું નહિ. તે બોલીજ ઉઠી "બેટા કયસ! કાંઇ જણાયું? તેને બેઠાં બેઠાં આ તે શું થઇ ગયુ?

કયસ કે જે અત્યારે ભાન ભુલેલી હાલતમાં હતો, ચોંકયો અને ધીમેથી બોલ્યો "ગભરાવા જેવું કાંઇ નથી. જ્ઞાનતંતુઓએ મગઝ પર હલ્લો કર્યો છે, થોડુંક પાણી લાવો જોઇએ..............."

સલ્મા એક અદાયે જાનાના સાથે ઉઠી અને એક જામમાં પાણી લઇ આવી, કયસે પાણીના છાંટા હુરવશ અઝરાના ચહેરા ઉપર છાંટવા માંડયા ત્રણ ચાર વખત

એમ કરવાથી અઝરાએ નરગીસી આંખો ઉઘાડી દીધી. તેણે અર્ધ ઉઘડેલી આંખે અહીં તહીં જોયું. માની મમતા ધીરજ ધરી ન શકી. લયલાએ આવેશમય બની અઝરાની પેશાની ચુમી લીધી અને બોલી "બેટી અઝરા! સ્વસ્થ થાઓ. તમે અમ સર્વેને પરેશાન કરી દીધા છે."

કયસ બોલ્યો જરા થોભો. હજી તેમને પુરતું ભાન આવ્યું નથી, જેથી રખેને વળી પાછી તબીઅત બગડી જાય.

લયલા ખામોશ થઇ ગઇ કસસે પુનઃ નાડ તપાસી. આ વખતે નાડની ગતી ઠીક હતી. અને અઝરા પણ વધુને વધુ હોશમાં આવતી જતી હતી. તે મીઠી મીઠી નઝરે કયસ ને ટીકી રહી હતી. કયસ પણ આ તકનો લેવાય તેટલો લાભ લેવામાં નિમગ્ન હતો. ઠીક થયુ કે અત્યારે લયલા, સલ્મા અને આમિર ગભરાટમાં પડેલા હતા. અને ગભરાટના કારણે તે પ્રેમીઓની મુહબ્બત ભરી નિગાહોને પારખી શકયા ન હતા. નિકર ભેદ ફુટી જતે, અને પછી કદાચને જીવન પર્યંત અઝરા કયસને અને કયસ અઝરાને જોઇ શકતે નહિ.

અત્યાર સુધી તો લયલા કયસની સુચના મુજબ ખામોશ રહી હતી. પણ હવે તેનાથી ખામોશ રહી શકાયું નહી. તે બોલી ઉઠી બેટી અઝરા! હવે તબીઅત કેમ છે?

અઝરાએ હોશમાં આવતાં કયસનેજ દીઠો હતો. તેને જોવામાં તે એટલી તો લીન થઇ ગઇ હતી કે આસપાસ જોવાનું તેને ભાન રહયું ન હતું. પણ તેની માએ તેની તબીઅત વિષે પુછયું ત્યારે તે ચોંકી ગઇ. તેનું દિલ ધડકવા અને આંખો ચમકવા માંડયાં. તેણે જલદીથી જવાબ આપ્યો સારી છું.

હવે તે ઉઠીને બેઠી. માથા પરથી ખસી ગએલી ઓઢણી ઠીક કરી સંકોચાવા લાગી. એ જોઇ લયલા બોલી "અલ્લાહ તારો શુક્ર છે. હઝાર શુક્ર.

આમિરે કયસને સંબોધી કહયું "બેટા કયસ! ગ્નાનતંતુઓ કેવી રીતે ઉત્પન્ન થાય છે?"

કયસ—કેટલીક વેળા વધુ પડતી ગરમીના કારણે. અને કદી કબ્જીયાત અને અજીરણથી. વળી કોઇ વેળા કોઇ સારી યા માઠી વસ્તુ અચાનક નિહાળી લેવાથી પણ તેમ થઇ જાય છે. દિમાગની અસર દિલ ઉપર થાય છે. તેમાંથી તંતુઓ ઉત્પન્ન થઇ પ્રથમ દિલ ઉપર અને તે બાદ દિમાગ ઉપર પથરાઇ જાય છે. પરંતું એમને (અઝરાને) ગરમીની અસર હતી. આપ જુઓ છો, કેટલી સખત ગરમી પડી રહી છે! આજે હવા તદન બંધ છે. આફતાબમાં એટલી બધી ગરમી છે કે ઇલાહી તઉબા; જો કે આપનો તંબુ વિશાળ અને ઉચો છે, છતાં આફતાબે તેને એવો તો તપાવી દીધો છે કે જાણે લોખંડી ચાદરનું છત્ર તપી ઉઠે છે.

આમિર—હા. ખરેજ તમે ઠીક કહોછો એટલી સખત ગરમી છે કે મારાથી

તંબુમાં બેશી શકાતું નથી. પણ આ સ્ત્રીએ અકકલથી કામ લેવાનું જાણતી નથી. જેવી રીતે મેં છાંયડાની બહાર ગોઠવણ કરી છે તેમ બીજી તરફ સ્ત્રીઓ માટેય કરી છે. ત્યાં હવા પણ આવે છે. પણ તેઓ ત્યાં જઇ બેશે ત્યારે ને ?

કયસે સ્મીત કરતાં કહયું "ખરેખર, આપે ગોઠવણ તો સારી કરી છે પણ જ્યાં હવાજ બંધ થઇ ગઇ હોય ત્યાં તેઓય શું કરે ! જેવી રીતે આ તંબુ ધીખી રહયો છે એવીજ સ્થિતિ બહારની પણ છે.

કયસે આ પીંજણ એટલા માટે કર્યું હતું કે કદાચને અઝરા હંસી પડે. તેનો એ હેતુ પાર પડયો. અઝરાના હોઠો ઉપર સ્મિત ફરકી રહયું, કયસનું દિલ બે કાબુ બન્યું છતાં મહા મુશ્કેલીએ દિલ ઉપર કાબુ મેળવી ખામોશ રહયો.

આમિર—ગરમી માટે તો અલ્લાહની પનાહ ! જો વૃક્ષોની છાયામાં તંબુ હોતતો સ્હેજ રાહત—મળતે. પણ કાંઇ નહિ, બે ત્રણ દિવસ બાકી છે. તે બાદ કુચ કરી જવાનું છે.

કયસ—પણ બે ત્રણ દિવસની ગરમી શું કાંઇ કરી નથી શકતી ! આજેજ જુઓ ને ! જોત જોતામાં અઝરા.........નીતબીઅત બગડી ગઇ !

કયસે અઝરા નામનો ઉચ્ચાર કરતાં અઝરા સામે જોયું તેમ અઝરાની નિગાહ પણ કયસ તરફ ઉઠી બંનેની આંખેમાં જાદુ ભર્યું હતું. એક બીજાને નિરખવાથી બંને મદહોશ જેવા થઇ ગયા. પણ આમિરે તેમને ચોંકાવી મુકયા. આમિર બોલી રહયો હતો કે "પણ હવે શું થઇ શકે ? કોઇ છાયાવાળી જગ્યા મળી શકે તેમ નથી."

તરતજ કયસ બોલી ઉઠયો "કેમ ! શા માટે મળી નહિ શકે ? ગરીબ ખાનું મવજુદ છે. હું જાણું છું કે તે આપને રહેવા લાયક નથી, કિંતુ આ તકલીફને જોતાં તે કાંઇ બુરૂં પણ નથી.

આમિર—બેટા ! અમારા ત્યાં જવાથી તમને અને તમારી વાલિદાને તકલિફ થશે........."

લયલા વચ્ચેજ બોલી ઉઠી "ના. કયસ કે તેની વાલિદાને કાંઇ તકલીફ નહિ થાય. જુઓ અહીં તો મારી બાળકીનું મોઢું કુમળાઇ ગયું છે. અહીં રહેવામાં ભારે તકલીફ ભોગવવી પડશે. બેટા કયસ ! તમે જઇને બંદોબસ્ત કરો અમે જુમ્મા સુધી તમારે ત્યાંજ રહીશું.

કયસને તો એટલુંજ જોઇતુ હતું. તે હર્ષમાં આવી ગયો તે બોલ્યો બંદોબસ્ત શો કરવાનો હતો ! જ્યારે ચાલવુંજ છે તો વિલંબ શા માટે ? કરો બિસ્મીલ્લાહ.

લયલા—ઠીક ત્યારે ચાલો. (આમિરને) આપ ગુલામોને કહી ઉંટો ઉપર મહમીલો તઇયાર કરાવો.

આમિર—વારૂ, હું ઉંટો ઉપર મહમીલો બંધાઉં છું. ત્યાં સુધી તમે સરસામાન બાંધી લો. અઝરા પાસે કાંઇ કામ ન લેજો, બેટી સલ્મા તમને મદદ કરશે.

લયલા—ઠીક, તમે જાઓ, અમે સામાન બાંધીએ છીએ. બેટા કયસ, તમે અઝરા પાસે બેસી રહેજો.

આમિર બહાર ગયો, લયલા તથા સલમા સામાન બાંધવા માટે તંબુના બીજા ભાગમાં ચાલી ગઇ. અને અહીં અઝરા અને કયસને એકાંત મળ્યું.

બંને પ્રેમીઓ સામ સામે બેઠાં હતાં કયસના સદભાગ્યે તેને આ અલૌકિક મોકો મળ્યો હતો, તેણે હુરવશ અઝરા સાથે વાર્તાલાપ કરવનો ઇરાદો કર્યો. પણ અઝરાના હદ ઉપરાંતના સૌંદર્ય પ્રભાવે તેને બોલવા દીધો નહિ. જ્યારે કાંઇ બોલવા ચાહતો, ત્યારે તેનું દિલ જોરજોરથી ધડકી ઉઠતું, હોંઠ સુખાઇજતા, અને અવાઝ મોઢામાંજ દબાઇ જતો.

કયસ અતિ બહાદુર, મઝબુત મનવાળો અને સુંદર વકતા હતો. તેનું દિલ આજ પહેલાં કયારેય ધરૂજ્યું નહતું. તેમ તે કોઇના પ્રભાવથી અંજાઇ પણ ગયો નહતો તે ગમે તેવા સંભાવીત પુરૂષ ઉપર પોતાનું દિલ ઘણી સ્હેલાઇથી ઉઘાડી શકતો. કદી પણ અચકાતો નહતો. પરંતુ આજે એક સત્તર વર્ષની છોકરી સામે તેનું મોઢું ઉઘડી શકતું નહતું. તેને એ માટે ભારે આશ્ચર્ય થયું.

સમય પસાર થતો જતો હતો. કયસ તે જાણતો હતો, જેથી ભાગ્યવશાત મળેલી આ તકને એળે જવા દેવા ચાહતો ન હતો મહા મુસીબતે શકિત એકત્ર કરી ધડકતા દિલે બોલ્યો "અઝરા........."

અઝરાએ ખુબસુરત હરણીની જેમ મસ્તાના અદાથી મોટી મોટી આંખો ઉંચી કરી તેને જોયો. કયસ તે હોશરૂબા નિગાહોને સહન કરી ન શકયો. તેનુ શરીર ધરૂજી ઉઠયું. જાણે કોઇ અપરાધી ન્યાયાધીશ સામે ઉભો રહી પોતાની મોતનું ફરમાન સાંભળી ધરૂજી ઉઠે છે તેમ; તે આભો બની અઝરાની પ્યારી સુરત જોતો ઉભો રહયો.

ખુબસુરત અઝરાએ કેટલીક પળ રાહ જોઇ. તે બાદ કયસને નિરૂત્તર રહેલો જોઇ સ્મીત કરતાં બોલી "ફરમાવો શો હુકમ છે?

કોઇ ચબરાક માણુસ માટે વાતચીત કરવા માટે આટલું બસ હોય છે. પરં( જે દિલ અને દિમાગમાં મુહબ્બત પ્રવેશી જાય છે ત્યાંથી અકકલ અને દાનિશમંદી કુચ કરી જાય છે. જેથી વાતચીત માટેની મળેલી આ પ્રેરણા છતાંય કયસ તે પરી જમાલ ટીકતો રહયો. અઝરાએ પુનઃ કહયું "કહોને આપ શું કહેવા ચાહો છો?

હવે કયસ સ્વસ્થ થયો માંડ માંડ શક્તિ ભેગી કરી બોલ્યો:—"આપની તબીઅત કેમ છે? "

અઝરાએ દિલજીત મુસ્કુરાહટ સાથે ધીમા અવાજે ઉત્તર વાળ્યો:—"અલ્લાહની મહેરબાની અને આપની ઇનાયતથી હવે ઠીક છે."

વાતચીતનો માર્ગ મોકળો થઇ ગયો હતો. એટલે કયસે હિમ્મત એકઠી કરી. વાતચીત ચાલુ રાખતાં કહ્યું:—"મારી ઇનાયતથી? મેં શી ઇનાયત કરી?"

અઝરાએ મુસ્કુરાઇ શર્મથી પુર્ણ અવાજે કહ્યું "આપ તસ્દી લઇ પધાર્યા, મારો ઉપચાર કર્યો, હું સાજી થઇ ગઇ. એ ઇનાયત નથી તો શું છે?"

કયસ—આપ તેને ઇનાયત સમજો છો! એ તો મારી ફર્જ હતી જે મેં અદા કરી. ઇનાયત તો ત્યારે કહેવાતે કે જ્યારે આપને સાજા કરવા પાછળ હું મારા પ્રાણ............"

કયસ વધુ બોલી શકયો નહિ. તેને અચાનક વિચાર આવ્યો કે રખેને આ ગુસ્તખીભરી વાત નાજુક મિઝાજ અઝરાને પસંદ પડે પણ આ અધુરા વાકયથી અઝરા શર્માઇ ગઇ હતી. તેની મોટી મોટી હયાદાર આંખો નીચે ઝુકી ગઇ હતી. છતાં કોણ જાણે તેના મનમાં શું આવ્યું કે તે સહસા કયસ તરફ નિહાળી પુન: બોલી "હા......હા કહો આપ શું કહેવા ચાહો છો! ખામોશ કેમ થઇ ગયા? "

અઝરાના શરમાઇ જવાની એક બીજી પણ દાસ્તાન હતી. કયસના ઘવાએલા દિલ ઉપર તેની એ અદાએ ભારે અસર કરી. તેણે ઊંડો શ્વાસ ભરી કહ્યું:— "અઝરા......જે કાંઇ મારા દિલમાં છે તે ઝાહીર કરતાં હું બીકે છુ"

અઝરાએ ભોળી સુરત બનાવી પુછ્યુ:—"કેમ? બીઓ છો શા માટે?"

કયસનું મન બેકાબુ બન્યું. અઝરા હજીએ તેને જોઇ રહી હતી. કયસે મહા મુસીબતે દિલપર કાબુ મેળવી કહ્યુ "મને ભય છે કે આપ નારાઝ થઇ જશો."

અચાનક અઝરાની તબીઅતમાં પરિવર્તન થયું. કાં તો તેણે ભોળી સુરત બનાવી રાખી હતી, અને કાં તો હવે તેના પ્યારા ચહેરા ઉપર શોખી તરી આવી. તેણે મુસ્કુરાઇ કહ્યું:—"વાહ સાહેબ! ન કહો, હું સમજીગઇ. જરા અમ્મીજાનને આવવા દો.

કયસ આશ્ચર્યથી બોલી ઉઠયો "આપે શું સમજી લીધુ? હું તો જાણું?

અઝરા:—હું તેમને કહીશ કે તમે અમને તમારા ઘેર લઇ જવા નથી જતા.

કયસની રૂહ ફના થઇ ગઇ. તેના ગભરાટ સીમા ન રહી. તેણે કાકલુદીથી કહ્યું "લિલ્લાહ એવા ગઝબ ન કરતા!

અઝરા શોખીથી મુસ્કુરાઇ, "ઉ...હું. જ્યારે અમને આપના ઘરે લઇ જવાની ઇચ્છા નથી તો અમે શા માટે જઇએ?

બાપડો કયસ ગભરાટમાં ભાન ભુલી ગયો, તેની પરેશાની ઘણી વધી ગઇ, તેણે ઓશિઆળું મોઢું કરી કહયું :—"અઝરા! મેં કયારે કહયુ કે..........."

અઝરા—આવી આવીને વાતો કરવાથી બીજો હેતુ શો હોય?

કયસ—ખુદાની કસમ મારો હેતુ એ ન હતો, હું શું કહેનાર હતો, અને આપે શું સમજ્યું. હું એમ કહેતો હતો કે.............."

અઝરા કયસની પેશાની જોઇ મુસ્કુરાઇ રહી હતી, તેની દરેક અદામાં શોખી જણાતી હતી, તેણે કયસને બોલતો અટકાવી કહયું:—"જી મફ કરો. આપના મનની વાત જણાવી દીધી, એટલે હવે તેના બચાવમાં બીજી વાત ઘડી કાઢી હશે."

કયસ—નહિ નહિ ખુદાની કસમ, હું તેજ કહીશ કે જે કહેવા ચાહતો હતો.

અઝરા—ઉં...હું, હવે એ રહેવા દો.

કયસે નિરાશ અને વિહવળ બની આજીજીથી કહયું "મને ભય હતો કે જે કાંઇ મારા મનમાં છે તે જો સ્પષ્ટ શબ્દોમાં વર્ણવીશ તો આપ ખફા થઇ જશો. પણ આપે મારા ભયનો ખોટો અર્થ કરી લીધો છે જેથી હું તે વાત કહી દઉં છું કે જે હુ......... ......"

અઝરા વળી પાછી વચ્ચે બોલી ઉઠી "બસ, હવે આપ મગજ ન ફેરવો આટલી વારમાં તો સેંકડો વાત ઘડી શકાતી હતી. આ કહેતાંજ તે મોટેથી હંસી પડી હસવાથી તેનાં ગુલાબી હોઠ ઉઘડી જઇ મોતી જેવા નાના નાના દાંત દેખાવા લાગ્યા અત્યારે તેનો ચહેરો હદ ઉપરાંતનો આકર્ષક બની રહયો હતો.

કયસ આશ્ચર્ય મુગ્ધ બની ગયો હતો, અને પરેશાન પણ હતો. તેને કયારેય કોઇ સ્ત્રી સાથે વાતચીતનો પ્રસંગ પડયો ન હતો. જેથી તે જાણતો ન હતો કે આવા પ્રસંગે કેવી રીતે કામ કાઢી લેવું જોઇએ. અંતે બોલ્યો 'અઝરા! મારી આરઝુ છે કે તમે મારી બે વાતો સાંભળી લો.

અઝરા—જી ના. તમે બે કહો છો, હું તો એક પણ સાંભળવાને તઇયાર નથી

કયસ જરા આગળ ખસકી અઝરાની નિકટ પહોંચી ગયો અને નિશ્ચયાત્મ રીતે બોલ્યો "આપે સાંભળવી પડશે"

અઝરા હોઠમાં હાસ્ય કરતી બોલી "નથી સાંભળતાં. શું કાંઇ ઝબરદસ્તી છે

કયસ—હા હવે ઝબરદસ્તીજ કરવી પડશે.

અઝરાએ અજાયબીથી જોઇ કયયું:—"ઝબરદસ્તી કરવી પડશે? અને તમે કરશો?

કયસ તરતજ બોલી ઉઠયો. "હું ગલગલીયાં કરીશ"

અઝરા તરતજ પાછળ ખસી ગઇ. અને બોલી ન ન......ના ના......ખુ માટે એમ ન કરજો.

કયસના મનમાં જે ભય કે પ્રભાવ હતો તે ઓસરી ગયો હતો. તેણે પુરતી હિંમત ભેગી કરી લીધી હતી. તેણે ગભીર સુરત બનાવી કહયું "ઉહ...ઉ, હવે તો મારે ગલગલીમાં કરવાંજ પડશે. આ કહેતાંજ તે અઝરા તરફ આગળ ખસકયો. હવે આજીઝી અને કાકલુદીનો વારો અઝરાનો હતો. તે કાકલુદી કરતાં બોલી:—"નહ નહિ... ...એમ હરગિઝ ન કરજો......વારૂ તમે વાત કરો......હા તમારા દિલમાં શું હતું ?

કયસ—એ તો હું કહીશ. પણ તે સાંભળવા માટે તમને રાઝી તો કરી લઉં ?

કયસે અઝરા તરફ હાથ લબાવ્યો અઝરા સંકોચાઇ બેઠી અને કયસે અઝરા તરફ હાથ લંબાવ્યો અઝરા સંકોચાતા બોલી ઉઠી"તમને ખુદાની કસમ જો મને અડકયા તો.

અઝરાએ આ શબ્દો એવી દિલફરેબ અદાથી ઉચ્ચાર્યા કે કયસ આભો બની ગયો તે મુહબ્બત ભરી નિગાહે હુરવશ અઝરાને જોઇ રહયો.

અઝરા સમજી ગઇ કે પાસો પોબાર પડયો છે. જેથી તે નિશ્ચિંત પણે બેસી ગઇ કયસ કેટલીક પળો સુધી તેને પ્રેમ ભરી દ્રષ્ટિથી જોતો રહયો તે બાદ બોલ્યો "અઝરા ! જુઓ......સાંભળો, તમોએ મારી ધીરજ અને સહન શીલતા હણી લીધાં છે, મને તમારી સાથે મુહબ્બત થઇ ગઈ.................."

અઝરા શરમાઇ ગઇ તેની દિલફરેબ આંખો ઝુકી ગઇ. તેણે શર્મભરી નિગાહે કયસને નિહાળી કહયું "મુહબ્બત !......"

કયસ—હા, મુહબ્બત અને તે પણ એવી કે ભાગ્યેજ આજ પર્યંત કોઇને થઇ હશે.

અઝરા શર્મથી રાતી થતાં બોલી "કયસ !...............શું તમે મને બદનામ કરવા ચાહો છો.

કયસ—આપની બદનામી પહેલાં હું મારો અંત લાવી દઇશ.

અઝરા કાંઇ કહે તે પહેલાં લયલા તથા સલમા આવી પહોંચી લયલા બોલી "લ્યો અમે બંનેએ મળી સરસામાન બાંધી દીધો અને તેઓ હજી તો બહારજ બેઠા છે.

કયસ—હું જોઇ આવું છું કે મહમિલ તઇયાર થયાં છે કે નહિ!

લયલા—હા બેટા ! તમેજ જોઇ આવો તેમની તો આદત છે કે જ્યાં જાય છે ત્યાંનાજ થઇ રહે છે.

કયસ ઉઠવા ચાહતો હતો કે આમિર પણ આવી પહોંચ્યો અને આવતાંજ બોલ્યો "સઘળો સામાન બંધાઇ ગયો ?

લયલા—કયારનોય પણ તમોએ મેહમિલો તઇયાર કરાવ્યાં ?

આમિર—હા તઇયાર છે. શું સામાન હમણાં લદાવીશું ?

લયલા—હા.

આમિર—ઠીક ત્યારે હું ગુલામોને કહુ છું પ્રથમ તેઓ સામાન લાદી દેય.

લયલા—ના જી, પહેલાં અમને સવાર કરાવી દો અમે કયસ સાથે ચાલ્યાં જઇશું તમે પાછળથી સામાન સાથે આવજો.

આમિર—વારૂ હું પડદો કરાવું છું.

આમિર બહાર ચાલ્યો ગયો, સલમા, લયલા અને અઝરા તઇયાર થઇ. થોડી વારે આમિર પાછો આવ્યો અને બોલ્યો 'ચાલો પડદો તઇયાર છે.'

સર્વે તંબુમાંથી બહાર આવ્યાં બહાર ઉંટ બેઠા હતા ઉંટો પર મહમિલ ગોઠવેલ હતાં આ લોકોને ઘણે છેટે જવાનું નહતું. જેથી ત્રણે સ્ત્રીઓ એકજ મહમિલમાં ગોઠવાઇ. આમિરે એક ગુલામને બોલાવ્યો અને તે ઉંટની નકેલ પકડી ચાલવા લાગ્યો કયસ પણ સાથે હતો થોડી વાર પછી આમિર પણ સરસામાન લદાવી કયસના મકાન તરફ રવાના થયો.



# પ્રકરણ ૩ જું

## મુજાહીદોની રવાનગી

—(૦)—

દિલ કાદયે જેહાદ હંય બાંધે કમર હુંય હમ
ખુશ તાલેઇસે આજ બ અઝમે સફર હુંય હમ

આમિર અને તેના કુટુંબીઓનાં આગમનથી કયસના મકાનમાં ખુબ ચહેલ પહેલ થઇ રહી હતી. કયસની વાલિદાના આનંદનો પાર ન હતો તેણે મહેમાનોની આગ્તા સ્વાગ્તા અને ખાતિર બરદાસ્તમાં કોઇ પ્રકારની ખામી રહેવા દીધી નહિ. કયસતો તેમના ચરણો હેઠળ આંખો પાથરી દેતો હતો . સારાંશ કે અત્રે આમિર તથા તેના સંબંધીઓને જે આનંદ અને રાહત મલ્યાં તે તેમના તંબુઓમાં મળી શકે તેમ ન હતાં અઝરાની પ્રકૃતિ પણ ઠીક થઇ ગઇ હતી. તેનો ખુબનુમા ચહેરો અમાક કરવાંય વધુ પ્રમાણમાં ખાલી ઉઠયો હતો. જે દેખી તેની વાલિદા લયલાનો હર્ષ માતો નહતો.

બીજે દિવસે અઝરા અને સલ્મા મકાનના એક ખુણાના મજુર વૃક્ષ હેઠળ એકાંતમાં બેશી આનંદી વાતોમાં મશગુલ હતી. કયસની વાલિદા ખાવાનું તઇયાર કરવામાં રોકાએલી હતી. લયલા એક કોરે બેશી કાંઇ શીવણકામમાં નિમગ્ન હતી. અને આમિર તથા કયસ કમાથે બહાર ગયા હતા.

અઝરા માથું ઝુકાવી બેઠી હતી. સલ્માએ તેને ધ્યાન પુર્વક નિહાળી પુછ્યું "એમ ત્યારે ! કાલે બપોરે તમને આકસ્મિક રીતે મુર્ચ્છા આવી ગઇ હતીને ?

તદ્દન આકસ્મિક રીતે અઝરાએ નિર્દોષ ભાવે જવાબ આપ્યો.

સલ્મા કટાક્ષભરી નઝર નાખતાં બોલી "અઝરા ! તમે હંમેશ તો સાચું બોલ્યા કરતા હતા. હવે આ જુઠું બોલવાનું ક્યાંથી શીખ્યાં ?

અઝરા સાશ્ચર્ય બોલી "જુઠું"! હું ક્યારે જુઠું બોલી ?

સલ્માએ પોતાની તેઝ નિગાહ અઝરાના ખુબસુરત ગાલ ઉપર જમાવતાં કહ્યું "શું આ ખરૂં છે કે તમને આકસ્મિક મુર્ચ્છા આવી હતી ?

અઝરાએ ભોળપણુથી સલ્મા તરફ જોઇ કહ્યું "વારૂ ત્યારે તમેજ કહો કે મુર્ચ્છા કેમ આવી હતી ?

સલ્માએ શરારતથી હસતાં કહ્યું હુ જણાવી દઉં ?

અઝરા—હા જણાવો.

સલ્મા—જો બો માઠું ન લગાડતા ?

અઝરા—આહું શાને બગાડીશ ?

સલ્મા—ઠીક. પણ પહેલાં એક વાત સાચે સાચી જણાવી દો.

અઝરા—તે કઇ વાત ?

સલ્મા—મુર્છા આવવા પહેલાં તમોએ બહાર ઝાંક્યું હતું ?

અઝરા—હા ઝાંક્યું હતું.

સલ્મા—બહાર કયસ બેઠો હતો.

અઝરા—હા બેઠો હતો.

સલ્મા—બસ, ત્યારે તો મારી ધારણા ખરી છે.

અઝરા અજાયબીથી શોખ અને શરીર સલ્માનું મોઢુ જોઇ રહી સલ્મા હંસતા હંસતા બોલી "તમેં અજાયબીથી કેમ જુઓ છો ? શું ખુલ્લે ખુલ્લું કહી દઉં કે તમને મુર્છા શા કારણે આવી હતી ?

અઝરાએ નિખાલસ મને કહ્યું "હા કહો તો ખરા તમોએ તો મને અજાયબીમાં નાખી દીધી.

સલ્માએ સપ્રેમ અઝરાનો હાથ પકડી કહ્યું "અઝરા ! તમને કયસને જોઇ મુર્છા આવી હતી !

અઝરા ધરૂજી ઉઠી તેને લાગ્યુ કે ભેદ ઉઘડી ગયો છે. તે ચિંતા અને ગભરાટમ પડી પણ તરતજ સ્વસ્થ થઇ બળાત્કારે આણેલા ક્રોધથી બોલી "જાઓ મને એવ વાતો સારી નથી લાગતી.

સલ્મા—બસ કે ? એટલામાંજ બગડી ગયાં ? વારૂ સાંભળો જ્યારે આપણે કાફલો મદીનતુરંસુલ્લ (સ. અ. વ.)માં આવ્યો ત્યારે કયસ આપણી મહમીલ પાસે ઉભે ઉભો અચાજાન સાથે વાતો કરતો હતો. ગુસ્તાખ વાયુએ મહમિલનો પડદો ખસેડી નાખ્યે અને તે વળા તમોએ કયસને જોઇ શું તેની પ્રસંશા કરી ન હતી ?

અઝરા—હા કરી હતી પણ તેથી શું થઇ ગયું ?

સલમા—થોભો શું તમોએ તેને બીજી વેળા જોવાની ઇચ્છા પ્રદર્શીત કરી નહત

અઝરા—હા કરી હતી.

સલ્મા–બસ ત્યારે સમજી લો કે તમને કયસ સાથે મુહબ્બત થઇ ગઇ છે.

અઝરા આ વાતોથી ઘણી ગભરાઇ ગઇ. અરબસ્તાનમાં આ વાતો અનિચ્છનિ ગણાતી, કોઇ છોકરો કે છોકરી વચ્ચે પ્રેમ બંધાય તે બીના ત્યાં બદનામીનું કાર ગણાતી. જો કોઇ છોકરાને કોઇ છોકરી સાથે મુહબ્બત થઇ જતી. તો તે જો શાઇર હોય ત પંડેજ, નિકર કોઇ બીજા શાઇર પાસે તે છોકરીનાં ગુણગાન ગવરાવતો, અથવા લખી લઇ પોતે ગાતો ગુણગાનમાં છોકરીનું નામ અચુક રીતે હોતું પરીણામે બંને ખા હાનો બહુ જલ્દીથી બદનામ થઇ જતાં. અને મોટા ભાગે છોકરીવાળા છોકરાવાળાન

સામે વઢર લેવાને યુદ્ધ આરંભી દેતા. જે વર્ષો સુધી ચાલ્યા કરતું. કદી કદી આ યુદ્ધોનો ક્રમ વંશપરંપરા ચાલ્યા કરતો અને જ્યારે પણ મોકો મળતો ઇન્તેકામ લેવામાં આવતો. અજ્ઞાનતાના કાળમાં એવા સંખ્યાબંધ બનાવો બની ચુકયા હતા. પણ મુસલમાનોના સમયમાં ઘણો ખરો ઘટાડો થવા પામ્યો હતો. કેમકે ઇસ્લામમાં પડદાનો રિવાજ છે પડદાના સબબે ઇશ્કો મુહબ્બતના બનાવો ભાગ્યેજ બનવા પામતા અને કદાચને કોઇ કોઇ એવો બનાવ સાંભળવામાં આવતો તોય લોહીની નદીઓ વહેતી ન હતી છતાં રૂસ્વાઇ અને બદનામીના વિચારે બંને પક્ષોનો સબંધ અતિ તંગ બની જતો.

અઝરાને અંદેશો હતો કે રખેને તેની અને કયસ વચ્ચેના પ્રેમનો ભેદ ફુટી જાય. અને અંતે તે કયસથી હંમેશ માટે વિખુટી પાડી દેવામાં આવે, જેથી તેણે એવી નિગાહે–કે જેમાં ક્રોધ અને ગુસ્સાની લાગણી ભરેલી હતી–સલમાને જોઇ કહ્યું "જુઓ જે કહ્યું તે કહ્યું ભવિષ્યમાં એવી વાતો ન કરજો.

સલ્મા માંહું ન લગાડતાં સ્મીત કરતાં બોલી "તમે વિના કારણે ખફા થાઓ છો હું ફરીથી કહું છું કે તમને કયસથી મુહબ્બત થઇ ગઇ છે. સાંભળો પ્રેમિઓને હંમેશાં એકાદ વિશ્વાસુ અને હમદર્દ મિત્રની જરૂર પડે છે. આગળ જતાં તમનેય એવા એક રાઝદારની જરૂર પડશે. હું તમારી રાઝદારી કરી શકું છું.

સલ્મા અઝરા કરતાં બે વર્ષ મોટી હતી તે શોખ સ્વભાવવાળી છતાં ગંભીર અને પુખ્ત વિચારવાળી હતી. અઝરાએ તેની વાત ધ્યાનથી સાંભળી તે ખામોશ થઇ કાંઇ વિચારવા લાગી. થોડી વાર પછી બોલી "નહી, સલ્મા! મને તમારી જરૂર નહિ પડે. ખુદા ન કરે, કે મને કોઇથી મુહબ્બત હોય હું જાણું છું કે મુહબ્બત...."

સલ્મા વચ્ચેજ બોલી ઉઠી "બુરી હોય છે. પણ એ જાણ્યા છતાં તમે મુહબ્બતના અપાર સમુદ્રમાં ડુબકી મારવા તઇયાર થયાં છો. અઝરા! મુહબ્બત અધિકારની વાત નથી. ભલે તમે સંતાડો, પણ તમારી નિગાહ સુચવી રહી છે કે તમોએ મુહબ્બતના સમુદ્રમાં ડુબકી મારી છે. પણ નજીકના સમયમાં શું આજેજ તમને ઇકરાર કરવો પડશે કે તમે કયસ સાથે મુહબ્બત કરો છો.

ઝબરદસ્તીથી? અઝરાએ સ્મીત કરતાં કહ્યું.

ઝબરદસ્તીથી નહિ, તમારી ખુશીથી. સલ્માએ મત ઉચ્ચાર્યો.

અઝરા કાંઇ કહેવા જતી હતી કે કયસ આવી લાગ્યો. તે સીધો આ પરીજમાલ નાઝનીનો તરફ કદમ લંબાવી રહયો હતો. તેને જોતાંજ અઝરાના ચહેરાપર લોહી અતિ વેગથી વહેવા માંડયું જેથી તેના રોનકદાર ગાલ ઉપર આછી ગુલાબી રંગત ફરી વળી. સલ્માએ આ ફેરફાર જોઇલીધો. અને સહસા બોલી ઉઠી "અઝરા! હું કયસને અત્રે આવવાની મનાઇ કરૂં છું.

અઝરા કે જે ધ્યાન મગ્ન થઇ ગઇ હતી તે ચોંકી, અને બોલી" ના ના, એવો મજાક ન કરતા !

સલ્મા શોખીથી મુસ્કુરાતી હતી. તેની મુસ્કુરાહટમાં વિજયનું સુચન હતું. અઝરાએ તે જોયું. શર્મથી ખસીયાણી થઇ બોલી "તમે પણ ભારે કરો છો. આ મકાન કયસનું છે તેને જ્યાં ચાહે આવવા જવાનો હક છે. હું કે તમે તેને મના કરનાર કોણ?

શરીર સલ્માએ કહ્યું—આપ મના ન કરજો. હું જરૂર કરીશ મકાન તેનું છે ખરૂં તેમ તે ફાવે ત્યાં આવજા કરી શકે છે, કિંતુ તેને આપણી પાસે આવવાનો શો અધિકાર છે? આ કહેતાંજ તેણે સ્હેજ મોટા સાદે કહ્યું કયસ !

અઝરા તડપી ઉઠી. તેણે તરતજ પોતાનો નાઝુક હાથ શોખ સલ્માના મુખ ઉપર દાબી દીધો અને બોલી "આ શું કરો છો ? એ મહા અવિવેક કહેવાશે.

સલ્માએ અઝરાનો હાથ ખસેડી નાખ્યો અને બોલી "કાંતો તમે કબુલ કરો કે તમને કયસથી મુહબ્બત છે, અને કાંતો તેને અહીં આવતો અટકાવો.

અઝરા માટે કબુલ કર્યા વિનાં બીજો ઉપાય ન હતો. તે ધીમેથી બોલી "છે"

સલ્મા—શું છે ?

અઝરા—મુહ...બ્બ...ત !

સલ્મા—કોનાથી !

અઝરા—જેને આવતાં તમે રોકી રહ્યા છો

સલ્મા—એમ નહિ. તેનું નામ લો.

અઝરાએ શર્મથી લાલ થતાં કહ્યું "સલ્મા ! શર્મની વાત છે !..."

સલ્મા—શર્મ વર્મ કાંઇ નહિ. કાંતો તેનું નામ લો, નિકર તેને હું રોકુ છું.

અઝરા—તમે મહા શરીર છો. સાંભળો મને કયસથી મુહબ્બત છે" એ કહેતાંજ તે શર્મથી પાણી પાણી થઇ ગઇ. અત્યારે તેનો પ્યારો ચહેરો અસાધારણ રીતે દિલ ફરેબ બની ગયો હતો.

કયસ પાસે આવી પંહોંચ્યો હતો. તેણે બંને નાઝનીનો પાસે આવી સલ્માને સવાલ કર્યો "કહો હવે તબીઅત કેમ છે ?"

સલ્મા—હુઝુર એટલા બધા ભાન ભુલ્યા ન બનો, જેનો આપ ઉપચાર કરી રહ્યા છો તે તો આ શર્મની પુતળી બની બેઠી છે.

કયસ પણ મઝાકીયા સ્વભાવનો હતો. તેણે તરતજ જવાબ વાળ્યો "સલ્મા ! હું તો તમારી તબીઅત સંબંધી પુછું છુ !

સલ્મા—મારી તબીઅત સંબંધી ! અહોભાગ્ય......કિંતુ કોઇ બદગુમાન આપથી રૂઠી ન જાય.

કયસ—તેની ચિંતા આપ ન કરો કેઇક બદગુમાન નહિ થાય, હા અગર આપ તેમ કરો તો તે બીજી વાત છે.

સલ્મા—હું શાને બદ્ગુમાન થાઉં ! બદ્ગુમાન થશે બ્હેન અઝરા ! અઝરા શર્મની પુતળી બની બેઠી હતી. તેનું નાઝુક માથું ઝુકેલું હતું. સલ્માના મુખે પોતાનુ નામ સાંભળી તેણે એક અદાયે જાનાનાથી શીશ હલાવ્યું અને શર્મ ભરી નિગાહે સલ્મા તરફ જોઇ કહ્યું "તમારી વાતોમાં મારૂં નામ શાને સંડોવ્યું. ?

સલ્મા—એ માટે કે આ સાહેબ મારી દરમિઆનગીરીથી તમારી સાથે વાત ચીત કરવા માંગે છે.

અઝરા—આપ ઇર્ષ્યા ન કરો. એતો આપની સાથે વાતો થઇ રહી છે." સલ્મા પણ શરામાઇ ગઇ. કયસ બોલ્યો "સલ્મા ! હું તમારી સાથેજ વાતો કરવા આવ્યો છું.

"મારી સાથે" સલ્માએ નીચી નઝરે જોઇ કહયું

અઝરા શોખથી બોલી "હા તમારાથી....માત્ર તમારાથી...સાંભળો છો. વિના કારણે ઇર્ષ્યા કરી તમારૂં દિલ ન બાળો.

સલ્માએ શર્મીલી નિગાહથી ધુરતાં અઝરા તરફ જોયું. અને મુસ્કુરાતાં બોલી "અલ્લાહ ! અલ્લાહ ! આજે આટલી બધી શોખી આવી ગઇ છે ! અઝરા મારાથી વાતો કરવાને કોઇ શા માટે આવતે......"

અઝરા હંસી પડી. હંસવાથી તેનો ચહેરો ખીલી ઉઠયો. સફેદ દુધ જેવા નાના નાના દાંતોએ ઝળહળી ઉઠી ખીલી ઉઠેલા ચહેરામાં સાથ પુર્યો. કયસ એ રશ્કે કમરને નિહાળી બેતાબ બની ગયો. અઝરા સલ્માને સંબોધી બોલી "હજી આપને ખાતરી થઇ નથી ? સલ્મા ! હું તમને ખાતરી આપું છું કે તેઓ માત્ર તમારાથી વાતો કરવા આવ્યા છે. નાહકની શંકા અને ઇર્ષ્યા કરી તમારૂં નાનકડું દિલ ન દુભાવો.

સલ્મા કાંઇ કહેવા જતી હતી કે લયલા આવી પહોંચી. તેણે કયસને કહયુ. બેટા કયસ ! તમોએ તો આખો દિવસ બહારજ વીતાડી દીધો. ઘરમાં કેમ આવ્યા ન હતા ?

કયસે અદબથી માથું ઝુકાવી જવાબ આપ્યો "હું એ વિચારે ઘરમાં ન આવ્યો કે મારા આવવાથી મહેમાનોને તકલીફ ન થાય. છતાં અત્યારે અઝરાને જોવા ચાલ્યો આવ્યો.

લયલા—વાહ બેટા ! વાહ ! તમારા આવવાથી અમને તકલીફ થતે ! અઝરાને તમોએ જોઇ છે. હવે તબીઅત કેવી જણાય છે ?

કયસ—અલ્લાહના ફઝલથી તબીઅત ઘણી સારી છે.

સલ્માએ શોખથી અઝરા તરફ જોઇ કહયું "ચચીજાન અઝરાને થયુંજ શું હતું એ તો તેમણે બહાનું..............."

સલ્મા ખામોશ થઇ ગઇ, અઝરાએ ક્રોધ મિશ્રિત સ્મીત કરતાં સલ્મા તરફ જોઇ કહ્યું "હા કહોને ખામોશ કેમ થઇ ગયા ! હા બહાનું..............મેં બહાનું કર્યું હતું. કેમ ખરૂં ને ?

સલ્માએ હાસ્ય વેરતાં કહ્યું બહાનું તો હતુંજ.

હવે કયસ વચ્ચે પડયો તેણે સલ્માને સંબોધી કહ્યું નહિ સલ્મા! બહાનુર હતું તેઓ ગરમીથી બેભાન થઇ ગયાં હતાં.

શોખ અને શરીર સલ્માએ સસ્મિતવદને કયસ ઉપર અર્થ સુચક દ્રષ્ટિ નાંખી કહ્યું "ઠીક છે, તમારે તરફદારી કરવીજ જોઇએ ને! તમોએ હિકમત પઢી છે અઝરાનો ઇલાજ કર્યો છે. એટલે તમે બહાનું ન દેખાડો તો તમારી હિકમતને બટ્ટો લાગીજ જાય ને

અઝરા હંસી પડી. અને બોલી "કયસ તમે સલમા જોડેની વાતોમાં જીતી નહિ શકો. તે મહા ચીબાવલી છે.

અત્રે આમિર પણ આવી ચઢયો. તે અઝરાને જોઇ સંતોષ જાહેર કરતાં બોલ્યો "અલ્લાહના ફઝલથી બેટી અઝરાની તબીઅત સારી જણાય છે."

લયલા—હા. પણ તમે સવારથી કયાં ચાલ્યા ગયા હતા.? અમે તો વાટ જોતાં જોતાં થાકી ગયાં.

આમિર—હું મસ્જીદે નબવીમાં ચાલ્યો ગયો હતો. આજે મકકા મુઅઝઝમાથી પચાસ મુજાહિદો આવ્યા છે. તેમ શામ (સીરીયા)થી એક કાસીદ પણ આવ્યો છે.

કયસ—કાસીદ કેમ આવ્યો છે?

આમિર– તે તો કોણ, જાણે પણ તે શામના આમિલ (હાઇ કમિશ્નર) હ. અબુ ઉબયદાનો પત્ર લાવ્યો છે. અને તે હજી ઉઘાડવામાં આવ્યો નથી.

કયસ—ખુદાની કસમ! હ. અબુ ઉબયદા અત્યંત જોશીલા, અને વીરમર્દ છે. જોકે તેઓ બુઝુર્ગ વયના છે, છતાં તેમની બહાદુરીની વીરહાક આખા શામમાં બજી રહી છે. કદાચને તેમણે મદદ માંગી હશે.

આમિર—હુ કાસિદને મળ્યો હતો. તેણે સ્પષ્ટ રીતે કાંઇ જણાવ્યું નહી. પણ તેની વાતો પરથી લાગતું હતું કે સાલારે આઝમ (કમાન્ડર ઇન ચીફ)એ મદદ મંગાવી છે.

કયસ—મુસ્લિમોએ અન્તાકીયા તરફ પેશકદમી કરી છે કે હજી નહી?

આમિર— હજી નથી કરી. તેમણે દરબારે ખિલાફત પાસે કાંઇ સુચના માંગી છે. જે મળ્યા બાદ પેશકદમી કરશે.

હવે અસરની નમાઝનો સમય થઇ ગયો હતો. કયસ તથા આમિર નમાઝ પઢવા ચાલ્યા ગયા. જયારે લયલા, સલ્મા અને અઝરા પણ વુઝુ કરી નમાઝ અદા કરવા મંડી ગઇ.

હ૦ અબુ ઉબયદા શામના હાઇ કમિશ્નર હતા તેઓ મહા દીનદાર, બુઝુર્ગ પ્રભાવશાળી દુરંદેશ અને દિલેર હતા. હ૦ રસુલે ખુદા સ. અ. વ. એ તેમને "અમીનુલ ઉમ્મત"નો માનવંતો ખિતાબ અર્પણ કર્યો હતો. તમોમ મુસ્લિમો તેમનુ માન સનમાન કરતા હતા. તેમણે સીરીયાનો ઘણો મોટો ભાગ જીતી લીધો હતો. આજે તેમનો કાસિદ

આવ્યો હતો. જેના આગમનની ખબર મદીન તુરંસુલના ઘરેઘર પહોંચી ગઇ હતી જે લોકોના સગાવહાલાં કે મિત્રો જેહાદ ઉપર ગયા હતા તેઓ તેમના વહાલાઓની ખૈરીયત જાણવા કાસિદ પાસે ચાલ્યા આવતા હતા. કાસિદ હજી સુધી મસ્જીદે નબવીમાંજ હતો. તમામ મસ્જીદ મુસ્લિમોથી ભરાઇ ગઇ હતી. કાસિદ જે જે લોકોના કાગળ લાવ્યો હતો તે તેમના માલિકો ને આપતો હતો. અને જેમના પત્રો ન હતા, તેમને તેમના સ્નેહીઓનાં મૌખિક સંદેશા પહોંચાડી દેતો હતો સારાંશ કે કાસીદ સર્વે લોકોનું દ્રષ્ટિ બિન્દુ બની ગયો હતો. રાત સુધી તેની ભારે જવાબદારી ભરી પ્રવૃતિ ચાલુ રહી ઇશાની નમાઝ બાદ તેને માંડ માંડ છુટકારો મળ્યો અને તે ઘરે જઇ પોતાનાં સ્નેહીઓ ને મળ્યો.

બીજે દિવસે પણ સાંજ સુધી લોકોનુ' આગમન ચાલુ રહ્યું અહી' સુધી કે ઇશા ની નમાઝ બાદ કાસિદ સ્વમકાને ગયો. ત્રીજે દિવસે જુમ્માનો દિવસ હતો. સવારે શહેર માં જાહેરાત કરી દેવામાં આવી હતી કે જુમ્માની નમાઝ બાદ ઇસ્લામી મુજાહીદોની હકીકત સંભળાવવામાં આવશે. જેથી સર્વેએ મસ્જીદે નબવીમાં હાજર થઇ જવું એ ઝમાનામાં જુમ્માની નમાઝ પઢયા સિવાય લોકો કોઇ કામ કરતા ન હતા. સઘળો કારોબાર બંધ રહેતો. અને સવારથી નમાઝ માટેની તઇયારીઓ આરંભી દેતા.

લોકો દસ વાગેથીજ ભેગા થવા લાગ્યા. ૧૨ વાગે તે પહેલાંજ મસ્જીદ લોકમેદનીથી ખીચોખીચ ભરાઇ ગઇ. અઝાન થતાની સાથેજ હઝરત અલી (ક૦ વ૦) હ૦ ઉસમાન (ર૦ અ૦) હ૦ અબ્બાસ (ર૦ અ૦) વગેરે કવમના અકાબરો પધાર્યા. તે પછી થોડી વારે અમીરૂલ મુમેનીન હઝરત ઉમર ફારૂક (ર૦ અ૦) તશરીફ લાવ્યા. આપે સુન્નતો પઢયા બાદ જુમ્માનો ખુત્બો પઢયો. તે બાદ ફર્ઝ નમાઝ પઢાવી. ફર્ઝ પછી સુન્નતો તથા નફીલો અદા કરવામાં આવી. અને જ્યારે સર્વે જણાં ફારિગ થઇ ગયા ત્યારે હ. ઉમર ફારૂક (ર૦ અ૦)' મિમ્બરપર પધાર્યા તમામ લોકો અદબ અને શાંતિથી બેશી ગયા. તેમને ઉદ્દેશી અમીરૂલ મુસ્લેમીન હ૦ ઉમર ફારૂક (ર૦ અ૦) એ ફરમાવ્યું:--

તારીફને પાત્ર કેવળ તેનીજ ઝાતે મુકદ્દસ છે કે જે તમામ જહાનનો માલિક છે. તે એકલો છે, તેની ખુદાઇમાં કોઇ ભાગીદાર નથી. ન તેનો કોઇ મદદગાર છે. ન તેને કોઈ મદદગારની જરૂર છે. તે સંપુર્ણ કુદરત ધરાવનારો છે. તેણેજ તમામ વસ્તુઓ પેદા કરી છે. કોઇ વસ્તુ તે સમયથી નથી જ્યારથી કે તે છે જેવી રીતે અઝલમાં તે એકલો અને અટુલો હતો, તેવીજ રીતે અબદમાં પણ એકલો અટુલો રહેશે. તે હઇય, કઇય્યુમ છે. એજ નિરાધારોનો આધાર, લાવારિસોનોવાલી, અને મઝલુમોનો મદદગાર છે. તેની તારીફ શકિતની બહાર છે. તેણે આ જગત કે જે તમે જુઓ છો પેદા કર્યું.

તે જગત પણ કે જે દારે આખેરત કહેવાય છે.

તેણેજ મનુષ્યને અશરફુલ મખ્લુકાત (પ્રાણીમાત્રમાં શ્રેષ્ઠ) બનાવ્યો અને તેના લાભ માટે પશુ પક્ષી અને બીજી તમામ વસ્તુઓ નિર્માણ કરી. એજ ખુદા પરસ્તિશને પાત્ર છે. તે મનુષ્યો ઉપર એટલો બધો મહેરબાન છે કે જ્યારે પણ તેમણે ગુમરાહી ધારણ કરી, અને ખુદાને છોડી શજર (ઝાડ) હજર (પત્થર) ચાંદ સુરજ આગ પાણી અથવા બીજા કોઇ જનાવરને પુજવા લાગ્યા ત્યારે તેમની ગુમરાહી દુર કરવા અને તેમને રાહે રાસ્ત ઉપર લાવવા માટે પયગમ્બર મોકલવામાં આવ્યા. પયગમ્બરોએ તબ્લીગ કરી, ઇન્સાનોને ખુદાથી મળવાનો માર્ગ દેખાડ્યો, એ ક્રમ સૃષ્ટિના પ્રારંભકાળથી આજ પર્યંત સતત ચાલુ રહયો. એ ક્રમની સાંકળની છેલ્લી કડી સઘળા પયગમ્બરો પછી સૃષ્ટિની ઉત્પત્તિના કારણભુત, ફખરે નબીયે આદમ, સરવરે કવનૈન, શહને શાહે દારયન, અહમદે મુજતબા, સઇયદના વ મવલાના હઝરત મુહમ્મદ મુસ્તફા સ. અ. વ. પધાર્યા. આપ પયગમ્બરે આખિરઝઝમાન છે. આપની પછી કોઇ પયગમ્બર નહિ થાય કેમકે કિતાબે હિદાયત (કુર્આને મજીદ) અને દીને ઇસ્લામના સંરક્ષણનો વાયદો ખુદ ખુદાએ કર્યો છે, જ્યારે એ પાક કિતાબ અને મુકદ્દસ મઝહબમાં કાંઇ ફેરફારજ નહિ થાય, તો નવા નબીની પણ જરૂર નહિ પડે આગલા નબીઓના સહીફા એટલા માટે રદ બાતલ કરી દેવામાં આવ્યા કે તેમાં ઘણો ખરો ફેરફાર કરી દેવામાં આવ્યો હતો. કુર્આન શરીફમાં ફેરફાર કે વધઘટનો સંભવ એ માટે નથી કે એ મુકદ્દસ કિતાબ લોકોના દિલોમાં કોતરાઇને સુરક્ષીત રહેશે. આજે એ ચાર હાફીઝ દેખાય છે, પણ ભવિષ્યમાં ઇન્શાઅલ્લાહ હઝારો હાફીઝ નઝરે પડશે.

રસુલે ખુદા હ૦ મુહમ્મદ સ. અ. વ. ત નબી છે કે જેમના આગમનની ખબર સદીઓ અગાઉથી આગલા તમામ નબીઓએ આપી હતી. ઝબુરમાં આપનું વર્ણન છે તઉરેતમાં આપનો ઉલ્લેખ છે, ઇન્જીલમાં આપની બશારત છે. આપના ઝાહિર થતાંજ પવિત્ર હસ્તીઓએ આપને ઓળખ્યા ખુશકિસ્મત લોક આપના પર ઇમાન લાવ્યા બદબખ્તોએ આપની નબુવતનો ઇન્કાર કર્યો, આપ ઉપર દુરૂદ-વ-સલામ એક વાર નહિ હઝાર વાર સલામ."

આ તકે લોક મેદનીએ બુલન્દ અવાઝથી દુરૂદ શરીફ પઢવાનું આરંભી દીધું હતું જેથી હ૦ ઉમર ફારૂકે (ર. અ.) થોડીવાર સુધી તકરીર બંધ રાખી અને પંડે પણ દુરૂદ શરીફ પઢવા લાગ્યા જ્યારે લોકો ખામોશ થઇ ગયા, ત્યારે હ૦ ઉમર ફારૂક (ર. અ.) ફરમાવવા લાગ્યાઃ—

મુસલમાનો ! તમે જાણો છો કે આજકાલ તમારા ભાઇ-ઇસ્લામના જાન નિસાર ફર્ઝન્દ-મુલ્કે શામમાં જેહાદ કરી રહયા છે. મુસલમાનોએ મુલ્કે શામનો મોટો ભાગ જીતી લીધો છે. મોટા મોટા મશહુર શહેરો અને અગત્યના મથકો પર મુસ્લિમોનો કબ્જો થઈ ગયો છે. ખ્રિસ્તીઓની માનવંત વ્યક્તિઓ કાંતો મુસલમાન થઇ ગઇ છે

અને કાંતો મુસલમાનોની પનાહમાં આવી ગઇ છે. આ ખુદાની ઇનાયત અને મહેરબાની છે. આપણા મુતરમ નબી સ. અ. વ. એ મુલ્કે શામના ફતેહ થવાની ખુશખબર આપી હતી. તે ખુશખબરી રફતે રફતે પુરી થતી જાય છે. ઇસાઇઓ પર રૂમીઓનો પ્રભાવ બેશી ગયો છે. રૂમી મુસ્લિમોથી ભય પામવા લગ્યા છે. હ૦ અબુ ઉબયદા મુલ્કે શામના વાલી છે. તેમનાં પ્રભાવ, વીરતા અને નિર્મળ મનની ઇસ્લામી સેવાઓના પ્રતાપે દરરોજ ઇસ્લામી સત્તામાં વધારો થતો જાય છે. હવે તેમણે મુલ્ક શામના પાયતખ્ત "અન્તાકીયા" ઉપર ચઢાઇ લઇ જવાનો દૃઢ નિશ્ચય કર્યો છે. અન્તાકીયામાં ઇસાઇઓનો શહેનશાહ હરકુલે આઝમ મવજુદ છે. તમામ ઇસાનઓ તેની પડખે ઉભા છે. તેણે તમામ ખ્રિસ્તીઓને મદદે બોલાવ્યા છે. ચોમેરથી ખ્રિસ્તીઓના ઝુન્ડને ઝુન્ડ અન્તાકીયામાં ચાલ્યા આવે છે. ખ્રિસ્તીઓના પ્રમાણમાં મુસ્લિમો ઘણા ઓછા છે. અત્યારે સરેરાશ બસો ખ્રિસ્તીઓના મુકાબલામાં માત્ર એક મુસ્લીમ છે. આ આશ્ચર્ય જનક કમી છતાં મુસ્લિમો અન્તાકીયા પર ચઢાઇ કરવાનો ઇરાદો કરી રહયા છે. જો કે દરેક જણ જાણે છે કે તે ઇસાઇઓનો દેશ છે, જો ઇસાઇઓ પરાજ્ય પામશે તોય તેઓ ત્યાંથી નાસી કુસ્તુનતુનીયા અથવા કુસ્તુનતુનીયા ચાલ્યા જશે, પરંતુ અગર ખુદા નખ્વાસ્તા મુસલમાનોને શિકસ્ત થઇ તો તેમના માટે પનાહનું કોઇજ સ્થાન નથી. તેમનો દેશ તેમનાથી સેંકડો કોસ દુર છે."

અમીનુલ ઉમ્મતનો પત્ર આવ્યો છે. હું તે પત્ર આપ સાહેબોને સંભળાવું છું. આપ ધ્યાનથી સાંભળો. લખ્યું છે કે:—

અઝ તરફે અબુ ઉબયદા બીનુલ જર્રાહ આમિલે મુલ્કે શામ. મુકામ હલબ.

બ ખિદમતે ખિદમત અમીરૂલ મુમેનીન ખલીફતુલ મુસ્લેમીન હ. ઉમર ફારૂક (ર. અ.)

હમ્દ અને તારીફ કરૂં છુ તે ખુદાની કે જે વાહિદ છે, તેજ ઇબાદતને લાયક છે. તેના સિવાય કોઇ માબુદ નથી. અને દુરૂદ મોકલું:છું હું સરવરે કાયેનાત ફખરે મવજુદાત હ૦ મવલાના મુહમ્મદ સ. અ. વ. પર.

યા અમીરૂલ મુમેનીન! હકીકત એ છે કે મુસલમાનો ઉપર ખુદાનાં લુત્ફો કરમની વૃષ્ટિ થઇ રહી છે. અમે તેના એહસાન અને ઇકરામનો આભાર માની નથી શકતા. તેણે મુલ્કે શામના પ્રખ્યાત શહેરો અને ગગનભેદી ગઢો ઉપર અમને વિજય અપાવ્યો. ઇસાઇ પાદશાહો કાંતો મુસલમાન થઇ ગયા છે અથવા મુસલમાનોને જઝીયો આપી તેમના પનાહમાં આવી ગયા છે. ઇસાઇઓના તે બાદશાહ કે જેમના રોબદાબથી હિજાઝ અને ફારિસવાળા ધ્રુજી ઉઠતા હતા. તે મુસ્લિમોની આણ હેઠળ આવી ગયા છે તે તસ્લીસ (ત્રિદેવ) પરસ્ત ઇસાઇ કે જે મુસલમાનોથી સખત તિરસ્કાર ધરાવતા હતા, મુસ્લિમો પાસે બેસવા માંય નફરત કરતા હતા, તે ઘણા ખરા રામ થઇ ગયા છે. તસ્લીસ પરસ્તીનું

સ્થાન તવહીદ પરસ્તીએ લઇ લીધું છે. ઇસ્લામે પોતાના પ્રકાશીત કિરણો વડે શામની ભુમિને ઝગમગાવી દીધી છે. ઇસાઇયો બાહોશ મુસલમાન બની રહ્યા છે. ઇસ્લામના જાદુએ તેમના દિલોને કાબુમાં લઇ લીધા છે. તમામ શામનાં મસ્જીદો બંધાઇ ગઇ છે, દરેક મસ્જીદ પાંચે વખત ખુદાની ઇબાદત કરનારાઓથી ભરચક ભરાઇ જાય છે.

હલબ અને એઅજાઝના કિલ્લા ફતેહ થઇ ગયા છે. હવે મારો ઇરાદો અન્તાકીયા પર ચઢાઇ લઇ જવાનો છે. અન્તાકીયા મુલ્કે શામનું પાયતખ્ત છે. હર કુલે આઝમ (રોમન શહેનશાહ) પણ ત્યાંજ હાજર છે. તેણે બહુ મોટી સંખ્યામાં ખ્રીસ્તી લશ્કર ભેગું કરી લીધું છે, દરેક તરફથી ઇસાઇ તેની પાસે તેની સ્હાય અર્થે ચાલ્યા આવે છે. જાસુસોના મોઢે જણાયું છે કે લગભગ દસ લાખ ઇસાઇ અત્યાર સુધીમાં ભેગા થઇ ગયા છે, અને હજીયે આવ્યેજ જાય છે. ઇસ્લામી લશ્કર તેમના મુકાબલામાં ઘણુંજ થોડું છે. કેવળ સત્તર હઝાર મુજાહીદ છે. અગર બની શકે તો થોડુંક લશ્કર કુમક માટે રવાના ફરમાવશો અને જો કુમક મોકલવાનું બની ન શકે તો આગાગ માટે દુઆએ ખયર કરજો દુઆ મોમીનો તથા મુસલમાનો માટે હથિયાર છે અને ઇબ્લીસ તથા મુશ્રીકો માટે નાશનું કારણ અગર ખુદાએ અન્તાકીયા ફતેહ કરી દીધું તો તમામ મુલ્કે શામ ઉપર મુસ્લિમોનો કબ્જો થઇ જશે. ખુદાની ઝાતથી ઉમીદ છે કે રૂમીઓનો શહેનશાહ હરકુલે આઝમ કાંતો મુસલમાન થઇ જશે, અથવા તો આણુ માની લેશે અગર તો નાશી છુટશે તે સમય પાસે આવતો જાય છે કે જેનો આપણા મુહતરમ નબીયે કરીમ અલયહિસ-સલાતો વ-તસ્લીમએ વાયદો કર્યો હતો. યાને મુલ્કે શામની ફતહનો; વસ્સલામો અલયકુમ વઅલા મનમઅકુમ વરહમતુલ્લાહે બરકાતોહુ.

ખાદિમે કવમ

બિનુલ જર્રાહ અબુ ઉબયદા

હ. ઉમર ર. અ. એકેકું વાકય બુલંદ આવાઝથી રહી રહીને સંભળાવતા હતા. તમામ મુસલમાન ખામોશ બેશી સાંભળી રહ્યા હતા. જયારે પત્ર પુરો થઇ ચુક્યો, ત્યારે અમીરૂલ મુમેનીને ફરમાવ્યુઃ—

મુસલમાનો ! તમોએ અમીનુલ ઉમ્મતનો પત્ર સાંભળ્યો અત્યારે મુસલમાનોને મદદની સખત જરૂર છે. સાલારે આઝમ અબુ ઉબયદની સાથે સઘળા મળીને સત્તર હઝાર મુજાહિદો છે. જે લાખો ઇસાઇઓના મુકાબલામાં સરફરોશી કરવાનાં ઉમંગમાં પેશકદમી કરવા ચાહે છે. જો કે મુજાહિદોમાં જોશ છે, શહાદતની તમન્ના છે, ખુદા અને ખુદાના રસુલની ખુશી સંપાદન કરવાની આરઝુ છે, છતાંય મેં મુનાસિબ નથી ધાર્યુ કે મુઠીભર મુસલમાન લાખો ઇસાઇઓ પર આક્રમણ કરે.

જેથી મેં અમીનુલ ઉમ્મતને અનાકીયા ઉપર ચઢાઇ લઇ જવાં રોકી [illegible] હતાં મારી એવી ઇચ્છા હતી કે થોડાક મુજાહીદો ભેગા કરી મદદમાં મોકલી દઉં પરિણામે ખુદાના શુક્ર છે કે અઢી હજાર મુજાહીદો ભેગા થઇ ગયા છે, આ [illegible] ઇન્શાઅલ્લાહ આજે ઇશાની નમાઝ પછી રવાના થઇ જશે. મુસલમાનોની [illegible] નિર્મળ મનથી માંગવામાં આવે તો જરૂર કબુલ થઇ જાય છે. હું [illegible] સર્વ સાહેબે નિર્મળ મનથી મુસલમાનોની ફતહ માટે દુઆ કરે "

તમામ મુસલમાનો તરતજ કિબ્લા તરફ મોઢું કરી ઝુકી [illegible] બેઠી [illegible] તેમણે સાચ્ચા દિલથી કરગરીને દુઆ કરી હ. ઉમર ફારૂક ર. અ. [illegible] માંગી અને તે બાદ મુજાહિદો ધીમે ધીમે વિખેરાવા લાગ્યા. દુઆ [illegible] અમીરૂલ મુમેનીનનાં આંસુ ભરાઇ આવ્યા હતા.

દુઆ પછી આ સલાહકારી કમટી અથવા ખલીફતુલ મુસ્લેમીનની [illegible] બરખાસ્ત થયો. લોકો મસ્જીદે નબવીમાંથી બહાર નીકળ્યા. [illegible] પ્રથમથી જાણતા હતા, તેમ અજેય ખલીફતુલ [illegible] ઇશારો કર્યો હતો કે મુજાહીદો આજે રાત્રે ઇશાની નમાઝ બાદ [illegible], જેથી મુજાહીદો કુચની તઇયારી માટે સરસામાન બાંધવા મંડી ગયા. [illegible] મુજાહીદો જ્યારથી મદીના મુનવ્વરામાં આવ્યા હતા ત્યારથી તેમને [illegible], તોહફા આપવામાં આવતા, પણ આજ તેમના સગાં સબંધીઓ, મિત્રો [illegible] મુસલમાનોએ તેમની સામે તોહફાઓનો ઢગ કરી દીધો. મુસલમાનો સમજતા હતા [illegible] ની સેવા કરવી એ સવાબે અઝીમ છે. તેઓ એ પણ જાણતા હતા કે [illegible] કુટનાં હવે માત્ર થોડાકજ કલાક બાકી રહયા છે, જેથી તમામ મુસલમાનો [illegible] સેવા કરવામાં રોકાઇ ગયા હતા.

કયસ અને આમિરણ તઇયારી ઓમાં વળગેલા હતા. લયલા તથા [illegible] બંનેને સહાય કરતી હતી. હુરવશ અઝરાને મુલ્કેશામ જોવાનો શોખ હતો [illegible] આનંદી હતી. તેના આનંદનું એક મુખ્ય કારણ એ પણ હતું કે કયસ કે જેને [illegible] ચાહવા લાગી હતી તે પણ તેની સાથેજ આવનાર હતો. જોત જોતામાં [illegible] તમામ મુસલમાનોએ ઇશાની નમાઝ અદા કરી. અને પછી મદીનયે તય્યેબાની બહાર સામેના ધોરી માર્ગ ઉપર મુજાહીદોને રૂખ્સત કરવા માટે લોકો ભેગા થવા લાગ્યા.

ચાંદની રાત હતી. ચાંદ પુરબહારમાં પ્રકાશી રહયો હતો. સફેદ દુધ જેવી રેતી ઉપર પથરાએલી ચાંદની અજબ દિલફરેબ લાગતી હતી. લોકો રેતીના ટેકરાઓ પર બેઠા હતા. બાળકો ઉચા ઉંચા ટેકરાઓ ઉપરથી લપસવાની રમત રમતા હતા. તેઓ અત્યારે ઘણાંજ આનંદી હતા.

મુજાહીદો રવાનગી માટે વ્યવસ્થિત રીતે ગોઠવાઇ ગયા હતા. નવજવાન [illegible]

પર આરૂઢ હતા, વૃદ્ધો અને નાના બાળકો ઉંટ ઉપરનાં શગદફોમાં અને સ્ત્રીઓ મહમિલોમાં બેઠી હતી.

ઉંટ બડબડાટ અને અશ્વો હણહણાટ કરી રહ્યા હતા. બાળકો કોલાહલ મચાવી રહ્યા હતા. લોકો વાતોમાં મશગુલ હતા. એ સર્વ પ્રવૃતિઓએ ભેગી થઇ કાંઇક એવું વાતાવરણ જમાવી દીધુ હતુ, કે કાન પડયો અવાઝ સાંભળાતો ન હતો. અત્યારે પણ લોકો મુજાહીદોની સેવા કરી રહ્યા હતા. કોઇ પાણી પીવડાવવામાં, કોઇ શરબત આપવામાં કોઇ સિન્દુ વહેચવામાં, તો કોઇ ખજુર અને ખારેકાની લ્હાણુ કરવામાં એમ દરેક જુદી જુદી પ્રવૃતિઓમાં વળગેલા હતાં.

થોડીવાર પછી હ૦ સઆયદના ઉમર ફારૂક (ર. અ.) તશરીફ લાવ્યા. આપની સાથે હ. અલી (ક૦ વ૦) હ૦ ઉસમાન (ર. અ.) હ૦ અબ્બાસ (ર. અ.) ઉપરાંત બીજા માનવંત મુસલમાનો હતા. તેમના ગુલામના હાથમાં અલમ હતો." મુજાહીદોએ હ. ઉમર ફારૂક (ર. અ.) ને જોતાંજ નઅરયે તકબીરથી સતકાર કર્યો. હ. ઉમર (ર. અ.) મુજાહીદો પાસે આવી ઉભા રહયા. સઘળા લોકો ખામોશ થઇ ગયા હતા. જવાન બચ્ચા વૃદ્ધ સર્વે ચુપચાપ ઉભા હતા. આપે આવતાંજ આમિર તથા કયસને બોલાવ્યા. હ૦ ઉમરે ગુલામ પાસેથી અલમ લઇ આમિરને આપતાં ફરમાવ્યું "તમે આ અઢી હઝાર મુજાહીદોના સરદાર નીમવામાં આવો છો. તમને જોઇએ કે રવાદારીથી વર્તો, આ લશ્કરમાં નવજવાનો પણ છે તેમ વૃદ્ધોય છે. બાળકોય છે અને ઓરતો પણ છે. તમારે એ સર્વેનું ધ્યાન રાખવુ જોઇએ. તેમનાથી તેમની શકિત મુજબનું કામ લેજો. તેમના આરામનો ખ્યાલ રાખજો. તેમને તકલીફ આપી હશ્રના રોઝ મને ખુદા સામે શર્મિન્દો ન કરજો. જો કે પડપુછતો તમારાથીજ થશે, પરંતુ મનેય એ માટે પુછવામાં આવશે કે મેં તમને સરદાર નીમ્યા છે."

આમિર! તમે તે દેશમાં જાઓ છો કે જે જગતનું સ્વર્ગ કહેવાય છે. તે દેશ અત્યંત ફળદરૂપ છે. ત્યાંની સ્ત્રીઓ અતિ ખુબસુરત હોય છે. તેઓ રેશમી લુગડાં પહેરે છે. ત્યાંના મર્દ, ઓરત બચ્ચાં સોના ચાંદીનાં ઘરેણા પહેરે છે. હીરા, ઝવેરાત મોતી પરિધાન કરે છે. તમને તે દેશની દિલફરેબીઓ ગુમરાહ કરી ન મુકે. અગર આ લશ્કરમાંથી એક શખ્સ પણ ગુમરાહ થઇ ગયો તો કયામતના દિવસે તમારાથી સખ્ત રીતે પડપુછ થશે. અદલ ઇન્સાફ સામે અઝીઝો, તથા દોસ્તોનો ભેદભાવ ન રાખજો. ન કોઇની તરફ આંખ આડા કાન કરજો. લોકોને તેમની જરા જેટલી અવળ ચંડાઇ માટે પણ ચેતવણી આપતા રહેજો. દીનદારી પાકીઝગી શીખવે છે. પાકીઝગી ગુન્હાઓની જડ ઉખેડી નાખે છે. શરીઅતના અહકામોથી કદી પણ ગફલત ન કરજો. મુલ્કે શામમાં દાખલ થઇ કોઇ પણ સંજોગોમાં કોઇ પણ ખ્રિસ્તી ઉપર વિના કારણની સખ્તાઇ

ન કરજો. કોઇ દેવળને તોડી પાડશો નહિ. રાહીબો (ખ્રિસ્તી સન્યાસીઓ)ને છેડશો નહિ, અમાન ચાહનારાઓને અમાન આપજો. ઇસાઇ ઓરતો, બચ્ચા વૃધ્ધો ઉપર તરવાર ન ઉપાડજો. જે કરાર કરો તે સર્વાંગે પુરો કરજો. અબુ ઉબયદાની ફરમાંબરદારી કરજો અગર તેમની અને તમારી વચ્ચે મતભેદ ઉભો થાય તો વધુમતિની સલાહથી જે નિર્ણય થાય તે ઉપર અમલ કરજો. નાઇત્તેફાકી કરીને કવમને નુકશાન ન પહોચાડજો. જ્યાં સુધી મુસ્લિમોમાં ઇત્તેફાક છે, ઇન્શાઅલ્લાહ ત્યાં સુધી તેમનો વાળ પણ વાંકો થઇ શકશે નહિ. અને જ્યારે નાઇત્તેફાકી પેદા થઇ જશે કે તેજ વેળા તેમની હવા ઉખડી જશે. અતીઉલ્લાહા વ અતીઉરંસુલને વળગી રહેજો."

કયસ ! તમે નવજવાન છો. હું ચાહતો ન હતો કે તમે જેહાદ ઉપર જાઓ પરતુ તમારા ઉત્સાહ ભર્યા આગ્રહે મને મજબુર કર્યો. ખ્યાલ રાખજો કે તમે અહીં તમારી વૃધ્ધ વાલિદાને મુકી જાઓ છો મુલ્કે શામની દિલફરેબીઓ તમને એટલી હદ સુધી ભાન ભુલાવી ન દેય કે તમે તમારી વાલિદાને વીસરી જાઓ. તે મુલ્કમાં નવજવાનો માટે ડગલેને પગલે ભય રહેલો છે.

હુ શું કહુ ! અને કયાં સુધી કહું ! મનતો ચાહે છે કે તમને દરેક વાત જણાવી દઉ. પણ તે માટે ઘણો વખત જોઇએ. વ્યર્થ સમય શા માટે ગુમાવવો ? વારૂ ! બિસ્મીલ્લાહ કરો. જાઓ ખુદા તમને ખયરીયત સાથે પહોંચડી દેય. અને દુશ્મનો ઉપર ફતહ અર્પણ કરે."

આમિર તથા કયસે સલામ કરી મુસાફહા કર્યો અને લશ્કરની મધ્યમાં ચાલ્યા ગયા આમિરે, અમીરૂલ મુમેનીન અર્પિત અલમને હલાવ્યો. તે હવામાં શાનદાર રીતે ફરકવા માંડયો. આમિરે અલ્લાહો અકબરનો પ્રચંડ નાઅરો લગાવ્યો. જે લશ્કરની રવાનગીનું સુચન હતું. તમામ મુજાહીદોએ પણ અલ્લાહો અકબરનો ગગનભેદી પોકાર કર્યો. એક પછી એક નઅરાઓથી વાતાવરણ ગુંજી ઉઠયું. ધરતી ધણધણી ઉઠી રેતીના ઉંચા ઉંચા ટેકરા ધરૂજી ઉઠયા અને સાથેજ તે સઘળા મુસલમાનો કે જે મુજાહીદોને વિદાયમાન આપવા આવ્યા હતા બે હારોમાં ગોઠવાઇ જઇ મુજાહીદોની રવાનગીનું દિલચસ્પ દ્રષ્ય નિહાળવા લાગ્યા. મુજાહીદો શાંત અને મકકમ રીતે ચાલ્યા જતા હતા. ઉંટો પણ ખામોશીથી પગ ઉપાડતાં જતા હતા.

તમામ મુસ્લિમોએ ફરી એક વખત મુજાહીદોની ફતહ માટે દુઆ માગી અને જ્યારે ઇસ્લામી લશ્કર દુર નીકળી ગયું, ત્યારે હ૦ ખલીફતુલ મુસ્લેમીન અને બીજા મુસલમાનો ધીમે ધીમે મદીનયે તઇયેબા તરફ રવાના થયાં.

—(૦)—

# પ્રકરણ ૪ થું.

## મુહબ્બતનો ઇકરાર

બસ જી ઉઠા ખુશ હો ગયા બીમારે મુહબ્બત
ઉસ શોખને જો કર લીયા ઇકરારે મુહબ્બત

હિજાઝની સરહદ પુરી થતાં સુધી આમિર રાત્રે મુસાફરી અને દિવસે આરામ કરતો રહયો મુજાહીદોનું આ લશ્કર જે ગામ કે કસ્બામાં પહોંચતું ત્યાંના મુસલમાન તેમની હદકપરાંતની ખાતિર બરદાસ્ત કરતા. આખો આખો દિવસ તેમની સેવામાં મંડયા રહેતા. અને રાત્રે ઘણે દુર સુધી વળાવી પાછા આવતા. પાછા વળતી વખતે નિખાલસ દિલે તેમની ફત્હ—નુસરત માટે દુઆ માંગતા. એવી રીતે ઇસ્લામી સેના તેમની નિર્મળ મનની દુઆઓ ના સાહયામાં હિજાઝની સરહદ વટાવી શામ (સીરીયા)ની સરહદમાં દાખલ થઇ.

શામમાં જ્યારથી મુસ્લિમોએ આણ પ્રવર્તાવી હતી ત્યારથી ખ્રિસ્તીઓનો એવો નિયમ થઇ ગયો હતો કે જ્યારે પણ તેમના ગામ કે કસ્બામાંથી ઇસ્લામી સેના પસાર થતી ત્યારે તેઓ બઝાર ભરતા. જેમાંથી મુજાહીદો જોઇતી વસ્તુઓ ખરીદી લેતા અને તેથી રોમન ખ્રિસ્તીઓને સારો લાભ થવા પામતો.

મોટા મોટા શહેરો અને કિલ્લાઓમાં મુસ્લીમોએ લશ્કરી કેમ્પો કાયમ કરી દીધા હતા, જેમાં તેઓ રહેતા. અને અમન અમાન જાળવી રાખતા. શાંતિ જાળવવા અને જઝીયો વસુલ કરી દરબારે ખિલાફતમાં રવાના કરવાની વ્યવસ્થા કરતા. દીવાની અને ફોજદારી દાવાઓ પણ તેઓ ચુકવતા. ખ્રિસ્તીઓના આંતરિક કજીયા અથવા ખ્રિસ્તી મુસ્લીમોને લગતા મુકદ્દમા પણ અત્રેજ સાંભળવામાં આવતા.

જ્યારે કોઇ ઇસ્લામી લશ્કર એ છાવણીઓમાં આવતું તો તેઓ તેની ઉત્તમ પ્રકારની આગતા સ્વાગતા કરતા અને તેઓજ તેને એકેકી મંઝીલ સુધી વળાવા જતા.

આમિરે શામની હદમાં પ્રવેશ્યા બાદ મુસાફરીનો સમય બદલી નાખ્યો. કેમકે એ દેશમાં ટાઢ ઘણી પડતી હોવાથી રાત્રે કુચ કરવામાં સખત કષ્ટ ભોગવવાનો સંભવ રહેતો હતો. જેથી હવે રાતના બદલે દિવસે સફર કરવા માંડયું.

મુલ્કે શામની મનહર હરિઆળી અને ફળદ્રુપતા નિહાળી તેઓ ઘણા ખુશ થયા. ત્યાંના હવા પાણીએ તેમના ચહેરાઓ ઉપર ઠીક ઠીક અસર કરી હતી. ખાસ કરીને અઝરાની પ્રકૃતિ ઘણી સુધરવા પામી હતી. તેના ચહેરાનો રંગ ખીલી નીકળી એવો સફેદ—લાલ બની ગયો હતો કે જાણે તે રોમન છોકરી ન હોય !

અઝરાની સંગતે કયસ ઉપર ભારે અસર કરી હતી. તે દરેક વખતે તેની હયા પરવર નશીલી આંખોને જોયા કરતો, અને પ્રફુલ્લ બનાવનારા હાસ્યના પુષ્પો વેરાવાની વાટ જોયા કરતો. જ્યારે પણ તે તેના પુષ્પ સમા સુંદર મુખારવિંદ ઉપર નજર નાખતો ત્યારે તેના જાદુ ભર્યા હુસ્નથી અંજાઇ અવાચક બની જતો. તે નાઝ આફ્રીનને કોઇની નઝર લાગી જાય, એવો અંદેશો હોવાથી તેને કોઇ જોઇ ન જાય તેવી કોશીશ કર્યા કરતો. તે ચાહતો હતો કે એ માહવહને હૃદય પટ ઉપર બેસાડે અથવા તો આંખોની અંદર સમાવે.

અઝરા ઉપર પણ કયસની મુહબ્બત ઉંડી અસર કરી ગઇ હતી. તે પણ કયસ હર વખત તેની નઝર સામે રહે એમ ચાહતી હતી. જો કયસ થોડાક સમય માટે પણ નજરે ન પડતો તો તેનું મુખ કરમાઇ જતું. આંખોમાં ભય અને ચિંતાના ચિન્હો પ્રગટી નીકળતા. છતાંય સબ્ર કરતી. અને પોતાની મનોવેદના કોઇને જાહેર થવા ન દેતી.

સલ્મા જે અત્યંત શોખ અને ચબરાક છોકરી હતી, તે આ બંનેની વિશ્વાસુ બની ગઇ હતી. જ્યારે પણ તે તે બંનેમાંથી કોઇને ઉદાસ કે ચિંતાતુર ભાળતી, ત્યારે તે પોતાની મઝાકીયા વાતચીતથી તેમને ખુશ કરી દેતી.

ખલિફતુલ મુસ્લેમીનના આદેશ મુજબ આમિર બહુ ધીમી મુસાફરી કરી રહયો હતો. તે થોડા થોડા અંતરે પડાવ નાખતો અને દરેક પડાવ ઉપર પોતાના સાથીઓ પાસે જઇ તેમની ખબર અંતર પુછયા કરતો. તેમ કરતાં અગર કોઇને સ્હેજ પણ સુસ્ત કે અસ્વસ્થ ભાળતો. તો તેના આરામની ખાતિર બીજા દિવસની કુચ માંડી વાળતો. આવી રીતની મુસાફરીથી તેના સાથીઓને ખુબ આનંદ અને આસાયશ મળી રહેતાં.

મુસલમાનોએ મુલ્કે શામની હદમાં પ્રવેશ્યા પછી ત્યાંના ગગન ચુંબિ કિલ્લા–કે જે મુસ્લિમોએ સર કરી લીધા હતા–દીઠા ત્યારે તેમની અજાયબીનો પાર ન રહયો અને તેઓ વિજેતા મુસલમાનોની મુક્ત કંઠે પ્રસંશા કરીનેજ રહયા.

લગભગ એક માસની મુસાફરી પછી આ ઇસ્લામી લશ્કર કન્સરીન પહોંચ્યું. આમિરે અત્રે મુકામ કર્યો અને બે ત્રણ દિવસ રોકાઇ પુરતો આરામ લઇ લીધો. તેમનો મુકામ શીતળપાણીનાં એક સુંદર ઝરા ઉપર હતો. મુસલમાનોએ તેમાં લુગડાં ધોયાં, નાહયા હથિઆર આદિ સાફ કર્યા અને કન્સરીનમાંથી જોઇતી વસ્તુઓ ખરીદી લીધી.

એક દિવસ આફતાબ સ્હેજ ઉંચે ચઢી આવ્યો હતો. તડકો લીલી લીલી ઘાસ અને ખલ ખલ કરી વહી રહેલા ઝરાના પાણી ઉપર અજબ બહાર આપી રહયો હતો તે વખતે હુરવશ અઝરા તંબુમાંથી નીકળી અને અજબ અંદાઝથી કદમ ઉપાડતી ઝરણા ઉપર પહોંચી. આકાશ સ્વચ્છ હતું. તાપમાં ભીનાશ હતી. અઝરા પાણીનું વહેણ

નીરખવા લાગી દુર સુધી ઉગી નીકળેલી હરિઆળી વાયુના વેગથી હિંડોળા ખાંઇ રહી હતી અથવા એમ સમજો કે હુરવશ અઝરાને નિહાળી તે મદહોશ બની ઝુમી રહી હતી. થોડી વાર પછી અઝરા સુંવાળી ઘાસ ઉપર બેશી ગઇ. તેણે બને પગ પાણીમાં લટકાવી દીધા અને તે વડે જલક્રિડા કરવા લાગી અત્યારે તે એકલીજ હતી. મુસલમાન કાંતો તંબુઓમાં બેશી હથિઆરોની દુરસ્તીમાં મશ્ગુલ હતા. અથવા તો પાંચ પાંચ કે દશ દશની ટોળકીઓમાં વૃક્ષોની છાયામાં બેશી વાતોમાં એકતાન થઇ ગયા હતા. લાયલા તથા સલ્મા ખાવાનું તઇયાર કરવામાં રોકએલી હતી. આમિર શહેરમાં ગયો હતો. એ રીતે આ મલિકયે હુસ્નને એકાંતમાં પાણી સાથે રમત રમવાનો મોકો મળી ગયો હતો. તે તેના નાઝુક પગો વડે પાણી ઉછાળી ઘણો આનંદ લઇ રહી હતી. પાણીનાં ઉડતા છાંટા તેના ગુલાબશા ગાલો ઉપર જઇ પડતા અને તે એવા લાગતા કે જાણે ગુલાબના સોહામણાં પુષ્પો ઉપર શબનમનાં ટીપા ! પાણી સાથેની રમતમાં તે એટલી બધી નિમગ્ન બની ગઇ હતી કે માથા ઉપરથી સરકી ગએલી ઓઢણીના પરિણામે કાળા ભ્રમર જેવા વાળ હવામાં ઉડવા લાગ્યા હતા તેનુંય તેને ભાન રહયું નહતું. અચાનક કયસ ત્યાં આવી ચઢયો. તેની નઝર અઝરા ઉપર પડી. આસ્તે કદમ તે તેની લગો લગ આવી ઉભો રહયો. અને લલચાએલી નઝરે તેને નિરખવા લાગ્યો.

આફતાબે આલમતાબ પુર બહારમાં પ્રકાશી રહયો હતો. હરિઆળી અને હેલારે ચઢેલી ઘાસ ઉપર પડતો તાપ ઘણોજ મનહર લાગતો હતો. થોડા વારે કયસ ધીમેથી અઝરાની લગોલગ બેસી ગયો તે નાઝનીનના શરીરની ભીની ભીની સુવાસે તેને મસ્ત બનાવી દીધો. કેટલીક પળો સુધી તે ભાન ભુલી ગયો. પણ તરતજ આવો મોકો નાહ મળે એ વિચારે સ્વસ્થ બન્યો. તેણે પોતાના હાથ લંબાવ્યા અને ધીમેથી અઝરાની ખુબસુરત આંખો ઉપર ધરી દીધા.

દુન્યા વ માફીહાથી બે ખબર અઝરા ચોંકી ગઇ. તેણેય બેબાકળા બની પોતાના નાઝુક હાથ વડે કયસના હાથ પકડી લીધા અને બોલી

કોણ છો એ ! જુઓ મારી આંખો દુખવા લાગી.

કયસને બેચેન બનાવવા માટે એટલાજ શબ્દો પુરતા હતા. તેને પોતાની મુર્ખાઇ બદલ પસ્તાવો થવા લાગ્યો. જલદીથી હાથ ઉપાડી લીધા. અઝરાએ પાછા વળી તેને જોયો. તે શરમાઇ ગઇ. શર્મભરી નઝર નીચી કરી બોલી "આવી શરારત કેમ સુઝી ? વાહ વાહ ! આપ અત્યારે કયાંથી ફુટી નીકળ્યા ?

કયસ પણ તેની બાઝુમાં બેશી ગયો તેણે વિચિત્ર રીતે અઝરાને જોઇ કહયું "ખરેજ મેં મુર્ખાઇ કરી, મને માફ કરો."

અઝરાએ શર્મ અને શોખીથી તેની તરફ જોઇ કહ્યું "વાહ! એ પણ ઠીક દિલ્લગી છે. પહેલાં કસુર કરી લીધો પછી માફી માંગી લીધી! ઉંહ હું...હું નથી માફ કરતી.

કયસ ખસીયાણો પડી ગયો હતો. તેણે અત્યંત કાકલુદીથી કહ્યું "અઝરા મને માફ કરો ખુદારા માફ કરો મેં કસુર કર્યો છે. ન માફ થઇ શકે તેવી ભુલ કરી છે. મારો આત્મા ઉડી જવા લાગ્યો છે.

અઝરા વધુ શોખ બની. 'ના સાહેબ! હું માફ નથી કરી શકતી તમોએ મને બીવરાવી છે. મારી આંખો પર એવા જોરથી હથ મુકયા કે હજીયે દુખે છે.

બાપડા કયસની સ્થિતિ જાણે તેની રૂહ ઉડી જતી ન હોય એવી થઇ પડી હતી. "અઝરા! મેં ભયંકર ભુલ કરી, મારી મુર્ખાઇથી તમારી નાઝ પરવર્દા આંખો દુખવા લાગી. ખચીતજ હું તે માટે પસ્તાઉં છું. ખુદા વાસ્તે માફ કરો.

કયસની ગરીબ ગાય જેવી દશા થઇ ગએલી જોઇ અઝરા ખડખડાટ હસી પડી. હાસ્યથી તેનું મુખારવિંદ ચમકી રહ્યું તે બોલી "તમે છો મહા ચબરાક! એવી ભોલી ભાલી સુરત બનાવી લીધી છે કે જોનારને જાણ્યે અજાણ્યે દયા આવી જાય.

કયસે રડમસ બની કહ્યું "દયા .....કોને? તમને......આહ તમે એવા સિતમ પરવર છો કે જેનું દિલ જો કે મહા નાઝુક છે, કિંતુ તેમાં દયા કે કૃપાનો અંશ માત્ર પણ નથી.

અઝરા મુસ્કુરાતાં બોલી એટલે હું અત્યંત બેરહમ છું!

હા, તમે બેરહમ છો......બેદર્દ છો......આહ !......તમને માઠું લાગ્યું! અઝરા......ખુદા વાસ્તે સાચી વાત સાંભળી ખફા ન થાઓ.

કયા કહું તુમકો જો બે મહેરો ફુસુંગર ન કહું
જીસકો દુન્યા કહે ઉસ બાતકો કયુંકર ન કહું

અઝરા ગુસ્સે થઇ. તેણે મુનવ્વર ચહેરા ઉપર ભ્રકુટી ચઢાવી કહ્યું જી હું બેમહર બેરહમ, બેદર્દ, ફુસુંગર છું ખૈર! ....."

અઝરાના ચહેરા પર ખફગીના ચિન્હો ભાળી કયસ બેબાકળો થઇ ગયો. તે વચ્ચેજ બોલી ઉઠયો "હે હુસ્નો જમાલની અદ્વિતિય તસ્વીર!......ખુદા વાસ્તે તારા પરસ્તાર ઉપર ખફા ન થા. ઓહ ..હું સાંખી નહિ શકું. ખુદાની કસમ તમારી ક્રોધ ભરી નિગાહ બરદાસ્ત કરી નથી શકતો. અઝરા......મારી જિન્દગીનો આધાર તમારી નિગાહે કરમ ઉપર છે. હું પ્રેમના જોશમાં દીવાનો, વહશી અને પાગલ બની ગયો છું. મારી દરેક ભુલ માફીને પાત્ર છે."

ક્રોધે ભરાએલી અઝરા હાસ્ય ખાળી ન શકી. તે બોલી "કેમ નહિ તમારી દરેક ભુલ માફીને પાત્ર છે કેટલા બધા સ્વાર્થી અને મતલબ પરસ્ત છો!

કયસે પ્રેમ ભરી નિગાહે જોઇ કહ્યું "મતલબ પરસ્ત! કદાચને હું મતલબ પરસ્ત હોત! અઝરા? હું મતલબ પરસ્ત નથી. તદ્દન ભોળો..........."

અઝરાએ તેને બોલતો અટકાવી કહ્યું "જી હા...તદ્......ન ભોળા ભટાક ગરીબ બિચારા ........"

કયસ—કોઇ જાનથી ગુઝરી જાય ત્યારે તો ખાતરી થશે ને!

અઝરા—ખુદા ન કરે. કોઇ જાનથી શા માટે ગુઝરી જાય?

કયસ—અઝરા હુ કયારથી તમને વિનવણી કરૂં છું. ખુદા માટે મને માફ કરી દો.

અઝરા—માફ કરીશ પણ ભવિષ્યમાં એવી હરકત નહિ થાય તેનો કોણ ઝામિન?

કયસ—હું પોતે ઝામિન થાઉં છું.

અઝરા—ઠીક ત્યારે ભવિષ્યમાં એવી હરકત નહિ થાય તો માફ કરી દેવામાં આવશે.

કયસ સ્વસ્થ થઇ બેશી ગયો તેણે અઝરાના હયાબક્ષ ઓષ્ટો તરફ જોઇ કહ્યું "બહુ સારૂ એમ પણ તમે ખફાતો થઇજ ચુકયા છો, પછી શા માટે વધુ ગુસ્તાખી કરી ન લઉં?

અઝરાએ દિલકશ અદાથી મુસ્કુરાતાં કહ્યું હવે વળી કેવી શરારત સુઝી છે?

કયસે ગંભીર બની કહ્યુ શરારત?...જી શરારત નહિ. જુઓ તમે પંડેજ હમણા મારો કસુર માફ કરી દેશો. એ કહેતાંજ તેણે અઝરાના નરમ નાઝુક હાથ સ્વહસ્તમાં બળપુર્વક પકડી લીધા. અઝરા હાથ છોડાવવાની કોશીશ કરતાં બોલી ઉઠી. વારૂ થોભો હું માફ કરી દઇશ.

કયસે તદ્દન બેદરકારી ભર્યા અંદાઝથી કહ્યું. નાજી. હવે આપની માફીની જરૂર રહી નથી.

અઝરાએ હાથ છોડાવવા માટે બની શકતા પ્રયત્નો કરી જોયા પણ તે નાઝ આફરીન હતી. તેના પ્રયત્નો કારગર થઇ ન શકયા. તેણે દયામણી નીગાહે કયસને જોઇ ભોળપણથી કહ્યું કયસ! છોડી દો. જુઓ કોઇ આવી લાગશે.

કયસ તેનો દયામણો ચહેરો જોઇ પીગળી ગયો. તેણે જલદીથી તેનો હાથ છોડી દીધો. અઝરાએ પોતાના નાઝુક હાથને દાબતાં કહ્યું ખુદા સમજે કેવા જોરથી હાથ ઝાલ્યો હતો. હથેળી દર્દથી ચીરાઇ જાય છે.

કયસ—લાવો હું ધીમે ધીમે માલીશ કરી દઉં. હમણાંજ દર્દ જતુ રહેશે.

અઝરા—માફ કરો. આપના તે હાથ છે કે હથેડા?

કયસ—કહો, મારો ગુન્હો માફ કર્યો કે હજી માફ કરાવું?

અઝરા—ના સાહેબ માફ કરી દીધો.

કયસ—અઝરા! તમે આટલા બધા સંગદીલ કેમ છો?

અઝરા—આપનો અપરાધ માફ કર્યો તોય સંગદિલ?

કયસ—તેથી શું? આપ.....મને જુઓ, હું તમારા પર ફિદા છું પણ તમે બેદરકાર છો, મારા પ્રત્યેની એ બેદરકારી શા માટે?

અઝરા—એવી વાતોથી તમારો શો હેતુ છે?

કયસ—હું ચાહું છું કે હું તમ ઉપર ફીદા થઇ જાઉં તમારા કદમો પર મારા પ્રાણ નીકળી......"

અઝરા કયસને બોલતો અટકાવી બોલી ઉઠી "બસ કરો. એવી વાતોથી શો લાભ!

કયસ અઝરાનો નરમ અને નાઝુક હાથ સ્વહસ્તમાં લઇ પ્રેમથી દબાવતાં બોલ્યો "અઝરા! તમને એવી વાતો પસંદ નથી. પણ મને જુઓ. મુહબ્બતે મને પીગળાવી નાખ્યો છે. કાંતો આપની મુહબ્બતને કહો કે મને સતાવવાનું છોડી દેય, અથવા આપની મારી......"

કયસ હુસ્નના પ્રભાવથી અંજાઇ જઇ વાકય પુરૂં કરી શકયો નહિ. અઝરાએ ગંભીર બની કહયું "કયસ! મુહબ્બતની જાળમાં ન ફસો. મુહબ્બત બુરી અને બહુ બુરી છે. બુધ્ધિશાળીઓ મુહબ્બત કદી પણ નથી કરતા. તમે દાનિશમંદ છો મુહબ્બતનો જાળ તોડી નીકળી જાઓ.

કયસે મુહબ્બત ભરી નઝરથી અઝરાને જોઇ કહયું "એ ના મુમકિન છે. અઝરા! દુન્યામાં મેં માત્ર તમારાથી મુહબ્બત કરી છે. મારી તાકતથી પરે છે કે હું તમારી મુહબ્બતની જાળ તોડી નાખું.

અઝરાએ સ્મીત કરતાં કહયું "ત્યારે સબ્ર કરો, સહન કરો.

કયસ—સબ્ર કરૂં! સહન કરૂં! ઘણું કાંઇ કરી ચુકયો. હવે તેનીયે તાકત રહી નથી.

અઝરા હાસ્ય રોકી ન શકી. મોઢેથી હસતાં હસતાં બોલી "પછી શું થઇ શકે?

કયસે મઝલુમો જેવી સુરત બનાવી કહયું "તમને મારી ખસ્તા હાલત ઉપર હંસી આવે છે? અફસોસ પ્યારી અઝરા:—

ખન્દયે અહલે જહાંકી મુઝે પરવાહ કયાથી?<br>
તુમભી હંસતી હો મેરે હાલ પે રોના હય યહી.

કયસે કાંઇ એવા અંદાઝથી ઉપરોકત અશ્આર સંભળાવ્યા કે અઝરા બેચેન બની ગઇ. તે વ્યાકુળ બની બોલી ઉઠી "કયસ! તવબા કરો તવબા! હું અને તમારા

ઉપર હસું ?... આહ તમે મારા દીલની દશા નથી જાણતા. અને ખુદા કરે ને કોઇ મારા દિલની હાલતથી વાકેફ ન થાય......ખુદાની કસમ । કયસ । તમે મારી લાગણીઓ ને આઘાત ન પહોંચાડો. હાય દુનિયા શું કહેશે ?

કયસની મઝલુમાના સુરત અને દર્દ ભર્યા અંદાઝે અઝરા ઉપર એવી અસર કરી કે તે તેનાથી જોઇ શકાયું નહિ. અત્યારે તે પ્રેમના અપાર સમુદ્રમાં વિચરી રહી હતી. તે પોતાની લાગણીઓ ઝાહિર કરવા ચાહતી હતી. પણ તેની કુદરતી હયાએ તેને રોકી તે સ્વસ્થ થઇ અને પછી બોલી "કયસ! મને એવી નિગાહથી ન જુઓ કે જેથી હું મારી સહન શીલતા અને ધીરજ ગુમાવી બેસું. આપણને અહીં ઘણો સમય થઇ ગયો છે. ચાલો હવે તંબુમાં જઇએ.

અઝરાએ પોતાના નાઝુક પગો પાણીમાંથી બહાર કાઢયા. તેણે ઉઠવા ચાહ્યું. પણ કયસે તેને બેશી રહેવાનું સુચન કરતાં કહ્યું "અઝરા! થાભો. થોડી વાર માટે બેસો અને મારી તરફ જુઓ. આહ! મારી તરફ કે જે આખી આખી રાત જાગ્યા કરે છે. જેની આંખોમાંથી નિદ્રા દિમાગમાંથી અક્કલ દિલથી સબ્ર અને શાંતિ રૂખસત થઇ ચુકયા છે, મને એક વાત જણાવી દો માત્ર એક વાત !

અઝરાએ ભોળપણથી કયસ તરફ જોઇ કહયું "કઇ વાત ?

કયસે અસાધારણ પ્રેમભરી નઝરે તેને જોઇ કહયું અઝરા મને જણાવો કે તમે મારાથી મુહબ્બત કરો છો કે નહિ ?

અઝરા ખામોશ થઇ ગઇ. તેણે પોતાનું નાઝુક માથું ઝુકાવી દીધું તેના દીલમાં કયસની પ્રેમભરી દ્રષ્ટિએ ઉલ્કાપાત મચાવી મુકયો. તે પોતાની વ્યાકુળ તબીઅત ઉપર અંકુશ રાખી ન શકી. હજી તો તે પોતાની લાગણીઓ ઉપર કાબુ મેળવવાને મથી રહી હતી ત્યાં તો કયસે પુનઃ કહયું: હે હુરે આલમ! ખામોશ શાને થઇ ગઇ? મારા જીવનનો આધાર કેવળ તમારા જવાબ ઉપર છે. બોલો, તમે તારા સંબંધમાં જીવનનું ફરમાન આપો છો કે મૃત્યુનો ?

અઝરાની લાગણીઓ ઉભરાઇ આવી. તેણે કયસ તરફ જોયું. હજીયે કયસની નીગાહ મુહબ્બતના તીર ફેંકી રહી હતી. છતાં હયાને બાઝુએ રાખી બોલી કયસ!..."

પણ બીજીજ પળે તેની લાગણીઓ ઉપર નારી જાતિની લજ્જાએ પ્રભુત્વ મેળવ્યું તેની ઝબાન અટકી ગઇ. કયસ તેને ટીકી રહયો. થોડી વારે પુનઃ બોલ્યો "કહો......મારી રાહતે જાન! જુઓ ખામોશ રહેવાનો સમય નથી. જે કાંઇ તમારા નાનકડા દીલમાં હોય કહી દો......"

અઝરા શર્મથી પાણી પાણી થતી જતી હતી. તેણે મહામુસીબતે ઝબાન હલાવી કયસ! મારી વાત યાદ રહે. એવી વાત મારી ઝબાનથી અદા નહિ થઇ શકે.

કયસ જલદીથી બોલી ઉઠયો "અઝરા! મારી રૂહ બેચેન છે. સકરાત જેવી સ્થીતિ થઇ પડી છે. ખુદારા કહી દો, જે તમારા દિલમાં હોય તે!

કયસની બેચેનીએ અઝરાનેય બેચેન બનાવી દીધી. તે બોલી કયસ! તમે મારાથી શું કહેવડાવવા ચાહો છો?

કયસ—એજ કે તમને મારાથી મુહબ્બત છે કે નહિ?

અઝરાએ દબાએલા સાદે કહયું કયસ...! મને તમારાથી......મુહબ્બત છે.

આ રૂહપરવર જવાબે કયસને જીવતો કરી દીધો. તેના આનંદની સીમા ન રહી. હર્ષાવેશથી તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યા.

હુરવશ અઝરા શરમાઇ ગઇ. શર્મથી તેના ગુલાબી ગાલ ઉપર પ્રસેવ બિંદુઓ ફુટી નીકળ્યા હતા. તેનું સૌંદર્ય વધુ ચિત્ત ચોર બની ગયું હતું. તે ઉભી થઇ. તેણે શર્મથી કયસ તરફ જોઇ કહયું "કયસ ઘણી વાર થઇ, ચાલો પાછા જઇએ.

કયસ પણ ઉઠયો. તેણે આસપાસ જોયું. થોડે છેટે એક ઝાડ હેઠળ એક નવજવાન અરબને બેઠેલો અને પાણી સાથે રમતો દીઠો. તે આ બંનેની ઘણે પાસે હતો. કયસને અંદેશો થયો કે રખેને તેણે તેમની પ્રણય ગોષ્ટિ સાંભળી લીધી હોય. પણ થોડી વારમાંજ તેને ખાતરી થઇ ગઇ કે તેણે તેમની વાતચીતનો એક શબ્દ પણ નથી સાંભળ્યો. કેમકે તે પાણી સાથે રમવામાં એટલો બધો એકાગ્ર થઇ ગયો હતો કે તેને આસપાસનું મુદ્દલ ભાન ન હતુ. સાથેજ કયસ તેના કીમતી લુગડાં જોઇ આશ્ચર્ય પામ્યો. કારણ કે અત્યાર સુધી તમામ અરબો જાડા મોટા લુગડા પહેરતા હતા પણ તે માટે તેણે ઝાઝી દરકાર ન કરી. અઝરા આગળ નીકળી ગઇ હતી. જેથી તે પણ ઉતાવળા કદમે તેની સાથે થઇ ગયો અને બંને વાતો કરતાં કરતાં તંબુમાં દાખલ થયા.

આમિર કન્સરીનથી આવી પહોંચ્યો હતો. તેય તંબુમાં હાજર હતો ખાવાનું પણ તઇયાર હતું. કયસને જોઇ તે બોલ્યો કયસ! કયાં ચાલ્યા ગયા હતા? ખાવાનું તો કયારનુંય તઇયાર થઇ ગયુ છે!

કયસ તેની પડખે જઇ બેશી ગયો અને બોલ્યો "અમે બંને ઝરાના કાંઠે જઇ બેઠા હતા."

લયલા પણ ત્યાં આવી લાગી. અને આવતાંજ બોલી "વાહ વાહ! બંને સવદાઇ થઇ ગયાં છે. ભલા ઝરાના કાંઠે બેસવાથી શો લાભ!

કયસે ખસીયાણા પડી કહયુ. કાંઇ નહિ. અઝરા પાણી સાથે રમતી બેઠી હતી. હુંય ત્યાં બેશી ગયો.

લયલા—અને તમેય પાણી સાથે રમવા લાગ્યા?

કયસે સાદાઇથી જવાબ વાળ્યો. ના હું તો એમજ બેશી રહયો હતો.

આમિર પણ હંસી પડયો. અઝરા પણ મુસ્કુરાઇ સારૂં થયું જે અત્યારે શેખ અને શરીર સભ્મા ન હતી. નિકર કયસની શર્મીન્દગીનો પાર ન રહેતે.

તે બાદ આ લોકોએ ખાવાનું ખાધું. પછી થોડોક સમય આરામ કર્યો. ઝોહરની અઝાન થઇ. આમિર તથા કયસ નમાઝ પઢવા ગયા. બંને ઝરાના કાંઠે પહોંચ્યા. ઘણાય મુસલમાનો વુઝુ કરી રહયા હતા. એક વિશાળ મેદાનમાં જમાઅત સાથે નમાઝ પઢવામાં આવી. નમાઝ ખતમ થયા પછી બીજે દિવસે કુચ કરવામાં આવશે એવી જાહેરાત આમિર તરફથી કરી દેવામાં આવી.

લોકોએ કુચની તૈયારી કરવા માંડી સરસામાન બંધાવા માંડયો એમ કરતાં અસર અને અસરથી મગરિબનો સમય પણ થઇ ગયો નમાઝથી પરવારી ખાવાનું ખાધું. ઇશાની નમાઝ બાદ સર્વે સુઇ ગયા. સવારે તેઓ ઘણા જલદી ઉઠયા. નમાઝથી પરવારી શસ્ત્ર સજ્જ થયા. સ્ત્રી બાળકો ઉંટો પર જવાનો ઘોડાપર સવાર થયા. આમિરે અલ્લાહો અકબર" નો નઅરો લગાવ્યો તેના પઢઘા પડતાંજ તમામ મુસ્લિમો એ પણ "અલ્લાહો અકબર" ના નઅરાથી વાતાવરણ ગજાવી મુકી કુચ કરવા માંડી.



# પ્રકરણ ૫ મું

———(૦)———

## રૂખસત.

———:(૦):———

ગિરયયે શોકસે નિકલે જો તુમ્હારે આંસુ
બન ગયે હંય ફલકે હુસ્નકે તારે આંસુ

આમિરને હલબના કિલ્લામાં પહોંચવું હતું. જો કે એક વેગવાન ઘોડો માત્ર એક દિવસમાં કન્સરીનથી હલબ પહોંચી શકતો હતો. પણ આમિર ધીમી મુસાફરી કરી રહયો હતો. તેણે કન્સરીનથી રવાના થયા બાદ હલબ પહોંચવા સુધીમાં બે મુકામ કયા.

અત્રે તેના આગમનની ખબર પહેલાંથી પહોંચી ગઇ હતી. જેથી ત્યાંના મુસ્લિમો તેનો સત્કાર કરવાની વાટ જોઇ રહયા હતા. જો કે આ લશ્કર કાંઇ ઘણું મોટું ન હતું, માત્ર અઢી હઝાર સેનાનીઓનુ બનેલું હતું છતાંય તેના આવવાને ઘણું ગનીમત લેખવામાં આવતુ હતું.

એક દિવસે બપોરે કન્સરીન તરફથી ધુળના ગોટે ગોટ ઉડતા નજરે પડયા. તે જોઇ હલબવાસી મુસલમાનો ખુશ થઇ ગયા. તેમણે અનુમાનથી સમજી લીધું કે એ ધુળના ગોટેગોટ પાછળ મુસલમાનોનું લશ્કર છે. તરતજ સાલારે આઝમ અબુ ઉબયદાએ લશ્કરને તઇયાર થવાનું સુચન કર્યું ક્ષણવારમાં લશ્કર સુસજ્જ થઇ હારબધ ગોઠવાઇ ગયુ. તેમણે "અલ્લાહો અકબર"નો ગગનભેદી નઅરો લગાવ્યો. અને ધીમે ધીમે કન્સરીન તરફ વધ્યા.

હલબના ખ્રિસ્તીઓએ મુસ્લિમોનો નઅરો સાંભળ્યો. તેઓય ઉતાવળા ઉતાવળા કિલ્લા બહાર દોડી આવ્યા. અને માર્ગની બંને બાજુ ઉભા રહી મુસ્લિમોને કન્સરીન તરફ કુચ કરતા આશ્ચર્યથી જોઇ રહયા.

મુસલમાનોએ હલબનો કિલ્લો તથા શહેર બંનેય સર કરી લીધા હતા. કિલ્લામાં તેમણે છાવણી નાખી હતી. અહીંના ખ્રિસ્તીઓએ જઝીયો આપવાનુ સ્વીકારી સંધી કરી લીધી હતી. જેથી તેઓ મુસ્લિમોને કન્સરીન તરફ કુચ કરી જતા જોઇ એ માટે આશ્ચર્ય પામ્યા કે તેમના સાંભળવા મુજબ તો મુસ્લિમો અન્તાકીયા તરફ પ્રયાણ કરનાર હતા.

મુસ્લિમો થોડેકજ છેટે ગયા હતા. કે સામેની ધુળેડી પાછળ ઉંટોની લાંબી લાંબી ગર્દનો તથા કાળો ઇસ્લામી વાવટો નજરે પડયો. આવનાર લશ્કર આસ્તે કદમ નજીક આવતું જતું હતું. આફતાબના કિરણ તેમનાં ચકચકીત ભાલા તથા તરવારો ઉપર પડી ચમકાર મારી રહયા હતા.

બને લશ્કર પાસે થઇ ગયા. આવનાર લશ્કર મુજાહીદેનું હતું. તેમણે પોતાના ભાઇઓને સત્કાર માટે આવતાં નિહાળી અલ્લાહો અકબરનો નઅરો લગાવ્યો. સત્કાર કરનારાઓએ તેનો વળતો જવાબ આપ્યો. તેનાં પડઘા પહાડોમાં પડયા. જાણે તેઓય એ મુબારક કલ્મો ઉચ્ચારવામાં તેમનો સાથ આપતા હોય તેમ.

અત્યારે બને પક્ષના ઇસ્લામીઓ અત્યંત આનંદમાં હતા. જ્યારે બંનેનો મેળાપ થયો ત્યારે તેમણે પરસ્પર સલામ કરી મુસાફ્હા કર્યા અને ખયરો આફીયત પુછ્યા બાદ આમિર હ૦ અબુ ઉબયદા પાસે આવ્યા.

હ૦ અબુ ઉબયદા ઝઇફ વયના હતા. તેમની દાઢી લાંબી અને સફેદ હતી. રંગ ઘઉં વર્ણો હતો. પેશાની બુલન્દ અને પહોળી હતી. જેમાંથી ઇકબાલ મંદીનું સુચન થતું હતું આંખો મોટી મોટી હતી. જેમાં સહનશીલતા અને મુરૂવ્વત પ્રત્યક્ષ દેખાઇ આવતી હતી ગાલ કેટલેક અંશે બેસી ગયા હતા. પણ ન એટલા કે જેથી ભવ્યતામાં ન્યુનતા આવી જાય. તેમના અવયવો મઝબુત હતા. બખ્તર ઉપર અરબી ફેશનનો લાંબા દામનવાળો જાડી ઉનનો ઝભ્ભો હતો. કમરમાં પટો બાંધેલો હતો. જેમાં મ્યાન અને મ્યાનમાં તરવાર લટકતી હતી. ડાબા ખભા ઉપર તીરદાન અને તે ઉપર ઢાલ હતી. જમણા હાથમાં ભાલો હતો. ડાબા હાથે ઘોડાની લગામ અને ઇસ્લામી વાવટો પકડેલાં હતાં. મુસલમાનોનો વડો અફસર, મુલ્કેશામનો હઇ કમિશ્નર અથવા સીરીયાનો વાલી એવી શાનથી અરબી ઘોડા ઉપર સ્વાર હતો. સામાન્ય મુસ્લિમો અને તેમની વચ્ચ કાંઇજ તફાવત ન હતો. આમિરે પાસે આવી તેમને સલામ કરી. તેમણે સલામનો જવાબ વાળી ગર્મ જોશીથી મુસાફ્હો કર્યો ખયરો આફીયત પુછી માર્ગની હકીકત પુછી. આમિરે ટુંકાણમાં સઉ કાંઇ સમજાવી દીધું. અને તે પછી. બોલ્યો યા અમીનુલ ઉમ્મતો (હ૦ અબુઉબયદાનો ખિતાબ હતો) હું આ માનને લાયક કેવી રીતે થયો કે આપ પંડે મુજાહીદો સાથે મારા સત્કાર માટે દોડયા આવ્યા.?

હ. અબુ ઉબયદા—આમિર! તમે યમનના આગેવાન અહરથ જો જેહાદ કરવા અર્થે આવવામાં કોણ તમારા સત્કાર અર્થે ન આવતે!

આમિરની આંખોમાં હર્ષના માર્યા ઝળઝળીઆં ભરાઇ આવ્યાં તે બોલ્યો "યા સરદારૂલ મુસ્લેમીન! આપ તે છો કે જેમને હ૦ રસુલે ખુદા સ. અ. વ. એ અમીનુલ ઉમ્મતનો ખિતાબ આપ્યો, આપ લાંબા સમયથી જેહાદ કરતા રહયા છો. આપના બાહુબળે મુલ્કે શામના એવા એવા કિલ્લા તથા શહેરો સર કરી લીધા છે કે જેમના ઉપર ઇસાઇઓને મહદ નાઝ હતો. અને જે વાસ્તવમાં અજીત હતા. આ સમયે આખા જગતમાં આપની ખ્યાતિ છે. રૂમી આપના નામથી કંપી ઉઠે છે. આપની કામગીરી ઇતિહાસમાં મોટા અક્ષરે લખાશે. ઇન્શા અલ્લાહ કયામત પર્યંત આપનું નામ લોકજીભે ચઢેલું રહેશે. હું એક નાચીઝ હસ્તી છું ગુમનામ છું યમનનો રઇસ ખરો, કિંતુ આજ પર્યંત મેં ઇસ્લામની કાંઇ સેવા કરી નથી. આપને મુઝ જેવી નાચીઝ હસ્તી કાજે આટલી બધી તકલીફ લેવાની જરૂર ન હતી.

હ૦ અબુ ઉબયદા —આમિર ! મેં આજ સુધી જે કાંઇ કર્યું છે, અલ્લાહની કસમ ! તે નામવરી કાજે નથી કર્યું દુનિયામાં મારૂં નામ મશ્હુર થઇ જાય, ઇતિહાસમાં મોટા અક્ષરે લખાય, તેથી મને શો લાભ ? હા અગર ખુદાના નેક બન્દાઓમાં મારી ગણના થઇ જાય, ફરિશ્તા મારૂં નામ ખુદાના નેક બન્દાઓના લિસ્ટમાં દાખલ કરી દેય. ખુદાનો રસુલ (સ. અ. વ.) મારી કામગીરીથી રાઝી થઇ જાય, તો મારા માટે સઉ કાંઇ છે. હું સમઝીશ કે મારી મિહનત સારથક નીવડી. મને મારી મિહનત અને પરિશ્રમનું ઇન્આમ મળી ગયું. હવે મારો ઝઇફીનો સમય છે. આ દિવસો ગોશાનશીન બની અલ્લાહ અલ્લાહ કરવાના હતા. પરંતુ મેં ગોશા નશીન બની ઇબાદત રિયાઝત કરવા કરતાં જેહાદને એ માટે મહત્વ આપ્યુ કે શાયદ એમાં ખુદાની ખુશ્નુદી મેળવી શકું આમિર ! આ જગતનો સાઝો સામાન થોડાક દિવસોનો છે. તેની દીલફરેબીઓ કૃત્રિમ છે. આ ફાની જહાનમાં ગુન્હાઓથી કલુષિત થવું સખ્ત નાદાની છે. ઇન્સાન તે કામ કરે કે જેથી આખેરતમાં આરામ અને શાંતિ મળે, આલમે આખેરત ચીરંજીવ રહેનારી જગ્યા છે. જેણે જગતમાં દુ:ખો ભોગવ્યાં. અને તે સબ્ર તથા શુક્ર સાથે બરદાસ્ત કર્યાં, ખુદાના હુકમોનુ પાલન કરતો રહયો, નિસંશય તેના માટે નજાત છે. અને જેની નજાત થઇ ગઇ તેને હંમેશાની રાહત અને આરામ મળ્યાં. તે કરતાં વધુ ખુશ કિસ્મત કોણ હશે ? તે ઇન્સાન સવ કરતાં વધુ બદબખ્ત છે જે ગુન્હાઓમાં રચ્યો પચ્યો રહી ચંદ રોઝના વઇભવ વિસાલના બદલે ખુદાનો ગઝબ ખરીદી લે છે. અને આખેરતમાં ભડભડતી આગમાં હડસેલી દેવાશે,

આમિર સાલારે આઝમનો ખુલાસો ધ્યાન પુર્વક સાંભળી રહયો હતો. જ્યારે તેઓ ખામોશ થઇ ગયા ત્યારે આમિરે કહયું "સાલારે આઝમ ! હું એક ખુણામાં બેસી ઇબાદત રિયાઝતમાં મશ્ગુલ હતો. મેં સ્વપ્નમાં જોયું કે એક બુઝુર્ગ શખસ કે જેમની સુરત અત્યંત નુરાની હતી મારી પાસે આવ્યા અને કહયું "આમિર ! તમે એમ સમજો છો કે એક ખુણામાં બેસી ઇબાદત રિયાઝત કરી ખુદાની ખુશ્નુદી હાસિલ કરી શકશો ? અગર તમારો એ ખ્યાલ છે તો તે મહદ ખોટો છે, ખુદાની ખુશનુદી એવી રીતે હાસિલ થઇ શકતી નથી, આજકાલ ઇસ્લામના જાનબાઝો જેહાદમાં રોકાએલા છે. તેમની મદદ માટે સરફરોશીની જરૂર છે, જેહાદથી વધીને કોઇજ ઇબાદત નથી, ઉઠો, અને જેહાદ કરી ખુદાની ખુશ્નુદી હાસિલ કરો."

બુઝુર્ગનો આ ઉપદેશ સાંભળી હું તરતજ જાગ્રત થયો, અને જલ્દીથી તઇયારી કરી શહાદતની આરઝુમાં જેહાદ કરવા નીકળી સેંકડો ગાઉથી અત્રે આવ્યો છું મારી આરઝુ છે કે ખુદા મને શહાદત નસીબ કરે. અલ્લાહ પાકનો ઇરશાદ છે કે શહીદ થનાર મરતા નથી. બલ્કે જીવતા રહે છે. અને તેમના માટે અખિરતમાં આરામજ આરામ છે.

અબુઉબયદા—બેશક જેહાદ કરતાં ચઢીઆતી કોઇજ ઇબાદત નથી. ઇબાદત રિયાઝતમાં જાગરણ કરવા કરતાં જેહાદ કરવું હઝાર દરજ્જે બેહતર છે. ખુદા પાસે સર્વોત્તમ કાર્ય જેહાદ છે......હવે ચાલો કેમ્પમાં જઇ આરામ કરો.

લશ્કરને પાછા ફરવાનું સુચન થયું; લશ્કર ધીમે ધીમે ચાલી છાવણીમાં આવી પહોંચ્યું. જે લશ્કર પહેલાંથી હતું તે પોત પોતાના તંબુ કે રાવટીઓમાં ચાલ્યું ગયું. જ્યારે આમિરના લશ્કર માટે દક્ષિણુજ તરફનો ખુલ્લો મેદાન પસંદ કરવામાં આવ્યો. અને તેમણેય ઝટપટ તંબુઓ ઠોકી પોતાના નિવાસનો બંદોબસ્ત કરી લીધો.

મુસ્લિમ લશ્કર વ્યવસ્થા પુર્વક ઘણે દુર સુધી તંબુઓ નાખી પડયું હતું તેમાં કાયદેસર રીતે સેન્ટરો હતા. દરેક સેન્ટર ઘણોજ વિશાળ હતો આમિરના સઇન્યે પણ એવા બે સન્ટરો કાયમ કર્યા.

બપોરનો સમય હતો. મુસલમાન ખાવાનો બંદોબસ્ત કરી રહયા હતા. આમિરે પોતાના સઇન્યની કોરે પોતાનો તંબુ ઉભો કર્યો હતો. તે પોતાના તંબુમાં દાખલ થયો. તંબુમાં કામળાનું પાથરણું હતું. આમિર તે ઉપર બેશી ગયો. થોડી વારમાં કયસ પણ ત્યાં આવી બેશી ગયો લયલા તથા સલ્મા ખાણું તઇયાર કરવા લાગી. અઝરા પહેલેથીજ આમિર પાસે બેઠેલી હતી. આમિરે કહયું "કયસ! મારી સહુથી મોટી આરઝુ છે કે ખુદા મને શહાદત નસીબ કરે. અગર હું શહીદ થઇ જાઉં............

કયસે તેને બોલતો અટકાવી કહયું "જે આરઝુ આપની છે તેજ મારી પણ છે. અને આપનીજ નહિ બલ્કે દરેક મુસલમાનની પણ એજ આરઝુ છે, શહાદત એક અલઉકિક નેમત છે. અને એ નેમત પ્રાપ્ત કરવાની આરઝુમાં અમ સર્વે અત્રે આવ્યા છીએ.

આમિર—એ ખરૂં છે. પણ કયસ! શહાદત મહા ભાગ્યશાળીને પ્રાપ્ત થાય છે. મારા અઝીઝ ફર્ઝન્દ! તમોએ માર્ગમાં મારી જે ખિદમત કરી છે, તેણે મારા દિલમાં તમારી ઘણી મોટી મુહબ્બત અને માન પેદા કર્યા છે. મારૂં દિલ શાક્ષી આપે છે કે શાયદ હું શહીદ થઇ જાઉં. મુમકિન છે કે મને એવી અચાનક શહાદત પ્રાપ્ત થાય કે વસીયત પણ કરી ન શકું. જેથી હું બેટી અઝરાની સામે આજેજ—વસીયત કરી દઉં છું કે કયસ! અગર હું શહીદ થઇ જાઉં તો તમે.........."

હુરવશ અઝરાએ સાશ્ચર્ય પોતાના બાપને જોઇ વચ્ચેજ કહયું "અબ્બા શું તમે......"

આમિરે જલદીથી કહ્યું બેટી અઝરા! તને આશ્ચર્ય થાય છે! એમાં આશ્ચર્યની વાતજ શી છે? જ્યારે જંગ થાય છે ત્યારે હઝારો માણસો ક્ષણુ વારમાં શહીદ થઇ જાય છે. અને જે જંગ ઉપર મુસલમાનો જાય છે તેમાં તો તેનો બહુધા સંભવ

રહેલો છે. કેમકે ૧૦-૧૧ લાખ પ્રસાઇઓ અત્યારે અન્તાકીયામાં ભેગા થયા છે મુસલમાન વધુમાં વધુ ૨૦ હઝાર છે........હા બેટા કયસ! અગર હું શહીદ થઇ જાઉં તો તમે મારા સ્નેહીઓની ખબરગીરી કરજો મને અફસોસ છે કે "હું એ પ્રત્યે ગાફીલ રહયો મે તમારી કોઇ મદદ નથી કરી હવે તેનો બદલો વાળવા આવું છું. મારા વારસામાં અર્ધ ભાગ તમારો હશે. અને અર્ધ ભાગ લયલા તથા અઝરાનો."

કયસ આશ્ચર્ય પામ્યો, તેણે આશ્ચર્યથી આમિરને જોઇ કહયું "આ આપ......"

આમિરે, તેને બોલતો અટકાવી કહયું "હા હું અંતિમ નિર્ણય કરી ચુકયો છું હવે એ નિર્ણયમાં ફેરફાર કરી શકતો નથી.

કયસ—પણ એમાં અઝરાનો હક માર્યો જાય છે!

આમિરે—બિલકુલ નહિ. તમે મારા ભત્રીજા છો ઝરા બેટી છે. મારે કાંઇ કે છોકરો નથી. અગર મારે કોઇ છોકરો હોત તો અર્ધ ભાગ તેને મળતે તે અર્ધ ભાગ હું તમને આપું છું. એમાં કોઇનો હક માર્યો જતો નથી.

કયસ—મારી તો એ દુઆ છે કે ખુદા આપનું છત્ર મારા માથા ઉપર સદા કાયમ રાખે.

આમિર—સ્હેજ નાખુશ થઇ કહયું" એ દુઆ મારા માટે છે! કયસ મેં! અઝરા સમક્ષ વસીયત કરી દીધી છે. તમે તેનું અક્ષરશઃ પાલન કરજો.

કયસ કાંઇ કહેવા જતો હતો કે લયલા ખાણું લઇ આવી. સર્વેએ સાથે મળી ખાધું. ખાધા પછી થોડોક વખત આરામ લેવામાં આવ્યો અને ઝોહરની અઝાન થતાંજ આમિર તથા કયસ નમાઝ પઢવા ચાલ્યા ગયા. એક વિશાળ મેદાનમાં મુસ્લિમો ભેગા થયા હતા. મેદાનના મગરીબ ખુણા તરફ નહેરનો એક ભાગ વાળી લાવવામાં આવ્યો હતો. જેમાં ઘણે લાંબે સુધી મુસ્લિમો વુઝુ કરતા દેખાતા હતા. આમિર તથા કયસ પણ વુઝુથી પરવારી નમાઝ માટે મુકરર કરેલા મયદાનમાં સુન્નતો પઢવા લાગ્યા. જોત જોતામાં આખો મેદાન અલ્લાહના પરસ્તારોથી ભરાઇ ગયો. હ૦ અબુ ઉબયદાના આવતાંજ જમાઅત ઉભી થઇ સો સો કે સવા સવાસોની સફો ગોઠવાઇ. દરેક સફને સીધી કરવાનું કામ અન્ય સરદારોએ કર્યું. તે બાદ બાંગીએ તકબીર કહી. અને નમાઝ શરૂ થઇ નમાઝીઓની સફો ઘણે લાંબે સુધી ફેલાએલી હોવાથી ઇમામનો અવાઝ સઘળા સાંભળી શકે તેમ નહતું. જેથી ૫૦-૬૦ શખ્સોએ બુલન્દ અવાઝથી તકબીરો કહી નમાઝ પુરી કરી. સુન્નતો બાદ હ૦ અબુ ઉબયદાએ સર્વેને બેશી રહેવાની સુચના આપી. સુન્નતોથી પરવારી સઉ કોઇ ખામોશ બેશી ગયા. તેમણે આજ કાલના મુસ્લિમોની જેમ વાહીયાત વાતો કે ગામ ગપાટાનો આરંભ કર્યો ન હતો.

હઝરત અબુ ઉબયદા પણ સુન્નતો પઢી બેસી ગયા. તેઓ મુસ્લિમોથી કોઈ બાબતની સલાહ લેવા ચાહતા હતા. પરંતુ તમામ લોકો સાથે તેમ કરવું મુશ્કેલ હતું જેથી તમામ સરદારોને આગળ બોલાવ્યા તે બાદ હઝરત અબુ ઉબયદાએ જણાવ્યું કેઃ—

મુસ્લિમો જે લશ્કરની વાટ જોતા હતા, તે આવી પહોંચ્યું છે. દરબારે ખિલાફત તરફથી અન્તાકીયા ઉપર આક્રમણ કરવાની પરવાનગી પણ આવી ગઈ છે. હવે કહો કે અન્તાકીયા ઉપર લશ્કર કેવી રીતે મોકલવામાં આવે ?'

સિપેહ સાલારે આઝમની સામેજ એક નવજવાન અરબ બેઠો હતો. તેનો રંગ કેટલેક અંશે કાળો હતો. આંખો રાતી હતી. અવયવો મઝબુત હતા. છાતી પહોળી હતી. તેનું નામ દર્રાર હતું. તે એક જોશીલા મુજાહીદ હતા. સારાએ શામમાં તેની વીરહાક વાગતી હતી. તે મોટે ભાગે ઘોડની નાંગી પીઠ ઉપર માત્ર લુંગી બાંધીનેજ ભાલા વડે જંગ ખેલતો હતો. ઇસાઇઓ ઉપર તેની એવી ધાક બેશી ગઈ હતી કે તેના નામથીજ કંપી ઉઠતા હતા. તેમણે કહ્યું "સાલારે આઝમ! મારા મત મુજબ હમણાં અન્તાકીયા ઉપર ચઢાઇ ન કરો. બલ્કે તેની આસપાસના ગામો તથા શહેરો ઉપર આક્રમણ કરવું.

દર્રારની પાસેજ એક લાંબા કદના શખસ બેઠા હતા. તેઓ એટલા લાંબા કદના હતા કે ઘોડા ઉપર બેસતાં તેમના પગ ઝમીન સાથે લાગતા. તેઓ અત્યંત રૂષ્ટ પુષ્ટ બાંધા અને પ્રભાવશાળી મુખમુદ્રાવાળા પુરૂષ હતા. ઇસાઇઓ તેમને જોઇ ભયભીત બની જતા હતા. તેમનું નામ માલિક બીન ઉસ્તુર હતું. તેમણે કહ્યું "એમ કરવામાં શો લાભ છે તે હું સમજી શકતો નથી. એથી તો દુશ્મનોને વધુ મઝબુત બનવાની તક મળશે. મારો અભિપ્રાય તો એ છે કે આપણે આ કુમકવાળા લશ્કરની વાટજ ન જોતે, કેમકે કાસિદના જવા આવવામાંજ બે મહિના વીતી ગયા, એ સમય હરકુલે આઝમને લશ્કર ભેગું કરવા તથા કિલ્લાઓ મઝબુત કરવા માટે નાહક આપવામાં આવ્યો, હવે વધુ મોકો આપવો એ દાનિશમંદીની વિરૂધ છે. એટલે એક દિવસ પણ ન ગુમાવતાં તરતજ અન્તાકીયા ઉપર હુમલો કરી દેવો જોઇએ.

માલિક બીન ઉસ્તુની સામે અધેડવયના એક સોહામણા અરબ બેઠા હતા. તેઓય રૂષ્ટપુષ્ટ બાંધાના હોઇ બહાદુરી માટે પ્રખ્યાત હતા. તેમનું નામ મયસરા બીન મસરૂક હતું તેમણે કહ્યું "દરેક શખસનો મત એક દઅવો અને દરેક દઅવાની દલીલ હોય છે. આપણે નુંકતે ચીની કરવા અગાઉ દરેકની દલીલ સાંભળી લેવી જોઇએ. આ વાતને સવ કોઇ જાણે છે કે દર્રાર અજોડ મતવાદી છે. તેઓ તેમના દઅવાના સમર્થનમાં દલીલો જરૂર ટાંકશે. માટે પહેલાં તે સાંભળી લેવી જોઇએ.

મયસરા પાસે એક બીજા મઝબુત બાંધાના અરબ બેઠા હતા. તેમના ચહેરા

પરથી તેમના વિરત્વનું ભાન થતું. હતું. તેમનું નામ રાફેઅ હતું તેઓ બોલ્યા:-બેશક મવસરાએ ઠીક કહયું. પહેલાં દર્રારની દલીલો સાંભળી લો.

હ૦ અબુ ઉબયદાએ દર્રારને સંબોધી કહયું "દર્રાર તમે કઈ દલીલોના આધારે અન્તાકીયા ઉપર આક્રમણ લઇ જવા નથી ચાહતા."

દર્રાર સ્વસ્થ થઇ બેઠા અને બોલ્યા "આપણા જાસુસોએ અત્યાર સુધીમાં જે બાતમીઓ મોકલી છે તે ઉપરથી જણાય છે કે અન્તાકીયામાં લાખો ઇસાઇઓ ભેગા થઇ ગયા છે. અને તેઓ સઘળાજ લડનારા નથી. બલ્કે તેનો મોટો ભાગ બીન ઉપયોગી માણસોનો છે. હવે જ્યારે આપણે અન્તાકીયાની અતરાફમાં આક્રમણ કરીશું તો ત્યાંના ખ્રિસ્તીઓ પણ નાશી છુટી અન્તાકીયાની પનાહ લેશે આમ થવાથી અન્તાકીયાની સંખ્યામાં નિરોપયોગી માણુસોનીજ વૃધ્ધિ થશે. અને ખાધ ખોરાકીનો ખર્ચ વધી જશે અને તેથી અનાજ પાણી જલ્દીથી ખુટી જશે. આમ થતાં હરકુલે આઝમ નિરોપયોગી ઇસાઇઓને અન્તાકીયામાંથી કાઢી મુકશે. અને આવી રીતે કાઢી મુકાએલા શખ્સોના સગાં સંબધીઓ નારાઝ થશે. જેનુ પરિણામ આંતરીક નાઇ-તેફાકીમાં આવશે અને તેથી કોઇ એવો મોકો મળી આવે કે જેથી આપણે લડયા કર્યા વીનાજ અન્તાકીયા ઉપર કબ્જો કરી લઇએ તો કાંઇજ અજાયબી કહેવાશે નહી.

માલિક ઉસ્તુરે કહયું:-"અગર હકીકત એ છે તો ખરેજ ભુલ કરી. બેશક દર્રારનો મત વ્યાજબી છે."

હ. અબુ ઉબયદા પાસેજ એક પ્રભાવશાળી ગૃહસ્થ બેઠા હતા. તેમની છાતી, વિશાળ દાઢી કાળી લાંબી અને ભરાવદાર હતી. આંખો મોટી અને પેશાની પહોળી હતી. તેમનો રંગ સહેજ શામળો હતો. ચહેરા પર સીળીના ચાઠા હતા. તેમનું નામ ખાલિદ હતું. તેમની શુજાઅત ઇરાન તથા શામમાં મશહુર હતી. તેઓ સયફુલ્લાહ (અલ્લાહની તલવાર)ના નામે પ્રખ્યાત હતા. તેમનું નામ માત્ર સાંભળવાથી ભલભલા બહાદુરો ધ્રુજી ઉઠતા. તેઓ અત્યાર સુધી ખામોશ બેઠા હતા. હ. અબુ ઉબયદાએ તેમની તરફ નીહાળી કહયું "હે અબા સલમાન આપે આપનો મત નથી જણાવ્યો.

હ૦ ખાલિદે જવાબ આપ્યો "યા અમીનુલ ઉમ્મત! આ વાત બે મહીનાથી મશહુર થઇ ચુકી છે કે મુસલમાનો અન્તાકીયા ઉપર ચઢાઇ કરનાર છે. હરકુલે આઝમે માત્ર ત્યારથીજ નહિ બલ્કે આપણે હલબના કિલ્લા ઉપર ચઢાઇ કરી હતી ત્યારથી

અન્તાકીયાના કિલ્લાને મજબુત બનાવવા તથા લશ્કર ભરતી કરવા માંડયું છે. એટલે કે તેણે જે કાંઇ તઇયારી કરવાની હતી તે તેણે કરી લીધી છે. અગર તેને વધુ કરી શકશે નહી. જેથી એ મુનાસીબ છે કે પહેલાં અન્તાકીયાની અતરાફ ઉપર આક્રમણ કરવામાં આવે.

સાલારે આઝમે આમિર તરફ વળ્યા અને પુછયું "આપનો શો અભિપ્રાય છે? આમીરે જવાબ આપ્યો" હું આજેજ અહીં આવ્યો છું. જેથી જાસુસોની ખબરથી અંજાણ છું એટલે હુ કેવી રીતે અભીપ્રાય દરશાવી શકુ? છતાં હમણાં થએલી વાતચીત ઉપરથી દરોરની સલાહ મનેય વ્યાજબી લાગે છે.

હ૦ અબુ ઉબયદા બોલ્યા:–" જ્યારે સર્વનો એકજ મત છે તો આવતી કાલે સવારે એક નાનકડું લશ્કર તે તરફ મોકલી દેવામાં આવે.

આમીર–હા૦ વખત ગુમાવવો ન જોઇએ અગર થોડીક જુદી જુદી ટુકડીઓ મોકલવામાં આવશે તો તે ઠીક પડશે.

અત્યાર સુધી કયસ ખામોશ બેઠો હતો. તેણે અમીતુલ હુમ્મતને કહયુ:–'મારા મત મુજબ ઘણી ટુકડીઓ મોકલવી મુનાસીબ નથી કેમ કે તેથી આપણી શકિત વહેંચાઇ જશે. અને આ ખુલ્લું છે કે જેવી રીતે આપણા જાસુસો અન્તાકીયામાં મવજુદ છે, તેમ ઇસાઇઓના જાસુસો આપણામાંય હશે અને તેઓ આપણી વહેંચાઇ ગએલી શકિતની ખબર હરકુલે આઝમને જરૂર પહોંચાડશે. અને તે તેનો લાભ લેવાને નહિંજ ચુકે. વળી એકાદ ટુકડી મોકલવાથી તેની ઇસાઇઓ ઉપર કેવી અસર થાય છે, તેનોય અંદાઝો નીકળી આવશે.

કયસ નવજવાન હતો. કોઇ નવજવાનનું મતવાદી હોવું મુશ્કીલ છે. હ. અબુ ઉબયદા સાશ્ચર્ય તેને સાંભળી રહયા. જ્યારે તે બોલતો બંધ થયો ત્યારે તેને પુછયું સાહેબઝાદા! "તમો કોના બેટા છો!"

અમીરે કહયુ:–"એ મારા ભત્રીજા છે. તેનુ નામ કયસ છે. તેઓ તારિક બીન બરશાદના બેટા છે."

હ. અબુ ઉબયદાએ મુસ્કુરાઇ કહયુ 'કેમ ન હોય! જેવો બાપ બુધ્ધિશાળી અને મને પ્રભાવવંત બહાદુર હતો તેવોજ બેટો પણ છે. માશા અલ્લાહ! ખુદા ઉમ્રદરાઝ કરે. કયસ! તમારો મત બહુ મુનાસીબ છે. માત્ર એક ટુકડીએ કાલે સવારની નમાઝ બાદ

રવાના થઇ જવું જોઇએ. તેમાં માત્ર બસો મુજાહીદ હશે. પચીસ પચીસ મુજાહીદ એકેકા સરદારની આણ હેઠળ રહેશે અને સઘળા સરદારો ઉપર એક સરદાર હશે. એ સિપેહસાલારની નીમણુંક હું કરૂં છુ. બીજા સરદાર તેઓ પંડે ચુટી કાઢશે હું એ ટુકડીના સિપેહસાલાર તરીકે દર્રારને નીમું છું.

આઠેય સરદારો ચુંટાઇ રહયા ત્યારે હ. અબુ ઉબયદાએ બસો અશ્વસ્વારો ચુંટી કાઢી તેમને સવારની નમાઝ પઢતાંજ રવાના થઇ જવાની આજ્ઞા કરી.

હવે અસરનો સમય થઇ ગયો હતો. અઝાન થઇ. સર્વેએ જમાઅત સાથે નમાઝ પઢી. નમાઝ પછી લોકો વિખરાઇ ગયા ત્યારે હ૦ અબુ ઉબયદાએ દર્રારને કહયુ "દર્રાર, તમે આ દેશના માર્ગોથી અજાણ છો. તમને એક ભોમીયાની જરૂર છે. પુશ્રા રૂમી સઘળા માર્ગોથી વાકીફ છે તેને હું તમારી પાસે મોકલીશ તેને સાથે લઇ જજો દર્રાર એ વાતને અનુમતી આપી પુનઃ આભાર માન્યો.

મુસ્લિમો પોત પોતાના સ્થાને પહોંચ્યા. જેમને જેહાદ ઉપર જવાની આજ્ઞા થઇ હતી. તેમણે તઇયારીઓ કરવા માંડી, તેમના મિત્રો તથા અઝીઝો તેમની પાસે આવ્યા અને મગરીબની અઝાન થતાં સર્વેએ નમાઝ પઢી. નમાઝ બાદ આમીર તથા કયસે ખાણું ખાધું તે પછી કયસ હથિયારો જોવામાં રોકાયો. રોશની માટે ત્યાં કોઇ વ્યવસ્થા ન હતી. તંબુની બહાર તાંપણું સળગાવેલા હતાં. ત્યાં બેસી ગયાં. આમીર, લયલા સલમાં તથા અઝરા ત્યાં આવી બેઠાં લયલાએ કયસને હથીયાર તપાસતાં જોઇ પુછયું "કયસ અત્યારે હથીયાર શા માટે જુઓ છો ?

આમિર બોલ્યો "કયસ મહા ભાગ્યશાળી છે. કાલે એક ટુકડી જેહાદ માટે જનાર છે. કયસ પણ તે ટુકડી સાથે જશે.

શેખ સલમા બોલી "એ...એમ! અમને ખબર પણ ન આપી. અને છાનીમાની તઇયારીઓ આરંભી દીધી! ઠીક કયસ! લાવો અમે પણ તમને મદદ કરી સવાબમાં શામીલ થઇ જઇએ."

કયસે શેખ અને શરીર સલ્માને જોઇ કહયું "સલ્મા! તમારો આભાર! કોઇ એવું કામ નથી કે જે તમે કરી શકો.

સલ્મા મુસ્કુરાતાં બોલી "હું શું નથી કરી શકતી? તરવારોની ધાર કાઢી શકુ છું ભાલા તેઝ અને તીક્ષ્ણ કરી શકું છું. અને તીરના પર પણ સીધા કરી શકું છું, હું અઝરા જેવી નાઝુક નથી!

કયસ અધીરો બની બોલી ઉઠયો "કેમ તમે મયદાને જંગમાં જઇ યુધ્ધ પણ કરી શકો છો"

એમાંય કાંઇ સંદેશ છે? સલ્માએ સામો પ્રશ્ન કર્યો.

અઝરા હસતી હસતી બોલી "સલ્મા તમે તમને પોતાને ઘણાં બહાદુર સમજો

છો. પણ જો કોઈ વખત આવે......"

સલ્મા વચ્ચેજ બોલી ઉઠી "તો હું પુરૂષોને પાછળ રાખી શત્રુઓ સામે લડીશ."

સર્વે જણા ખડખડાટ હસી પડયા. અઝરા બોલી "કેમ નહી તમારા હાથ પગ પણ છે મઝબુત !

સલ્મા—હાથ પગ મઝબુત નથી તો શું થયુ દિલ તો મઝબુત છે ?"

પરંતુ એ વખતે ઇશાની અઝાન થઇ. કયસે ઝટપટ હથિઆરો તથા બકતરોને ઉચકી એક કોરે મુકયા અને આમિરની સાથે નમાઝ પઢવા ચલ્યો ગયો.

આ સમયે ઇસ્લામી છાવણીમાં ઠેક ઠેકણે તાપણા થઇ રહયા હતા. અઝાન સાંભળી નમાઝ માટેના મેદાનમાં ભેગા થયા. તેમણે નમાઝ પઢી અને પુનઃ પાછા આવ્યા આમીર અબુ ઉબયદાની સાથે ચાલ્યો ગયો. જયારે કયસ તંબુમાં પાછો ફર્યો.

કમરી મહીનાની વચલી તારીખો હતી. ચાંદ નીકળી આવ્યો હતો. ચાંદનીએ અજવાળુ પાથરી દીધુ હતું. કયસ તંબુમાંથી નીકળી ખુલ્લા મેદાનમાં પહોંચ્યો. અને આંટા ફેરાં ખાતો વીચાર વમળમાં ગુંથાઇ ગયો. અત્યારે તેને આસપાસનું મુદ્દલ ભાન ન હતું અચાનક કોઇએ તેના ખભા પર હાથ મુકયો. તેણે ચોકી પાછળ જોયું. તેને ચોંકાવનાર હુરવશ અઝરા હતી તેને જોઇ આશ્ચર્યથી દીગમુઢ બની ગયો. પણ તરતજ બોલ્યો નાઝનીન અઝરા! અત્યારે હું તમનેજ મનમાં યાદ કરી રહયો હતો.

હુરવશ અઝરાના સુંદર મુખડા ઉપર કંઇક ઉદાસીનતાના ચિન્હો દેખાતા હતા તે બોલી "કયસ! અત્યારે હું ચોરી છુપીથી તમારી પાસે આવી છું."

કયસે આશ્ચર્ય પ્રશ્ન કર્યો "તમે મારી પાસે આવ્યા છો! અહોભાગ્ય મારા!"

અઝરાએ ચીંતાતુર બની કહયું, "હા, હું તમારી પાસે આવી છું. તમને આશ્ચર્ય થાય છે! તમને હું મલવા માગતી હતી. આવો આગળ વધીએ. એમ ન થાય કે અહીં પણ સલ્માં આવી લાગે.

કયસ અજાયબીનો પાર ન હતો. તે અઝરાની ઉદાસીનતાનું કારણ શોધવા અને તે શું કહેવા ચાહે છે તે જાણુવા ચાહતો હતો. તે તેની સાથે મેદાનમાં આગળ વધવા લાગ્યો. થોડે દુર જતાં હરીઆળી ઘાસ અને કોક કોક ઠેકાણે ઝાડ દેખાયા. ચાંદ ઉંચે ચઢી આવ્યો હોવાથી દુર દુર સુધી નુરાની ચાદર પથરાઇ ગઇ હતી. અત્યારનું દ્રષ્ય અત્યંત મનહર હતું કયસ તથા અઝરા આગળ વધ્યે જતાં હતાં, ચાલતાં ચાલતાં કયસે પુછયું:—"યા ગઝલતુલ યમન (યમનની હરણી" મને આશ્ચર્ય થાય છે કે આજે તમે મુજ ઉપર આટલી બધી મહેરબાની કેમ ફરમાવી.

અઝરા—અને તમે સવારે ચાલ્યા જશો ?

કયસ—હા. સવારેજ ચાલ્યો જઇશ.

અઝરાએ નિરાશ બની કયસ તરફ જોયું અને બોલી કયસ! તમારા જેહાદ ઉપર જવાની ખબરથી ખુશ થવાને બદલે મારૂ મન સ્હેજ બેચેન બની ગયું છે.

કયસે અધીરાઇથી અઝરાના સુંદર મુખડાને નિહાળી કહ્યુ તમારૂં દિલ મારા માટે બેચેન છે! કદાચને એ ખરૂં હોય!

અઝરા—એટલે શું હું જુઠું બોલું છું ?

કયસ—માહવશ અઝરા! અગર મેં...............

અઝરા—થોભો. સમય થોડો છે. અને મારે ઘણું કહેવાનું છે. કયસ! હું ખરૂ કહું છું. જ્યારથી મેં તમારા જેહાદ ઉપર જવાની ખબર સાંભળી છે ત્યારથી મારૂં દિલ બેચેન બની ગયું છે.

કયસ—ત્યારે તો મારે મારા સદભાગ્ય માટે ખુશ થવું જોઇએ. પણ એ બેચેની શા કારણે છે ?

અઝરા—તે હું નથી જાણુતી. દિલ કહે છે કે હું તમને જેહાદ ઉપર જતાં અટકાવી દઉં.

કયસના આશ્ચર્યનો પાર ન રહયો. તે આવેશમય બની બોલ્યો "આ હું એક મુસલમાન છોકરીના મુખેથી શું સાંભળી રહયો છું! શું તમે જેહાદના સવાબથી અંજાણુ છો? કે પછી મને સવાબ કમાતાં અટકાવો છો!

અઝરાએ મનહર નયનો ઝુકાવી જવાબ આપ્યો" કયસ! હું જેહાદના સવાબથી સારી પેઠે વાકિફ છું. હું એ પણ જાણું છું કે તમને જેહાદથી રોકી ગુન્હેગાર બની રહી છું. પણ દીલથી મજબુર બની તમને રોકું છું તમે આ ટુકડી સાથે જેહાદ ઉપર ન જાઓ ................."

કયસ—એ કેવી રીતે બની શકે ? મારી ચુંટણી થઇ ચુકીછે. કુચની આજ્ઞા પણ મળી ગઇ છે. હવે જો હું ન જાઉં તો એક તો ખુદાની ના ફરમાની થશે, બીજું મારા સાથીઓમાં ઝીલ્લત થશે. અને વળી હું પંડે મારી નઝરોમાં હલ્કો પડીશ.

અઝરાએ ગાઢ નિશ્વાસ નાખ્યો, અને મહામુસીબતે બોલી "વારૂ જાઓ. મને દુ:ખ થશે. પણ તે બરદાસ્ત કરી લઇશ. અને ખુદા પાસે દુઆ માંગીશ કે તે તમને મારાથી જલદી મેળવે.

કયસ અઝરાની નિરાશાભરી વાતચીત સાંભળી ભારે આશ્ચર્ય પામ્યો. છતાં તેણે સ્વસ્થ બની પુછ્યું "અઝરા; તમે આટલા બધા ઉદાસ શાને છો? પુનઃ ન મળવા માટે નાઉમેદ કેમ થાઓ છો?"

અઝરાએ હસરત ભરી નિગાહ વડે જોઇ કહ્યું "હું નથી જાણુતી કયસ! કોઇ

ગયબી શકિત મારા કાનમાં કહી રહી છે કે આ મુલાકાત આપણી છેલ્લીજ છે. અને કાંતો હવે પછીની મુલાકાત ઘણી લાંબી મુદ્દત બાદ થશે.

કયસ—એ શેતાની વસવસો છે. ઇન્શાઅલ્લાહ હું એક બે અઠવાડીઆમાંજ તમને આવી મળીશ.

અઝરા—ખુદા કરેને તેમજ થાય ! પણ કયસ ! મારૂં દિલ અહીં સખત પરેશાન છે. જરૂર કાંઇ માઠું બનનાર છે. ખ્યદાવંદા રહમ કરજે.

કયસે આશ્વાસન આપતાં કહ્યું અઝરા ! ચિંતા ન કરો. ખુદા બેહતર કરશે. સલ્મા તમારી સાથે છે. તે તમારૂં દિલ બહેલાવ્યા કરશે.

અઝરા—હું દિલ બહેલાવવાની કોશીશ કરીશ. પણ કયસ મારૂં હરદય ભરાઇ આવે છે. કાળજું ચીરાઇ જાય છે. દિલ ચાહે છે કે ખુબ રડું આ કહેતાંજ તે એવી તો બેચેન બની ગઇ કે શર્મ હયાને કોરે મુકી કયસને વળગી પડી રડવા લાગી. તેની મોતીચુર નયનોમાંથી મોતી મિસાલ ચમકદાર આંસુ ખરવા લાગ્યા. જેમણે ક્ષણવારમાં તેના ગુલાબી ગાલને ભીંજવી નાખ્યા.

કયસની અજાયબીનો પાર ન હતો. તે અઝરાને રડતી જોઇ બેચેન થઇ ગયો. અને ઘણી કોશીશ છતાં તેની આંખોમાં પણ આંસુ ભરાઇ આવ્યા. હુરવશ અઝરા નાના બાળકની જેમ કલ્પાંત કરી રહી હતી. રડતાં રડતાં ડુસ્કો ચઢી આવ્યો. કયસ વ્યાકુળ બની ગયો. તેના હિસાબે અઝરાનો એક આંસુ એટલો કીમતી હતો કે કયસર અને કિસરાની સલ્તનતોય તેની સરખામણીમાં તુચ્છ હતી. અત્યારે તે અત્યંત બેકરાર હતો. તેણે આશ્વાસન આપતી રીતે કહ્યું "મારી રૂહેરવાં ! ખુદારા આટલો ગમ ન કરો. દિલને કાબુમાં રાખો. તમારા આંસુ મોતી કરતાંય વધુ કીમતી છે. રડવું તો શું તમને ઉદાસ થએલાં જોઇને પણ મારો આત્મા સખત આઘાત પામે છે.

અઝરા સ્વસ્થ થઇ, તેણે રડવાનું મહા મુસીબતે બંધ કર્યું ઓઢણીના છેડાથી આંસુ લુછ્યા. કિંતુ હજીએ તેના ચમકદાર ગાલ ઉપર આંસુ ઝળકી રહ્યા હતા, કયસે તેનું નાઝુક મુખડું ધીમેથી ઉચું કર્યું અને બેલ્યો મારી આરામે જાન ! સબ્ર કરો, તમારા આંસુ મારા પ્રાણ હરવાને તઇયાર છે.

અઝરાની નરગિસ સમાન આંખોમાં હજી આંસુ ભરાએલા હતા તે રીસકારા ભરી રહી હતી. અંતે એક દીર્ઘ નિશ્વાસ નાખી બોલી કયસ મેં કોશીશ ઘણી કરી પણ ! સહન થઇ શકયું નહિ. દીલભરાઇ આવ્યું. અને સહસા આંસુ નીકળી પડયા પણ હવે...... હા હું સબ્ર કરીશ. તમેય દુઆ કરજો કે અલ્લાહ મને સહન કરવાની શકિત આપે. અફસોસ ! મેં કેટલી બધી બુઝદિલી કરી ? મારે સહન કરવું જોઇતું હતું. પણ હવે...... આહ ! હવે કાંઇ થઇ શકતું નથી. કયસ ! ઓહ ! આપણને આવ્યા ને ઘણીવાર થઇ. ચાલો મુકામ ઉપર જઇએ.

કયસે હુરવશ અઝરાને વ્હાલભરી નઝરે જોઇ કહયું' અઝરા મુકામ ઉપર કેવી રીતે જઇએ? હજી સુધી તમારી આંખોમાં આંસુ ભરાએલાં છે. અગર તમારી વાલિદા તમારી આ સ્થિતિને નિહાળી લેશે તો આફત આવી પડશે.

અઝરાએ પુનઃ આંસુ લુછી નાખ્યા. અને બોલી. ચાલો હવે કાંઇ અંદેશો નથી. આંસુ સુખાઇ ગયા છે.

બન્ને જણા પછા ફર્યાં' તેમનાં તંબુ ઘણે છેટે હતા. ચાંદનીએ તમામ મેદાનમાં રૂપેરી ચાદર પાથરી દીધી હતી. ઇસ્લામી લશ્કરમાં ઠેક ઠેકાણે તાપણાં સળગેલાં દેખાતા હતા. હજી આ બન્ને જણાં થોડેક છેટે ગયા હતા કે કોઇની ઠંડી આહનો અને સાથેજ યા અલ્લાહનો અવાઝ સંભળાયો બંને જણા ચોંકી ગયા. તે બંનેએ અવાઝ તરફ જોયું' તેમને એક અરબ દેખાયો. જે લાંબા લાંબા ડગ ભરતો તેમની સામે તાકી તાકીને જોતો આગળ ચાલ્યો ગયો.

બંનેએ તેને ધ્યાનથી જોયો. જ્યારે તે દુર નીકળી ગયો ત્યારે અઝરાએ કહયું' "એ અરબ કોણ છે? કેટલો બધો હૃદયભેદક નાઅરો લગાવ્યો હતો. મારૂં' તો દિંલ દ્રવી ઉઠયું'.

કયસ જલદીથી બોલી ઉઠયો "દિલ દ્રવી ઉઠયું'? જોઉં!

અઝરાએ મુસ્કુરાઇ શર્મથી કયસ તરફ જોયું. "બસ માફ કરો ખુદા જાણે તે કોણ હતો?

કયસ—મેં તેને કયાંય જોયો છે. પણ હમણાં યાદ આવતું' નથી.

અઝરા—અને કદાચને મેં પણ દીઠો છે. તેણે રૂમી લુગડાં પહેરેલાં છે.

કયસે જરા વિચાર કર્યા બાદ કહયું' હા....યાદ આવ્યું આપણે તેને કન્સરીનના ઝરણા પર દીઠો હતો.

અઝરાને કોઇ વીસરાઇ ગએલી વાત સાંભરી આવી હોય તેવી રીતે કહયું "બેશક આ અરબ તેજ છે, પણ બાપડો ગમ અને ચિંતામાં કેવો સપડાએલો છે!

કયસ—ગમ અને ચિંતામાં નહિ, પણ કાંતો તે દુનિયા વ માફીહાથી પર છે, અને કાં તો કોઇના ઉપર આશિક છે.

અઝરા—આશિક છે! પણ આશિકને જંગલ સાથે શી નિસ્બત!

કયસ—અઝરા! તમે નથી જાણતાં આશિકોને જંગલમા રખડના રહેવામાંજ મઝા આવે છે. મને અંદેશો છે કે કયાંય જે તમારા રૂખે રોશનનો તો પરવાનો ન હોય

અઝરા શરમાઇ ગઇ તેણે શરમીલી નિગાહે કયસને જોઇ કહયું' જી કેમ નહિ, હવે આપ તમામ ઝમાનાને મારો શયદાઇ દેખાડશો.

કયસે વ્યાકુળ બની કહ્યું ઝાલિમ ! તારી સુરતજ એવી છે. કે જે કોઇ તને એક નઝર જુએ તારો શયદાઇ થઇ જાય.

અઝરાએ ભવાં ચઢાવી કહ્યું "ખમ મુઆફ કરો......"

કયસ–તમે તમારા હુસ્ને આલમ અફરોઝથી વાકિફ નથી. ખુદાની કસમ તમારા ચંદ્રમુખી ચહેરામાં અસાધારણ ખેંચાણ છે, જુઓ માહેતાબ પણ અત્યારે તમનેજ ઘુરી રહયો છે.

અઝરા હસી પડી અને બોલી "જી હા, અને આ આકાશ પણ શાયદ મનેજ જોઇ રહયા છે !

કયસ—બેશક. આ આકાશ, આ ચાંદ, આ વનના વૃક્ષો, સઘળાજ તમારા રૂપે જોબાને નિહાળી રહયો છે.

અઝરા —અને તમે .........!

કયસ—હું તમારો પુજારી છું. મારૂં દીલ કે જે ખાનયે ખુદા કહેવાય છે, તે તમારૂં રહેઠાણ બની ગયું છે. સુતા, જાગતાં, ઉઠતા બેસતાં, દરેક વખતે તમારીજ પ્યારી પ્યારી સુરત નઝર સામે રહેછે. અઝરા ! તમોએ મુજપર જાદુ કરી દીધો છે.

અઝરા—જી, રહેવાદો. એ વાતનેજ જવાદો.

બંને જણા છાવણી પાસે આવી પહોંચ્યાં હતાં જેથી ખામોશ થઇ ગયા. અઝરા પોતાનાં તંબુમાં ચાલી ગઇ. કયસ બીજા તંબુમાં ચાલ્યો ગયો. અને પથારી પર પડયો. તરતજ અઝરાની ગમગીન સુરત તેની નઝર સામે ઉપસ્થિત થઇ. તે બેચેન બની ગયો. અને આખી રાત બેચેનીમાં તરફડી વીતાડી સવારે તે વ્હેલો ઉઠયો. નિત્ય કર્મથી પરવારી નમાઝ પઢવા ચાલ્યો ગયો. નમાઝ પઢી પાછો આવ્યો. સશસ્ત્ર બની આમિર પાસે ગયો ત્યાં નાઝનીન અઝરા, હુરવશ સલ્મા અને લયલા પણ બેઠી હતી. આમિર તિલાવતે કુર્આનમાં મશ્ગુલ હતો, કયસને નિહાળી તિલાવત બંધ કરી અને બોલ્યો "બેટા કયસ ! તમે જાઓ છો ? જાઓ ખુદા હાફિઝ ! તમે મારા કરતાં વધુ ખુશ કિસ્મત છો કે આવતાંજ જેહાદ ઉપર જઇ રહયા છો.

લયલાએ ઉભા થઇ પોતાના બેટાની જેમ કયસને પ્યાર કર્યો અને બોલી "બેટા કયસ ! ખુદાનું નામ લઇને જાઓ. ઇન્શાઅલ્લાહ કામયાબ અને વિજયવંત બની આવશો.

તે પછી તેણે અઝરાને સંબોધી કહ્યું "બેટી અઝરા ! જો કયસ જેહાદ ઉપર જાય છે. તેમને મળી લે. અને સલ્મા ! શું તું બેસીજ રહેશે ?

બંને પરીજમાલ નાઝનીનો અદાયે જાનાના સાથે ઉઠી. અઝરાએ કયસ પાસે જઇ કહ્યું "કયસ ! ગમ અને ચિંતાએ મને આખી રાત સુવા નથી દીધી. મારૂં દિલ હમણાંય બેચેન છે. છતાં હું સબ્ર અને સહન કરવાનું શીખી ગઇ છું. હું તમારા માટે દુઆ કરીશ. તમારાપર મારી દુઆઓનો સાહયો રહેશે. ખુદા તમારી હિફાઝત કરશે.

અઝરાએ ઘણીજ ધીમેથી આ વાતો કરી હતી. તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યા હતા. ગમ અને ચિંતાના ચિન્હો સ્પષ્ટ જણાઈ આવતા હતા, કયસે કટાક્ષરે કરતાં કહયું મારા જીવનનાં રોશન ચાંદ ! ગમ અને ચિંતા ન કરો. ઇન્શા અલ્લાહ હું બહુ જલદી પાછો આવીશ.

અત્રે શેખ અને દરીર સલ્મા વચ્ચે બોલી ઉઠી " આ છાની છાની વાતો શી થઈ રહી છે ? કયસ ! હું દુઆ કરીશ ખુદા તમને સુખરૂપ અને કામયાબ પાછા લાવે.

સર્વેએ આમીન કહી. કયસે આમિર તથા લયલાને સલામ કરી. બંનેએ તેને દુઆ દીધી. તે તંબુમાંથી બહાર આવ્યો અઝરા, સલ્મા અને લયલા તેને વિદાય કરવા સાથે હતી. તંબુના દ્વાર પાસે ત્રણે ઉભી રહી કયસને જતો જોઇ રહી.

બહાર કયસનો ગુલામ ઘોડો લઇ ઉભો હતો. કયસ અશ્વારૂઢ થયો, એક ઉડતી નજર તંબુ તરફ નાખી. હુરવશ અઝરા નજરે પડી. તે તેને ઘણીજ ઉદાસ અને ચિંતાતુર જણાઇ. તેનું ચંદ્ર સમુ મુખડું લેવાય ગયું હતુ. અને તે કયસને એવી નિગાહે જોઇ રહી હતી કે જાણે તે હમેશ માટે રૂખસત થઇ રહયો હોય !

કયસ વ્યાકુળ બની ગયો. છતાં સ્વસ્થ રહયો અને પોતાને વીદાય કરનારાઓ પર હાસ્ય ભરી નજર નાખી ઘોડાને એડ લગાવી. તે સાલારે આઝમ હ૦ અબુ ઉબય-દાના તંબુ તરફ ચાલ્યા.

અઝરા, સલ્મા અને લયલાએ હાથ ઉચા કરી દુઆ માંગી અને લાંબે સુધી તેને જતો જોઇ રહી.

આફતાબ ઉદય થઇ ગયો હતો. હલબના કિલ્લા અને આસપાસના ઉંચા ઉંચા વૃક્ષો ઉપર તડકો પથરાઇ ગયો હતો. કયસ સાલારે આઝમના તંબુપર પહોંચી ગયો. અહીં દર્રાર અને બીજા બસો સશસ્ત્ર અરબો તઇયાર રહી કયસના આગમનની વાટ જોતા હતા. કયસને જોતાંજ સાલારે આઝમે દર્રારને એક કાળો વાવટો આપતાં ફરમાવ્યું દર્રાર ! આ અલમ લો, તમને આ બસો અરબો ઉપર સરદાર નીમ્યા છે, તમારે તેમના આરામ તથા રાહતનું ધ્યાન રાખવું જોઇએ. તમે શામના તે ભાગમાં જઇ રહયા છો. કે જ્યાં કદમે ને પગલે તમને માણસોના જુથ મળશે, અત્યારે રૂમીઓ સખત ક્રોધે ભરાયા છે. તેઓ મુસલમાનોને દુનીયામાંથી નેસ્તો નાબુદ કરી નાંખવા ચાહે છે. તમે રખેને ઘણા આગળ નીકળી જતા ! તેમ ખ્રિસ્તીઓના કોઈ મોટા લશ્કર સાથે મુકાબલો કરી ન બેસતા, ન ખ્રિસ્તીઓનું કત્લે આમ કરજો. ઇસાઇ વૃધ્ધો અને સ્ત્રી બાળકો પર હરગીઝ તરવાર ન ઉઠાવજો. યુશા ભોમીઓ તમારી સાથે છે. તે મુસલમાનોનો વફાદાર છે, તે આ તરફના માર્ગો ઘાટીઓ તથા ખીણોથી વાકીફ છે. તેને સાથે લઇ જાઓ, અલ્લાહ પર ભરોસો રાખો, બીસ્મીલ્લાહ કરો. જાઓ અલ્લાહ ફત્હ નુસરત અતા ફરમાવશે.

દર્રારે અલમ લઇ તેને ગતિમાન કર્યો. વાવટો હવામાં ફરકી રહયો, દર્રારે બુલન્દ અવાઝમાં કહયું "નસરૂમ મીનલ્લાહે વફત્હુન કરીબ" તેના સાથીઓએ અલ્લાહો અકબરનો ગગન ભેદક પોકાર કર્યો. અને મુજાહેદીનનું આ નાનકડુ લશ્કર ધીમે ધીમે રવાના થયું. હ૦ અબુઉબય દાએ લશ્કરની ફત્હ માટે દુઆ કરવા માંડી.

# પ્રકરણ ૬ ઠું

## ગિરિફ્તારી

ખાના ઝાદે ઝુલ્ફ હુંય, ઝંજીરસે ભાગે કે કયું
હુંય ગિરિફતારે વફા, ઝિન્દાંસ ગભરાએ કે કયું.

દર્રાર નિજ સાથીઓ સાથે આખો દીવસ માર્ગ કાપતા રહ્યા. તેમણે એક ઝરણાના કાંઠે ઝોહરની નમાઝ અદા કરવા તથા ખાવાનું ખાવા મુકામ કર્યો હતો. અને તે બાદ આગે કુચ કરી હતી. એ દરમિઆન તેમને રૂમીઓનું કોઇજ લશ્કર મળ્યું ન હતું. તેમ ન કોઇ ગામ મળ્યું. તેઓ સતત મુસાફરી કરતા રહ્યા. અહીં સુધી કે અસરનો સમય થઇ ગયો. એક સ્વચ્છ મયદાનમાં અસરની નમાઝ અદા કરવામાં આવી અને તે બાદ પુનઃ આગે કુચ કરી.

મુલ્કે શામનો આ ભાગ કે જ્યાં દર્રાર મુસાફરી કરી રહ્યા હતા—અતિ શીતળ હતો. હદ ઉપરાંતની ટાઢ પડતી હતી. અસરના સમયથીજ બરફ પડવાનું શરૂ થઇ જતું છતાં મુસલમાનો પોતાની કુચ કર્યે જતા હતા અંતે કેટલેક છેટે એક ગામ દેખાયું. તે તરફ વળ્યા અને થોડી વારમાં ગામની લગોલગ જઇ પહોંચ્યા.

ગામ બહાર એક મોટો કુવો હતો. કુવા પર ખ્રિસ્તી સ્ત્રીઓ પાણી ભરતી હતી. તેઓમાં ઘરડી સ્ત્રીઓય હતી તેમ યુવાન અને આધેડ વયની પણ હતી. નાની વયની છોકરીઓ ઉપરાંત બચ્ચાંઓ પણ હતા. તે સઘળી સંપુર્ણ નચિંતાઇથી પાણી ભરવામાં રોકાએલી હતી. અચાનક તેમની નજર ચાલ્યા આવતા મુસ્લિમ લશ્કર ઉપર પડી તે તેમને ખ્રિસ્તીઓનું લશ્કર સમજી. પણ જ્યારે લશ્કર છેક કુવા પાસે આવી પહોંચ્યું ત્યારે મુસ્લીમોને જોઇ ગભરાઇ ગઇ. તેમણે પોતાનાં પાણીનાં વાસણો પડતા મુકયાં, અને બાળકોને બગલમાં મારી ગામ તરફ નાશવા માંડયું. બાળકોએ રડારોળ કરી મુકી. સ્ત્રીઓએ કોલાહલ મચાવ્યો. અને પાછળ ફરી ફરીને જોતી અને ભયથી કાંપતા દોડતી જતી હતી.

એક ઘરડો ખ્રીસ્તી અરબી ભાષા જાણતો ન હોવાથી તેણે પુછેલા સવાલનો જવાબ આપ્યો નહિ. અને મુસલમાનો સાથે આશ્ચર્યથી જોઇ રહયો. દર્રારે ધાર્યું કે વખતે આ ખ્રિસ્તી બહેરો હોવો જોઇએ જેથી તેમણે જોરથી બીજી વાર પુછયું. બુઢ્ઢા કાકા આ ગામના ખ્રિસ્તીઓ કયાં ચાલ્યા ગયા ?

ઘરડા ખ્રિસ્તીએ આ વખતે પણ કાંઇ જવાબ આપ્યો નહિ તે ઘણો બીધેલો હતો. તે એટલો તો બાધેલો હતો કે જાણે તે પોતાના પંજામાં સપડાઇ ગયો હોય. બીચારો આવી હાલતમાં મુસલમાનોને આંખો ફાડી જોઇ રહયો હતો.

દર્રારની પાસે કયસ ઉભો હતો કયસે કહયું મારા ધારવા પ્રમાણે આ ખ્રિસ્તી અરબી જાણતો નથી.

દર્રાર—બેશક એવુંજ લાગે છે. સારૂં યુશા બેપીઆને બોલાવો. તે આ ખ્રિસ્તી સાથે વાત ચીત કરી આપણને જણાવશે જેથી તરત યુશાને બોલાવવામાં આવ્યો. તેને દર્રારે કહયું યુશા આ ઘરડા ખ્રિસ્તીને પુછો કે આ ગામના યુવાન ખ્રિસ્તીઓ કયાં ચાલ્યા ગયા છે.

યુશાએ ઘરડા ખ્રિસ્તી સાથે કેટલીક વાર સુધી રૂમી ભાષામાં વાતચીત કરી. અને દર્રાર તરફ ફરીને કહયું "યા સરદારૂલ મુસ્લેમીન આ ઘરડો ખ્રિસ્તી કહે છે કે આ ગામના ખ્રિસ્તી- ઓને આજે સવારમાં એક અરબે એની ખબર કરી કે મુસલમાનો આ ગામને લુટી બેહાન મેદાન કરી નાખશે. જેથી યુવાન ખ્રિસ્તીઓ તથા માલદાર ખ્રિસ્તીઓ તેમજ તેમના બાળકો તથા સ્ત્રીઓ નાશીને મરઅશ ચાલ્યા ગયા છે."

દર્રારને ઘણી નવાઇ લાગી કે એવો કોણ અરબ છે જેણે જાસુસીનું કામ કર્યું તેમણે યુશાને કહયું કે ફરી આ ઘરડા ખ્રિસ્તીને પુછો કે એ અરબ કોણ હતો ?"

યુશાએ ઘરડા ખ્રિસ્તીને પુછીને કહયું આ ઘરડો કહે છે કે તે અરબનું નામ હાજમ છે. અને પોતાને જબલહનો ભત્રીજો હોવાનું જણાવતો હતો. તેની દાઢી

---

* જબલહ હમદાનનો બાદશાહ હતો તે મુસલમાન થઇ ગયો હતો તે એક વખત હજ કરવા ગયો. તવાફ કરતાં તેની ચાદરનો છેડો ખજાદી નામના માણસના પગ નીચે આવી ગયો જેથી તેની ચાદર પડી ગઇ જેથી જબલહને ઘણો ગુસ્સો ચઢી આવવાથી તેણે ખજાદીના ગાલપર તમાચો ચોઢી કાઢયો. જેથી ખજાદીના બે દાંત પડી ગયા. તેણે હજરત ઉમર પાસે ફરયાદ કરી. આપો બદલો માગ્યો જેથી જબલહ શામના મુલકમાં નાશી ગયો. અને ત્યાં જઇ મુરતદ થઇ ગયો.

---

બારીક કાપેલી હતી અને રૂમી કતાનના કપડા પહેરેલા હતા એ યુવાન હતો.

કયસ આ વાતચીત ધ્યાન દઇ સાંભળી રહયો હતો તેને, જાસુસી કરનાર અરબની નીશાની સાંભળી ઘણી નવાઇ લાગી. આ અરબનો ચહેરો તે માણસ સાથે મળતો આવતો હતો. જે પહેલી વખત કનસીમાં નહેરના કીનારા પર બેઠેલો તથા બીજી વખતે હલબમાં રાતની વખતે યા અલ્લાહનો નાઅરો પોકારતો જતાં જોયો હતો. પણ કયસ ખામોશ રહયો. દર્રારે કહયું શું હાજમ હતો. બશક તે જબલહનો ભત્રીજો છે. તે ઘણો કમીનો અને ચાલાક માસ છે. ઘણું કરી કાલે તે આપણા લશકર સાથે હોવો જોઇએ. બેર કંઇ પરવાહ નહી હવે આ ગામમાં લડવા વાળા માણસથી ફકત સ્ત્રીઓ, બાળકો અને ઘરડા માણસો છે. એ માટે આ ગામમાં લડાઇ કરવી ઇનસાનીયત, બહાદુરી, અને શરાફતથી ઉલટું છે. ચાલો હવે આપણે મરઅશકે મરજએ વાયક બાજી કુચ કરીએ.

ઇસ્લામી લશ્કર ગમ્માહથી નીકળી મરજએ વાયક તરફ ચાલતું થયું.

ખ્રિસ્તીઓ મુસલમાનોને જંગલી, ડાકુ, અને જાલીમ સમઝતા હતા. જેથી ગમ્માહ વાસીઓ ઘણાજ ફીકરમંદ તથા ગભરાએલા હતા તેઓ ધારતા હતા કે મુસલમાનો ઘરડાઓને કતલ કરી નાખશે. અને સ્ત્રીઓ તથા બાળકોને પકડી લઇ જશે. પરંતુ જ્યારે મુસલમાનો ગમ્માહમાંથી કંઇ પણ નુકસાન કર્યા વગર ચાલી નીકળ્યા ત્યારે ખ્રિસ્તીઓને ઘણી નવાઇ લાગી. પહેલા તેમણે આવી રીતે બચી જવાથી એક બીજાને મુબારકબાદી આપી ઘણા માણસોએ કહયું આ વાત જે ફેલાવવામાં આવી છે કે અરબ જંગલી નીર્દય અને ડાકુ છે તે હડહડતુ જુઠાણું છે. જો એ એવા હોત તો તરત આપણા ગામને લુટી લેત સ્ત્રીઓ અને બાળકોને પણ પકડી લઇ જાત. અમારા ખ્યાલમાં મુસલમાનો ઘણાજ ધાર્મીક, ખુદા તરસ, અને દયાળુ છે.

મુસલમાનો ગમ્માહથી નીકળી મહજએ વાયક ભણી રવાના થયા હતા તેઓ થોડેક છેટે ગયા કે સુરજ ગુરૂબ થઇ ગયો. તેમણે એક મેદાનમાં મગરીબની નમાજ પઢી. નમાજ પઢી પાછી કુચ શરૂ કરી ઇશાની નમાજ વખતે મહજએ વાકય જઇ પહોંચ્યા મુસલમાનોએ અહીંઆ મુકામ કર્યો. ઘોડાઓને ચંદી ખવડાવી ચરવા માટે છુટા મુકી દીધા અને પોતે ઇશાની નમાજ પઢી ખાવા પીવાની તઇયારીમાં લાગ્યા એમનું ખાવું સાદું હોવાથી જલદીથી તઇયાર થઇ ગયું. જમીને તેઓ ભોંયપર કમળા પાથરી માથા નીચે સામાન મુકી કામળા ઓઢી સુઇ ગયા.

આજે ટાઢ ઘણી હતી. હીમ પડી રહયો હતો. ટાઢી હવાના ઝપાટા ચાલી રહયા હતા મુસલમાનો પાસે ટાઢથી બચવા પુરા કામળા નહોતા જેથી પોતાના લાંબા ઝુબ્બા પહેરી કામળા ઓઢી કુંડીઆ વાળી સુઇ રહયા હતા. ઘોડાઓ ઘણી ટાઢ હોવાથી હણહણી રહયા હતા.

રાત ઘણી વીતી ચુકી હતી. ચાંદ જોશભેર ચળકાટા મારી રહયો હતો. તો પણ હીમ પડી રહયું હોવાથી તેની રોશની કઇક ઝાંખી પડી ગઇ હતી. તો પણ તેના અજવાળામાં દરેક ચીજ ચળકી રહી હતી. એવો વખત દરેક જાનદારને માટે કુદરતે આરામ માટે બનાવેલો છે. જેથી ખુદાની મખલુક આરામ કરી રહી હતી, જ્યાં જુઓ ત્યાં શાંતી હતી મજાહેદીન ગફલતની ઉંઘમાં પડેલા હતા. કયસ પણ લશ્કરના એક ખુણામાં સુતેલો હતો ઉંઘતાં ઉંઘતાં એકાએક એની આંખ ઉઘડી ગઇ. તેને કઇ ધીમેથી થતો અવાજ સંભળાયો જેથી તેણે તરત માથા પરથી કામળો ખસેડી જોયું તો પોતાની પાસેજ એક માણસને ઉભેલો જોયો તે માણસનું મોઢું કયસ તરફ હતું જેથી કયસે તેને પહેલી નજરે ઓળખી લીધો એ તેજ અરબ હતો જેને પહેલી વખતે કનસરીનમાં અને બીજી વખત હલબમાં જોયો હતો. અને એ પણ સાંભરી આવ્યું કે ગમ્માહના ઘરડા રૂમીએ એનું નામ હાજમ કહયું હતું. હાજમને જોઇ ઘણી નવાઇ લાગી આ વખતે હાજમ એક નજરે કયસને જોઇ રહયો હતો. તેણે કયસને હોશીયાર થતો જોઇ મરઅશ ભણી ચાલતી પકડી.

જ્યારે તે દુર નીકળી ગયો અને અજવાળી રાતમાં તે ઝાંખો ઝાંખો દેખાવા લાગ્યો. તો કયસ બેઠો થઇ ગયો, તે પોતાના મનમાં કહેવા લાગ્યો. હાજમની અહીંઆની હાજરીમાં કંઇ ભેદ હોવો જોઇએ. એને જોવાથી પાગલ જેવો લાગે છે પણ એ જાસુસી કરતો હોય એમ જણાય છે. જો એ જાસુસી ન કરતો હોય તો પણ ખ્રિસ્તીઓનો હમદર્દ છે. ગમ્યાહના ખ્રિસ્તીઓને ખબર આપી કે મુસલમાનો તમારૂં ગામ લુંટનાર છે. એ કનસરીનથી અમારી સાથે છે. એમના ચહેરા પરથી સાફ જણાઇ આવે છે કે એ માણસ પાકો શેતાનનો મુરીદ છે.

કયસે આસપાસ જોયું તો આ વખતે બધા મુસલમાનો આરામથી ઉંઘ લઇ રહયા છે. મરજએ વાયકમાં પણ પુર્ણ શાંતી પ્રસરેલી હતી. છતાં ઘણી ટાઢ પડતી હોવાથી શિઆળામાં ઉંઘમાં ખલલ કરતા હતા. કયસ પાછો સુઇ ગયો. પરંતુ હવે તેની ઉંઘ ઉડી ગઇ હતી. દીલમાં સમજણ ન પડે એવી ફીકર ઉત્પન્ન થઇ ચુકી હતી સુતાં સુતાં તેને ખુબસુરત અઝરા સાંભરી આવી. તે આ વીચારમાં એવો મશગુલ થઇ ગયો કે તેને આજુબાજુ શું થઇ રહયું છે તેનું પણ ભાન રહયું નહિ. ઉંઘ તેનાથી નારાજ થઇ ઉડી ગઇ. થોડીકજ વારમાં તેણે ઘોડાના ડાબલાનો અવાજ સાંભળ્યો. તે ચમકીને બેઠો થઇ ગયો. અને જે બાજુથી અવાજ આવી રહયો હતો તે બાજુ ડોળા ફાડી જોવા લાગ્યો.

આ વખતે ચંદ્રમા પુરા તેજથી ચળકાટ મારી રહયો હતો. ચાંદની, ચોગમ ફેલાયલી હતી, આવી સાફ ચાંદનીમાં દુરની ચીજો સાફ દેખાઇ રહી હતી. કયસને મરઅશ ભણીથી એક મોટું લશકર ઘોડા દોડાવતું આ તરફ આવતું દેખાયું તે તરતકામળાને દુર ફેંકી ઉભો થઇ ગયો. અને જોરથી કહેવા માંડયું “મુસલમાનો, ઉઠો, ઉઠો દુશમન માથા પર આવી પહોંચ્યું છે.” કયસનો અવાજ મેદાનમાં ગાજી રહયો, થોડાક મુસલમાનો જાગીને બેઠા થઇ ગયા, થોડાકે પાસું ફેરવ્યું અને પાછા સુઇ રહયા અને બાકીના તો ખ્વાબે ગફલતની ઉંઘમાં પડી રહયા. જે મુસલમાનો કયસનો અવાજ સાંભળી બેઠા થઇ ગયા હતા તેમણે સામેથી એક લશકરને પોતાના ભણી ઝપાટાબંધ દોડી આવતું જોયું તેથી તેઓ ઝટપટ કામળા દુર ફેંકી ઉભા થઇ ગયા. એ ઉભા થએલામાંથી કેટલાક મજાહેદીન જોર જોરથી કહયું મુસલમાનો હોશીઆર થઇ જાઓઃ— દુશમનનું લશકર આવી પહોંચ્યું છે.

મુસલમાનો જલદી જલદી ઉઠવા લાગ્યા અને ઘોડાઓ પર જીન બાંધવા લાગ્યા છતાં હજી સુધી ઘણા મુસલમાનો ઉંઘમાં પડેલા હતા.

આ વખતે રાત્રીની શાંતીનો ભંગ થઇ ચુકયો હતો કારણ દુશ્મનોના દોડી આવતા ઘોડાના ડાબલાનો આવાજ જોરશોરથી સંભળાતો હતો તેમજ મુસ્લીમ લશકર ઘોડાની પીઠ પર જીન કસી રહયા હતા.

દર્રાર પણ જાગી ઉઠયા હતા. તેઓ તરત ઘોડાની ઉઘાડી પીઠ પર સવાર થઇ ગયા અને જોરથી કહેવા લાગ્યાઃ– ખુદાની કસમ આપણે કુરેબમાં આવી ગયા મુસલમાનો આવો આ કાફરોને રોકો! હાય, હજી તો મુસલમાનો સુઇ રહયા છે. ઓ ખુદા શું આ ખ્રિસ્તીઓના ઘોડા મુસલમાનોને છુંદી નાખશે ?

આ વખતે આવનાર લશકર ઘણું પાસે આવી લાગ્યું હતું તેઓ ઝપાટાબંધ ઘોડા દોડાવતા આ તરફ આગળ વધી રહયા હતા. અત્યાર સુધીમાં ફકત અડધી સંખ્યાના મુસલમાનો ઉંઘમાંથી જાગૃત થઇ ગયા હતા. અને અડધાતો હજી ખ્વાબે ગફલતમાં પડયા ઉંઘમા ઘોરી રહયા હતા. જે મુસલમાન જાગતો કે તરત જીન ઉપાડી ઘોડાની પીઠ પર કસવા મંડી પડતો. એમને એટલી પણ ફુરસદ નહોતી કે પોતાના મુસ્લીમ ભાઇઓને ઢંઢોળી ઉંઘમાંથી જાગૃત કરે.

દર્રાર ઘણા બેચેન થઇ રહયા હતા. તેઓ મુસલમાનોને ખ્વાબે ગફલતમાંથી બેદાર કરવા જોરજોરથી બુમો પાડી રહયા હતા. આટ આટલી બુમો પાડયા છતાં મુસલમાનો બેદાર ન થયા તો તેમણે કહયું કોણ છે. જે આજે મારી સાથમાં રહેતા આ મોટા લશકરને અટકાવે ?

કયસે આગળ વધી જવાબ આપ્યો. મે મારી જાન ખુદાના નામ પર કુરબાન કરી દીધી છે. જેથી હું આપની સાથે મળી ધસી આવતા લશકરને અટકાવીશ.

દર્રારે બેચેન થઇ કહયુ. ખુદા વાસ્તે આવો, આવતા લશકરને રોકો, ખુદાયા મુસલમાનોની હીફાજત કર.

દોડી આવતું લશકર છેક પાસે આવી લાગ્યું હતું તેઓ હજી પણ બરાબર ઘોડાઓને જોશ બંધ દોડાવી રહયા એમજ લાગતું હતું કે તેઓ આ સુતેલા મુસલમાનોને ઘોડાના ટાપુઓથી ચગદી નાખશે.

તરત કયસ અને દર્રાર આગળ વધ્યા. અને કહયું. શું તમો મજાહદીનને ઘોડાના ટાપુઓથી છુંદી નાખવા ધારો છે, પણ અમે જ્યાં સુધી જીવતા છીએ ત્યાં સુધી એમ બની શકશે નહી જેથી તમો ઉભા રહી જાઓ નહી તો અમો હુમલો કરી તમારા લશકરના ટુકડે ટુકડા કરી નાખીશું.

આવનાર લશકર દર્રાર અને કયસની પાસે થલી. ગયું આ લશકર અરબ ખ્રિસ્તીઓનું હતું. આ લશકરમાં લગભગ હજારેક સવાર હતા.

જેઓ બધાં હથીઆરબંધ હતા. લશકરના ઉભા રહેતાંજ એક બળવાન સવાર આગળ વધ્યો એણે શરીર પર બખ્તર ધારણ કરેલું હતું. ખભા અને કોણીઓ ઉપર ચાંદીની સાંકળીઓ મઢેલી હતી, માથા પર તાજ અને તાજમાં હીરા જડેલા હતા તે ઝગઝગાટ કરી રહયા હતા. તેણે જોરથી કહયું; "મુસલમાનો, હુ જબલહનો દીકરો અયહમ છું મારી સાથે એક હજાર બહાદુર સવારો છે. તમો બધા બસો છો.

તમો એ વાત નાજ ન કરો કે તમોએ મોટા લશ્કરોને હરાવ્યા છે. તે ખ્રિસ્તીઓ હતા, અમો અરબ છીએ, જે લોહી તમારી રગોમાં છે તેજ લોહી અમારી રગોમાં ફરી રહ્યું છે. તમો અમારો મુકાબલો કરી શકવાનાનથી છતાં જો તમો નાદાનીથી લડશો. તો હું ખાતરીથી કહું છું કે બધા કતલ થઇ જશો. જેથી બહેતર તો એ છે કે હથીઆર અમને સોંપી દઇ અમારે તાબે થઇ જાઓ.

આ સાંભળી દર્રારને ઘણો ગુસ્સો ચઢી આવ્યો જેથી તેઓ તેના પર હુમલો કરવા તઇયાર થઇ ગયા. પરંતુ તરત ગુસ્સાને પી ગયા અને નરમાસથી કહ્યું:—અબહમ, તમો એ વાત પર મગરૂરી ન કરો કે તમારૂં લશકર વધુ છે. બેશક તમો અરબ છો પરંતુ તમને દુન્યાની એશ અશરત પસંદ છે. તમો મોતથી ડરો છો. અમો દુન્યાની એશ અશરતને લાત મારીએ છીએ. જીંદગીથી મોતને વધારે પ્યારથી ચાહીએ છીએ. જેથી તમો અમારો મુકાબલો કરી શકશો નહી. અમોએ આજ સુધી કોઇની સામે હથીયાર નમાવ્યા નથી. તેમ તમારી સામે પણ હથીયાર હેઠે મુકવાના નથી છતાં પણ તમોને તમારી બહાદુરી પર નાજ હોય તો ચાલો તમો અને હું લડીને આ લડાઇનો હમણાજ અંત લાવીએ તમો તમારા લશ્કરના સરદાર છો, તેમ હું પણ આ વખતે અમારા લશકરનો સરદાર છું.મારૂં નામ દર્રાર છે. જો તમો મને મારી નાખશો તો આ બાકીના મુસલમાનો તમારે તાબે થઇ જશે. અને જો હું તમને મારી નાખું તો તમારા લશકરીઓને અખત્યાર છે કે તેમની મરજીમાં આવે તો લડે નહિ તો તાબેદારી કબુલ કરી દે.

દર્રારનું નામ સાંભળતાંજ અબહમ ડરી ગયો તે તરત પાછો વળી લશકરની વચ્ચે ચાલ્યો ગયો. અને તરત લશકરને હુમલો કરવા આજ્ઞા આપી નોબત પર ડાંડીઆ પડ્યા રણુ શીંગા ફુંકાવા લાગ્યા અને અરબ ખ્રિસ્તીઓએ મુસલમાનો પર હુમલો કર્યો,

હમણા સુધીમાં ફકત સો મુસલમાનો મીઠી ઉંઘને તજી હોશીયાર થયા હતા. તેઓ હથીયાર સજી ઘોડા પર સવાર થઇ દર્રાર અને કયસ જ્યાં ઉભા હતા તેમની પાસે જઇ ઉભા. બાકીના સો મુસલમાનો નોબતનો ગડગડાટ સાંભળી ઉંઘમાંથી ઝબકી ઉઠી રહ્યા હતા. તેઓ ઘણી ફુરતીની સાથે હથીયાર સજી પોત પોતાના ઘોડાને પકડવા માટે દોડયા પરંતુ તેમની કમનસીબીએ એમના ઘોડા નોબતનો અવાજ સાંભળી ચમકીને કોણ જાણે કયાં નાશી છુટયા હતા જેથી લાચારીએ તેઓ પેદલજ રહી ગયા અને એવીજ હાલતમાં દુશમનો પર હુમલો આરંભી દીધો. અને એમણે દુશમનનો હુમલો ખાળવા બહાદુરીથી લડવા માંડયું.

અરબ ખ્રિસ્તીઓએ ઘણા જોશ સાથે હુમલા કર્યો, મુસલમાનોએ પણ પુરા જોશ સાથે હુમલો અટકાવવા મહેનત કરી રહ્યા હતા. જંગ જોરો શોરથી શરૂ થઇ ચુકી હતી. નોબતનો અવાજ, કોમી નારાઓના નાદ, હથીયારોના રણકાર અને સાથમાં

જખમીઓની ચીસ પોકારે આખું મેદાન ગર્જી ઉઠયું. ગરીબ બીચારા પશુ પંખી જેઓ આ વખતે મેદાનમાં તથા ઘરોમાં આરામ કરી રહયા હતા તેઓ ગભરાઇને નાસવા તથા ઉડવા લાગ્યા હતા.

મુસલમાનો ઘણા થોડા હતા. તેમાં પણ અડધા સવાર અને અડધા પેદલજ હતા છતાં તેઓ આ વખતે મોતની લડાઇ લડી રહયા હતા, તેમણે ઘણા દુશમનોને ધુળ ચાટતા કરી દીધા હતા. અબ્બહમના સાથીઓ પણ ઘણી બહાદુરીથી લડી રહયા હતા. અબ્બહમ વારેઘડીએ તેમને જોશમાં લાવી હુમલો કરાવી રહયો હતો. અને એના લશકરીઓ જોશમાં આવી હુમલો કરતા હતા. પરંતુ તેમનો જોશો ખરોશ, એમની શુજાઅતને દીલેરી મુસલમાનો પર કંઇ પણ અસર કરી શકતી નહોતી.

દર્રાર અને કયસ બેઉ સાથમાં હતા. બેઉ સાથમાંજ હુમલો કરતા હતા અને દરેક હુમલામાં ઓછામાં ઓછા બે ખ્રિસ્તીઓને ધુળ ચાટતા કરી નાખતા. અબ્બહમના સાથવાળાઓ પર આ બન્નેનો એટલો પ્રભાવ બેસી ગયો હતો કે એમની સામે ઉભા રહેવા પણ ડરતા હતા.

દર્રાર અને કયસ જે બાજુએ હુમલો કરતા હતા તે બાજુના દુશમનો દુર નાશી જતા. કયસ "અસ સબ્બરો, અસ સબ્બરો"નો પોકાર કરતો જતો હતો. દર્રારની જીભ પર આ વાકય હતું. "અલ જન્નતો તહતા જલાલીલ સુફ" એટલે જન્નત તલવારના સાયા નીચે છે.

જે વખતે કયસ અને દર્રારની જોરદાર અવાજ મુસલમાનોના કાનમાં થઇ દીલમાં ઉતરતી તો તેમના દીલમાં તાજો જોશ પેદા થઇ જતો અને તેઓ સાવધ થઇ ઘણા જોશથી હુમલો કરતા.

અબ્બહમ ધારતો હતો કે ફકત બસો મુસલમાનો છે. થોડીકજ વાર હારીને બંદીવાન થઇ જશે. પરંતુ જ્યારે જંગ લંબાયું તો તે મુસલમાનોની બહાદુરી અને દીલેરીની તારીફ કર્યા વગર રહયો નહી. એણે ગુસ્સાથી પોતાના લશકરીઓને સંબોધી તકરીર કરી તેમને શરમાવ્યા. ખ્રિસ્તીઓ જોશમાં આવી આગળ વધ્યા. મુસલમાનોએ ઘણી સરફરોશીથી તેમનો હુમલો અટકાવ્યો. આ વખતે લડાઇ ઘણા ઝનુન સાથે થઇ રહી હતી. ખ્રિસ્તીઓ મુસલમાનો પર અને મુસલમાનો ખ્રિસ્તીઓ પર આક્રમણ કરી રહયા હતા. તલવાર અને ભાલાઓ લોહીનો વરસાદ વરસાવી રહયા હતા. ધડ અને માથા છુટા થઇ રહયા હતા મલેકુલ મોત સરફરોસોનો જીવ કબજ કરી રહયા હતા. લીલુંછમ મેદાન થોડીકજવાર લોહીથી લાલચોળ થઇ ગયું હતું. મુસલમાનો માથું નમાવી કાપા કાપીમાં મશગુલ હતા. કયસ આ વખતે ઘણીજ દીલેરી અને દીલફરોશીથી લડી રહયો હતો તેણે ખ્રિસ્તીઓને બોંયભેગા કરી દીધા હતા. એવી એની પાણીદાર તલવાર જેના માથા પર પડતી તેના બે ભાગ કર્યા વીના રહેતી નહી. તે ઘણોજ જોશો

ગજબથી લડી રહી દાદ શુજાઅત આપી રહયો હતો. લોહીના છાંટા તેના શરીર પર પડવાથી એનું આખું શરીર ગુલનાર થઇ ગયું હતુ'

કયસ નવયુવાન હતો. આ પહેલાં તેણે કોઇ પણ લડાઇમાં ભાગ લીધો નહોતો. છતાં તે આ વખતે હોશીયાર લડવૈયાની પેઠે લડી રહયો હતો. ખ્રિસ્તીઓ પર તેની ધાક બેસી ગઇ હતી. અબહમ સૌથી વધુ કયસથી ડરવા લાગ્યો હતો,

હમણાં સુધી અબહમે લડાઇમાં ભાગ લીધો નહોતો. તે એક બાજુએ ઉભો રહી પોતાના લશકરને પાણી ચઢાવી રહયો હતો. પરંતુ એણે શેરે બબર ( સીંહ ) ની પેઠે કયસને હુમલો કરતાં જોયો. તો એને ગયરત આવી, અને પોતે પણ જંગની આગમાં કુદી પડયો. એને લડાઇમાં ભાગ લેતો જોઇ તેના લશકરી- ઓનાં દીલમાં જોશ પેદા થયો. તેમણે ઘણા જોશ અને ઉમંગથી મુસલમાનો પર હુમલો કર્યો. ખ્રિસ્તીઓનો આ હુમલો ઘણો સખત હતો.

મુસલમાનોએ આ હુમલો પાછો હઠાવવા ઘણી કોશીશ કરી પણ છેવટે બેચાર કદમ મુસલમાનોને પાછું હઠવું પડયું.

કયસ મુસલમાનોને પાછા હઠતા જોઇ ગુસ્સે થઇ ગયો. એણે ઘોડાને એડ મારી આગળ વધાર્યો અને ઘણા ઝનુનથી હુમલો કર્યો,

આ વખતે ઘોડાંઓની ટાપુઓથી જે ધુળ ઉડતી હતી તેના લીધે ચાંદની ઝાંખી પડી ગઇ હતી. ઘણા ધ્યાનથી જોતા છતાં કોઇ ચીજ સા દેખાતી નહી. કયસે ઘણા ધ્યાનથી અબહમનેજોયો. આ વખતે અબહમ ઘણા જોશથી લડાઇ કરી રહયો હતો. કયસે અબહમ ભણી પોતાને ઘોડો આગળ વધાર્યો, ખ્રિસ્તીઓએ એને આગળ વધતો અટકાવવા ઘણી કોશીશ કરી, પરંતુ ગુસ્સે થએલા સીંહની પેઠે કોઇથી તે અટકાવ્યો કયા અટકયો નહી. ખ્રિસ્તીઓને મારતાં કાપતાં અબહમ પાસે જઇ પહોંચ્યો. જેથી હવે અબહમ પણ કયસની સામે મુકાબલો કરવા માટે તઇયાર થઇ ગયો. કયસે અબહમ પર હુમલો કર્યો, એટલામાં એકાએક ઘોડાએ ઠોકર ખાધી, કયસે બચવા માટે બનતું કર્યું પણ કંઇ વળ્યું નહી તે ભોંય પર પડી ગયો. પડતાંની સાથેજ ખ્રિસ્તીઓએજ તેને ચારે બાજુથી ઘેરી લીધો.

દરાર આ દેખાવ જોઇ બેચેન થઇ ગયા. તેમણે ઘણા જોશથી ખ્રિસ્તીઓ પર હુમલો કર્યો પણ આ વખતે તેમના અને કયસના વચ્ચે સેંકડો ખ્રિસ્તીઓ આવી ગયા. જેથી દરાર કય- સની કંઇ મદદ કરી શકયા નહી. આવી રીતે કયસ ખ્રિસ્તીઓના હાથમાં બંદીવાન થઇ ગયો.

મુસલમાનોએ કયસને બંદીવાન થતાં જોયો એમની આંખોમાં લોહી ઉતરી આવ્યું. એમણે ઘણા ઝનુનમાં આવી અબહમના સાથવાળાઓ પર હુમલો કર્યો. અબહમના સાથવાળા આ હુમલો રોકી શકયા. નહી અને ઘણી દુર સુધી પાછા હઠતા ચાલ્યા ગયા.

અબહમે પોતાના લશ્કરની આ હાલત જોઇ જેથી તે ગુસ્સે થઇ ગયો. તેણે ગજબનાક થઇ કહયું. દીલેરો આ શું નામરદી છે. તમો બસો મુસલમાનોના હુમલાથી નાશો છો. શરમ કરો. ઉભા રહો, અને ભેગા મળી વળતો હુમલો કરો એમનામાં ફકત બેજ બહાદુરો હતા. તેમાંથી એકને આપણે બંદીવાન કરી લીધો છે. હવે ફકત એકજ દર્રાર બાકી છે. જેથી તેના ઘોડાને તીર મારી જખમી કરી નીચે પાડી નાખો, અને જેવી રીતે કયસને બંદીવાન કર્યો છે. એવીજ રીતે દર્રારને પણ કેદ કરી લો, દર્રારને કેદ પકડતાંજ લડાઇ પુરી થઇ જશે.

અબહમના સાથવાળાઓએ તેનો અવાજ સાંભળ્યો. તેઓ શરમાયા, અને ઘણા જોશથી પાછા લડવા લાગ્યા.

દર્રારને કયસના બંદીવાન થવાથી ઘણોજ રંજો કલક થઇ રહયો હતો. તેઓ ગેજો ગજબથી દુશમનો પર હુમલો કરી રહયા હતા એમની તમન્ના એ હતી કે ગમે તેમ કરી કયસને બંદીવાનીમાંથી છુટો કરાવી લઉં પણ ચાલાક ખ્રિસ્તીઓ એ કયસને બંદીવાન કરી લશ્કરના પાછલા ભાગમાં પહોંચાડી દીધો હતો. એટલે દર્રારથી કયસ પાસે પહોંચવું કોઇ પણ રીતે બની શકે એમ ન હતું.

જંગ હજી પણ જોર શોરથી થઇ રહી હતી, તલવારો જોર જોરથી પોતાનું કામ કરી રહી હતી. અબહમના સાથવાળાઓએ દર્રારના ઘેડા પર તીર વરસાવવા શરૂ કદી દીધા, અબોલ જાનવર ઘણી ખરાબ રીતે ઘાયલ થઇ ગયો, છતાં પણ પોતાના સવારના ઇશારા પર બરાબર ચાલતો રહયો. પણ જ્યારે તે હદથી વધુ જખમી થઇ ગયો. અને તેનામાં ચાલવા ફરવાની તો ઠીક પણ ઉભા રહેવાની પણ શકિત રહી નહી તો એના શરીરમાં કંપારી છુટી દર્રાર સમજી ગયા કે હવે ઘેડાનો આખરી વખત આવી લાગ્યો છે જેથી તેઓ તરત ઘોડા પરથી પકડવા માટે ફંદા તેમની ઉપર નાખવામાં આવ્યા અને છેવટે તેમને પણ કયસની પેઠે બંદીવાન કરી લેવામાં આવ્યા. તેમનો વફાદાર ઘોડો ભોંય પર પડયો અને તરફડી મરણ પામ્યો.

કયસ અને દર્રારના બંદીવાન થવાથી મુસ- લમાનો નાઉમીદ થઇ ગયા. રબીઅહ, ઘણા બહાદુર અને પુરજોશ મુજાહીદ હતા. તેઓ આલીમ અને સારી તકરીર કરનારા હતા, તેઓ ઘણી સારી તકરીર કરતા, જેથી તેમણે મુસલમાનોને નાઉમેદ થતાં જોઇ કહયું :—

વ્હાલા યુવાન ભાઇઓ, મને આશ્ચર્ય થાય છે કે તમો શા માટે નામેદ થતા જાઓ છો ? શુ તમો ખુદાને ભુલી ગયા ? શું તમોને આથી પણ વધુ સંખ્યાના દુશમનો પર ફતેહ નથી અપાવી ? શું કયસ અને દર્રારજ બહાદુર હતા ? શું હવે તમારામાં કોઇ બહાદુર નથી ? કેટલી બધી અચરત અને શરમની વાત છે. આપણે જેહાદ કરવ,

આવ્યા છીએ અને શહાદત આપણી તમન્ના છે. મોત આપણી જીંદગી છે. માટે ખુદા વાસ્તે કાફરોની સામેથી પીઠ ફેરવી નાશી ખુદાનો ગજબ વહોરી ન લો. જો આપણી જીંદગી બાકી છે તો આપણને કોઇ મારી શકનાર નથી તેમજ મોત આવી છે. તો ગમે તેવા બચાવની જગ્યામાં પણ બચી શકીશું નહી. એ દીલેરાને અરબ જન્નત શણગારવામાં આવી છે. હુરો તમારી મુનતઝર છે. ફરીસ્તાએ તમારા સત્કાર માટે આવી પહોંચ્યા છે. માટે જંગ કરો અને જન્નતના હકદાર થઇ જાઓ. ખુદા તમારી તરફ જોઇ રહયો છે. તેજ તમારી મદદ કરશે. માટે ખુદાના બંદા ચાલો, ખુદાની ખુશી હાંશીલ કરવા, અને આખેરતમાં હમેશાને માટે રાહત મેળવવા જંગ કરો. આપણી કોમને માટે જંગ કરો. તૌહીદ પરસ્તી વધારવા માટે જંગ કરો.

રબીઅહની તકરીરથી મુસલમાનોના જોશમાં એક તુફાન ઉત્પન્ન થઇ ગયું. તેમને સંભાળીને અલ્લાહ અકબરનો પુર જોશથી નાઅરો લગવ્યો અને ઘણાજ જોશો ખરોશથી હુમલો કર્યો.

અબહમના સાથવાળા મુસલમાનોનો જોશો ખરોશ જોઇ દીંગ રહી ગયા મુસલમાનોએ ઘણી ખોફનાક જંગ આરંભી દીધી. શોર બકોર આસમાન સુધી પહોંચવા લાગ્યા. લાશેથી મેદાન ભરાઇ ગયું. લોહીના છાંટા એવી રીતે ઉડવા લાગ્યા જેમ જમીનમાંથી લોહીનો ફુવારો ચાલુ થઇ ગયો હોય.

બહમે મુસલમાનોની આ બહાદુરી જોઇ. તેણે જોરથી કહયું:— બહાદુર ખ્રિસ્તીઓ! મુસલમાનોને જુદા જુદા કરી નાખો. મારી નાખો અગર કેદ કરીલો.

આ હુકમ સાંભળતાંજ ખ્રિસ્તીઓ દુર સુધી મેદાનમાં ફેલાઇ ગયા. મુસલમાનો સમજી ગયા કે ખ્રિસ્તીઓ આપણને ઘેરી લેવા માટે આમ કરી રહયા છે. જેથી ન છુટકે તેમને પણ પોતાની લાઇન લંબાવવી પડી. આથી ખ્રિસ્તીઓની મનોકામના પુરી થઇ. તેમણે મુસલમાનોને નોખા પાડી જોરથી લડાઇ શરૂ કરી દીધી. મુસલમાનો નીરૂપાયે જુદા થઇ ગયા હતા છતાં પણ તેઓ હજી સુધી જાનબાજીથી જંગ કરી રહયા હતા, ખ્રિસ્તીઓ તેમને જીવતા બંદીવાન કરવાની ફીકરમાં હતા પણ તેઓ છંછેડાએલા સીંહની પેઠે વિકરાળ બની ગયા હતા. ઘણીવાર સુધી તેઓ જવાંમર્દીથી લડાઇ કરતા રહયા પરંતુ છેવટે તેમની પીઠ પાછળથી ફંદા ફેંકી ફેંકી બધાને કેદ કરી લીધા.

જયારે બધા મુસલમાનો કેદ થઇ ગયા, તો અબહમે બધા કેદીઓને પોતાની સામે બોલાવીને કહયું:—મુસલમાનો, તમારી બેનજીર શુજાઅતે મારા દીલમાં ઘણી ઇજ્જત અને માન કાયમ કરી દીધા છે. હજરત મસીયની કસમ, તમો ઘણી જવાંમરદીથી લડયા. કાશ તમો ખ્રિસ્તી હોત કે ખ્રિસ્તી થઇ જાઓ. જો તમો આવી રીતે ખ્રિસ્તીઓના ઝંડા નીચે આ આવી રીતે દાદ સુજાઅત આપો તો આજ તમારા

કદમો પર સોના ચાંદીના ઢગ કરી દેવામાં આવશે હરકુલ આઝમ તમારી કદરો મંજેલત કરશે. ખ્રિસ્તીઓ તમને માથા અને આંખો પર બેસાડશે હવે હું તમોને મારી સંગાથે અંતાકીયા લઇ જઇશ પણ જો તમોએ.........અરે આ ઘોડાઓના ટાપુઓના અવાજ ક્યાંથી આવી રહયો છે? શું કોઇ બીજું લશકર આ બાજુ આવી રહયું છે?

અબ્બહમ ચુપ થઇ ગયો. તેના સાથવાળા કાન માંડીને અવાજ સાંભળવા લાગ્યા. ઘોડાંઓની ટાપુઓનો અવાજ સાફ સંભળાઇ રહયો હતો. પ્રથમ તો ખ્રિસ્તીઓ આ અવાજ સાંભળી હેરાન થયા. પરંતુ તરત એવા વિચારથી બેફીકર થઇ ગયા કે, મુસલમાનોની મદદ માટે તો કોઇ નહિ આવતું હોય

અવાજ પળે પળે પાસે આવી રહી હતી. મુસલમાનો પણ કાન માંડી અવાજ સાંભળી રહય હતા. તેમના દીલમાં નજાતની ઉમીદની ઝાંખી કીરણ ચમકી. તેઓએ ધાર્યું કે કદાચ મુસલ- માનોને આ જંગની ખબર મળી હોય અને તેઓ દોડના આવી રહયા હોય, આ વિચારે તેમના ચહેરા પર ખુશાલીનાં ચિન્હો જણાવા લાગ્યા. અને પોતાનો છુટકારો તરતમાં થશે એવો ભરોસો થવા લાગ્યો.

દુન્યામાં ઉમીદજ એક એવી વસ્તુ છે કે જેની હસ્તી પર જીદગીથી કંટાળેલો માણસ પણ એક વખત પાછો કિસમત અજમાવવા તૈયાર થાય છે. જે માણસ લબે ગોર પહોંચી ગયો હોય, અને સક્રાતની ગુપ્તીમાં સપડાઇ ગયો હોય. મોતે તેની રૂહ ખેંચવાનું કામ શરૂ કરી દીધું હોય છતાં તેના સગાવહાલા અને દોસ્તોને હજી પણ તેનો દમ નીકળતાં સુધી એની જીદગીની ઉમીદ રહે છે. અને તેઓ આ ઉમીદ પર ભરોસો રાખી બીમારને બચાવવા માટે તનતોડ કોશીશો કરે છે.

ઉમીદ ફક્ત માણુસો માટે ખુશીનું કારણ નથી. બલકે દરેક પ્રાણી પણ ઉમીદ સેવે છે. જેથીજ મુસલમાનોને પણ પોતાના છુટકા માટે ઉમીદ બંધાઇ. અને એજ ઉમીદે એમના દીલોમાં જરૂર સરખી ખુશી પેદા કરી.



# પ્રકરણ સાતમું.

———(૦)———

## શાહજાદી જયતુન

——•——

વોહ કામત બુલંદ નહિં કયાએ નાજ
યક સરોનાજ હય જો બના હો બરૂએ નાજ

હમણાં અવાજ બહુ પાસેથી આવી રહયો હતો. એમ જણાતું હતું કે ઘોડા ધીમે ધીમે આવી રહયા છે. ઘોડાના ટાપુઓના અવાજ સાથે ખ્રિસ્તીઓના બોલવાનો પણ અવાજ સંભળાઇ રહયો હતો. આ અવાજ સાંભળી ખ્રિસ્તીઓ અને મુસેલમાનો જુદા જુદા અનુમાનો કરવા લાગ્યા હતા. બન્ને ગુંચવણમાં પડયા હતા. એથી એમના દીલોમાં આ ગુંચવણથી ફીકર, અને ફીકરથી ભય પેદા થઇ ચુકયો હતો.

ખ્રિસ્તીઓ અને મુસલમાનો બન્ને જે બાજુથી અવાજ આવી રહયો હતો, આંખો ફાડી આશા નિરાશાની નજરે જોઇ રહયા હતા. આ બાંજુ ધુળ ઉડેતી હોવાથી ચાંદની ઝાંખી પડી ગએલી હોવાથી એ જાણવું મુસ્કેલ થઇ પડયું હતું કે આવનાર કોણ છે ?

ધીમે ધીમે હવાએ ઉડેલી ધુળને દુર ખસેડી મુકી. ધુળ દુર થવાથી આવનાર લશકર સાફ દેખાવા લાગ્યું.

આ વખત ખ્રિસ્તીઓ અને મુસલમાનો માટે દુઃખ અને ચીતા ભરેલો હતો. તેઓ ઘણા ધ્યાનથી આવનાર લશકર જોવા લાગ્યા. આખરે જણાયું કે આવનાર લશકર ખ્રિસ્તીઓનું છે.

અબહમ અને તેના સાથવાળા આ લશકરને જોઇ ખુશ થઇ ગયા. તેમણે ખુશીમાં આવી ખુશાલીના પોકાર કરવા લાગ્યા.

મુસલમાનોની આશાની કીરણ આમ અલોપ થઇ ગઇ. એમણે સબરો શુકર કરી માથું નમાવી લીધું અને ખુદાની મરજી પર રાજી થઇ ગયા.

આવનાર લશકર બીલકુલ પાસે આવી પહોંચ્યું, તે થોડેક છેટે ઉભું રહી ગયું, આવનાર લશકરમાંથી એક માણસે આગળ વધી અબહમ પાસે આવ્યો. અને કહેવા લાગ્યો કે મને એ વાસ્તે મોકલવામાં આવ્યો છે કે આપને પુછી જોઉ કે આપ કોણ છો અને અહીંઆ શા માટે ઉભા છો ?

અબહમને આવનાર માણુસની બોલવાની રીત ઘણી ખરાબ લાગી. પણ તેના પર ધ્યાન ન આપતાં કહયુ પહેલાં તમો કહો કે આ લશ્કર જેના સાથે તમો આવ્યા છો કયાંથી આવી રહયુ છે? કોનું છે? એના સેનાપતી કોણ છે?

આવનાર માણુસે અબહમને ઓળખેલો ન હોવાથી તેને પણ અબહમની વાત ઘણી નાપસંદ લાગી તેણે પણ દરગુજર કરી નરમાસથી જવાબ આપ્યોઃ- આ લશકર હજુર આલીયહ શાહજાદી જમતુનનો છે. મરઅશથી આવી રહયુ છે અને સેનાપતી યુકન્ના છે.

શાહજાદી જયતુન હરકુલ આજમની દીકરી હતી. એની શાદી નસતુરસ સાથે થઇ હતી. હરકુલ આજમે મરઅશ તેને જાગીરમાં આપ્યુ હતું. એ ભરજુવાનીમાં વીધવા થઇ હતી. એનો શોહર નસતુરસ જંગે યરમુકમાં માર્યો ગયો હતો

અબહમ આ દીલી ખુશખબરી સાંભળી ઘણો ખુશ થયો. તેણે કહયુ જહે જહે કીસ્મત આજે શાહજાદી સાહેબના હજુરમાં મુલાકાતનું માન મળશે. પરંતુ આ યુકન્ના કોણ છે?

પેલા માણુસે આશ્ચર્ય સાથે અબહમને જોઇ જવાબ આપ્યો, આપ યુકન્નાને નથી ઓળખતા? આશ્ચર્ય છે. એમને તો આખી દુન્યા સારી રીતે ઓળખે છે. એ બુજર્ગ હસ્તી એ છે જેણે પોતાના ભાઇ યુહન્નાને ફકત એટલા માટે પોતાના હાથે કત્લ કરી નાખ્યો કે તે ઇસ્લામી મજહબની તારીફ કરતો હતો.

અબહમે જલદીથી કહયુ, હું સમજી ગયો એ હલબના બાદશાહ છે. એજને, જીહાં, એ ઘણી મુદત સુધી મુસલમાનોથી લડતા રહયા. પણ જયારે મુસલમાનોએ હલબ ફતેહ કરી લીધુ તો એ અનાકીયહ ચાલ્યા આવ્યા કેમકે હરકુલ આજમને એવી ધાસ્તી લાગી રહી હતી કે રખેને મુસલમાનો મરઅશ પુર હુમલો કરી તેને પણ ફતેહ કરી લે તે માટે તે પણ યુકન્નાને મોકલી શાહજાદી સાહેબાને દારૂસ સલતનતમાં બોલાવ્યા છે. જેથી યુકન્ના શાહજાદી સાહેબાને લઇ અનતાકીયા જઇ રહયા છે.

અબહમ— હું ઘણી મુદતથી યુકન્ના સાથે મુલાકાત કરવા ચાહતો હતો. યુકન્ના ઘણા બહાદુર, અકલમંદ, ચાલાક, સુદબબર અને દુર અંદેશ છે. આજે એમની બરાબરી કરનાર કોઇ નથી. ખ્રિસ્તી ધર્મ પર તેઓ આશીક છે. તેઓ મુલ્ક અને કોમના ખેરખાહ છે. મે એમની ઘણી તારીફ સાંભળી છે.

તેજ માણુસ—બરાહે કરમ હવે આપ કહો કે કોણ છો કયાં તશરીફ લઇ જઇ રહયા છો?

અબહમ— મારૂં નામ અબહમ છે. હું પણ અનતાકીયા જઇ રહયા છું.

પેલા માણુસે આશ્ચર્ય ભરી નજરે અબહમ બણી જોઇ કહયું. અબહમ શું બાદશાહ જબલ્લાહના ફરજંદ-અરજમંદ.

અબહમ—હા હું હમદાનનો પ્રિન્સ છું. યુકન્નાથી મુલાકાત કરીશ.

અબહમ આટલું કહી આગળ વધ્યો. પેલો માણસ અહમ સાથે પાછળ ચાલવા લાગ્યો. આ બન્ને આવનાર લશકરની વચ્ચે પહોંચ્યા. અહીંઆ એક માણસ ઘોડા પર સવાર હતો. આ માણસનો રંગ ધોળો રતાશ પડતો હતો એનો ચહેરો ચાંદનીમાં ચળકી રહયો હતો. એણે જીરેહ બખ્તર ઉપર રેશમી લુગડા પહેરેલા હતા. માથા પર ચળકાટ મારતો સોનાનો તાજ હતો. એની પાસેજ એક માણસ ખ્રિસ્તીઓનો ઝંડો હાથમાં લઇ ઉભો હતો જેનો પરચમ એના માથા પર ઉડી રહયો હતો. અબહમે તેની પાસે જઇ સલામ કર્યો. તેણે સલામનો જવાબ આપ્યો. જે માણસ અબહમ સાથે આવ્યો હતો તેણે અબહમને સંબોધી કહયું:—"આજ હલબના બાદશાહ યુકન્ના છે" પછી યુકન્નાથી અબહમની મુલાકાત કરાવતાં કહયું:—"હજુરેવાલા આ હમદાનના પ્રિન્સ અને બાદશાહ જબલ્લહના ફરજંદ અરજમંદ અબહમ છે."

યુકન્નાએ અબહમથી હાથ મેળવતાં કહયું "મારી દીલી ઉમીદ હતી કે હું બાદશાહ જબલ્લહ અને તેમના મોટા દીકરા અબહમથી શરફે મુલાકાત કરૂં. મસીહના તુફેલથી આપની સાથે મુલાકત થઇ ગઇ. આપ આવતે અહીંઆં શું કરી રહયા હતા?"

અબહમે નરમાસથી કહયું:—પહેલા મને પણ એટલું કહેવાની ઇઝાજત આપો કે મને પણ આપની સાથે મુલાકાત કરવાની દીલી તમન્ના હતી. મેં આપની બહાદુરીના કારનામાં ઘણા સાંભળ્યા છે. હું ભાગ્યશાળી છું કે મારી આરજુ પુરી થઇ અને આપની સાથે આજ અચાનક મુલાકાત થઇ ગઇ. હું અનતાકીયા જઇ રહયો હતો. મારૂં લશકર નરઝએ વાયકની બીજી બાજુ પર હતું. કાલ રાત્રે મારા કાકાનો દીકરો મારી પાસે આવ્યો. અને તેણે ખબર આપી કે પહાડીઆ થોડીક દુર બસો મુસલમાનો પડાવ નાખી પડ્યા છે. હું આ ખબર સાંભળી ખુશ થઇ ગયો. અને મારા લશકરને તરત તે બાજુ કુચ કરવા ફરમાવ્યું, મારો વીચાર તેમને ઉંઘનીજ હાલત પકડી લેવાનો કે કતલ કરી નાખવાનો હતો. પરંતુ તેઓ જાગી ઉઠયા અને ઉઠતાનીજ સાથે લડાઇ આરંભી દીધી તેઓ ફકત બસો હતા. અને મારી સંગાથે એક હજાર લડવઇયા છે. પણ તેઓ એવી જાંફેસાનીથી લડયા કે મારા લશક- રીઓનો તેમના પર કાબુ મેળવવો કઠણ થઇ પડયો. ઘણી મહેનતન અને આલબાઝી બાદ તેઓ મારા કબજામમાં આવ્યા."

યુકન્ના ઘણા ધ્યાનથી અબહમની વાત સાંભળી રહયો હતો. અબહમની વાત પુરી થતાંજ તેમણે પુછ્યું "શું આપે તેમને ગીરીફતાર કરી લીધા?"

અબહમ—દરેકે દરેકને ગીરફતાર કરી લેવામાં આવ્યાં.

યુકન્નાના ચહેરા પર ગમો ફીકરની ચીન્હો દેખાવા લાગ્યા પણ તરત તેણે એ ચીન્હો સંતાડયા અને જોરાવરીની ખુશી જાહેર કરી કહયું. આ કામ આપે ઘણી

બહાદુરીનું કર્યું. પાપાએ રૂમ આપથી ઘણા ખુશ થશે. શું એ ખબર પડી મુસલમાનોના એ નાના લશ્કરનો સરદાર કોણ છે?

અબહમ પોતાની થતી તારીફ સાંભળી ખુશ થઇ ગયો પછી અહંકારથી કહેવા લાગ્યો. આલશ્કરના સરદારનું નામ દર્રાર છે.

યુકન્ના પાછા દીલગીર થયા. આ વખતે એના ચહેરાપર રંજોગમના ચીન્હો એવા સાફ દેખાઇ રહયા હતા કે કોઇપણ માણસ જોઇ શકે. પણ તે પાછો સાવધ થયો. અને આશ્ચર્યથી અબહમને જોઇ કહયું. દર્રાર છે? શું આપે દર્રારને ગીરફતાર કરી લીધો?

અબહમ--જી હાં, દર્રારજ છે. જો આપ તેને ઓળખતા હો તો ચાલીને જોઇલો.

યુકન્ના—આપે ઘણી જવાંમરદીથી કામ કર્યું, આપની આ બહાદુરીથી આખા ખ્રિસ્તીઓ ના મુલકમાં મશહુર કરી દેશે. દર્રાર ખરેખર બહાદુરોનો શેર છે.

અબહમ--જી દર્રારજ શું મારા ધારવા પ્રમાણે બધા મુસલમાનો ખુંખ્વાર શેરો છે, જો હું ચાલબાજીથી કામ ન લઉં તો આ બસો માણસો મારા લશ્કરને મુળાની પેઠે કાપીને ફેંકી દે.

યુકન્ના---એજ વાત છે. દુન્યામાં ફકત એક મુસલમાનોનીજ કોમ છે. જે લડાઇને રમત સમજે છે. મે ઘણી વખત દર્રારને લડતાં જોયો છે. પરંતુ કોઇ દીવસ જીરેહ બખતર પહેરી લડતાં જોયો નથી. તે હમેશાં એક લુંગી પહેરી બાકી ઉઘાડે શરીરે જંગ કરે છે, શું મજાલ કે કોઇ માણસ તેની પાસે તો ચાલ્યો જાય.

અબહમ—ગજબનો માણસ છે. હું તો એને માણસ નથી સમજતો. આજે પણ તે ઉઘાડે શરીરે. વળી ઘોડાની પીઠ પર જીન નાખ્યા વગર બેસી એવી બહાદુરી અને જવાંમરદીથી લડી રહયો હતો. મારા કોઇપણ સવારની તેના પાસે જવાની હીમત થતી નહોતી. ઘણી મહેનત અને કાવાદાવાથી એને બંદીવાન કરવામાં આવ્યો. છતાં બાકીના મુસલમાનો એવા જોશ ખરોશથી લડતા રહયા જેવા કે દર્રારની હાજરીમાં લડી રહયા હતા. મુસલમાનોની હીમત અને બહાદુરી જોઇ હું તેમની તારીફ કર્યા વગર રહી શકયો નહી. ઘણી મુશ્કેલીથી ખુદા ખુદા કરીને એ લોકો ગીરફતાર થયા.

યુકન્ના—મને મુસલમાનોની ઘણો અનુભવ છે. હું પોતે તેમની સાથે લડેલો છું. હું ધારૂં છું કે કુદરતે તેમના અવયવો લોખંડના બનાવેલ છે. હારવું તો તે જાણતાજ નથી, સાચી વાત તો એ છે કે તમોએ ઘણી બહાદુરીનું કામ કર્યું. હરકુલે આજમ તથા ખ્રિસ્તી-આલમ જેટલી પણ તમારી ઇજ્જત અફઝાઇ કરે તે થોડી છે। હવે આપ મુકામ કરશો કે કુચ કરવાનો ઇરાદો છે?

અબ્રહમ—હું તો એ ઇચ્છુ છું કે કોઇ પણ રીતે મારે પાંખો નીકળી આવે અને હું આ બસો મુસલમાન કેદીઓને લઇ ઉડું અને વહેલામાં વહેલી તકે જલદીથી અનતાકીમા પહોંચી જાઉં.

યુકન્ના—તમો સાચું કહી રહયા છો જે વખતે આ ખુંખ્વાર મુસલમાનો અંતાકીયામાં પહોંચી જશે અને ખ્રિસ્તીઓ આ લોખંડના પુતળાઓને નજરે જોશે. તે ચારે બાજુ આપની બહાદુરીનો શોર પેદા થઇ જશે. એક બાજુ હરકુલ આજમ આપના મરતબામાં ચાર ચાંદ લગાવી દેશે તેમ બીજી બાજુ ખ્રિસ્તી દુન્યામાં આપની નામના થઇ જશે. મારા ધારવા પ્રમાણે તમો એમ કરો કે હમણાં એક કાસદ હરકુલ આજમની ખીદમતમાં રવાના કરી દો. તે કાસદ હજુર શાહજાદી સાહબા ખેરીયતથી આવી રહયા છે તથા આ બસો કેદીઓની ગીરફતારીનો હાલ મલકે મોઅજજમને પહોંચાડી દે, એથી શહેનશાહે આજમ તથા બધા ખ્રિસ્તીઓને મુસલમાનો જોવાનો શોક પેદા થશે અને જ્યારે આપ અનતાકીયા પહોંચશો તો આપનો ભારે ધામધુમ સાથે સત્કાર કરવામાં આવશે.

આ વખતે અબ્રહમના લશકરમાં શોરો ગુલનો અવાજ જોર જોરથી થઇ રહયો હતો. અને તે પળે પળે વધુ થતો જતો હતો. અબ્રહમ તથા યુકન્ના આ શોરો ગુલ સાંભળી હેરાન થયા.

યુકન્નાએ કહયું મને લાગે છે કે આ કદીઓ છુટા થઇ ગયા.

અબ્રહમે તરત કહયું ખુદાની કસમ આ સલમાનો શેતાન છે. પ્રથમ તો તે કબજામાં આવતા નથી અને કવચીત જો કબજામાં આવી જાય છે. તો તરત છુટી ભાગી જાય છે. ચાલો તપાસ કરીએ કે આ બુમાબુમ શા કારણે થઇ રહયું છે. જો ખુદા ન ખવાસ્તા કેદી નાસી છુટયા તો મારી બધી આશાઓ અને બધી મહેનતો શાદમાની ખાકમાં મળી જશે.

હવે અબ્રહમ તથા યુકન્ના અબ્રહમના લશકર તરફ રવાના થયા. પળે પળે શોરો ગુલમાં વધારો થઇ રહયો હતો. કોઇનો અવાજ સાફ સંભળાતો નહોતો. જોર જોરથી બોલવું, બુમો પાડવી અને તલવારોનો ઝણકાર સાફ સંભળાઇ રહયો હતો.

ચાંદ અત્યારે પણ ઘણા તેજ સાથે ચમકી રહયો હતો. ચાંદની ચારેકોર ફેલાઇ રહી હતી. પણ જે બાજુ શોરો ગુલ થઇ રહયો હતો તે તરફ ધુળ ઉડવાથી ચાંદની ઝાંખી પડી ગઇ હતી.

યુકન્નાને અબ્રહમ ઝપાટાબંધ આગળ વધી રહયા હતા. જ્યારે તેઓ શોરો ગુલ થતો હતો તેની પાસે પહોંચી ગયા તો તેમણે જંગ થતી જોઇ. એ જોઇ બન્ને આશ્ચર્યમાં પડી ગયા કે લડવાવાળા કોણ છે અબ્રહમને યકીન થઇ ગયો કે જરૂર મુસલમાન કેદીઓ છુટી ગયા. અને તેઓજ જંગ કરી રહયા છે. તે ઘણો

બેચેન થઇ ગયો. તે તરત આગળ વધ્યો. અને પોતાના એક માણસને પુછ્યું કે આ લડાઇ શા માટે થઇ રહી છે. અને તમો કોની સાથે લડી રહયા છો.

પેલા અરબ ખ્રિસ્તીએ માથું નમાવી જવાબ આપ્યો "હજુર ગજબ થઇ ગયો. કોણ જાણે કેવી રીતે બે મુસલમાન કેદીઓ છુટી ગયા. એ બન્નેએ એટલું તોફાન કર્યું કે ખુદાની પનાહ"

અબ્દહમનો ચહેરો ફીકો પડી ગયો તરત પુછ્યું. પછી શું થયુ? શું તે બન્ને મુસલમાનોને ગીરફ્તાર કરી લીધા?

પેલા ખ્રિસ્તીએ જવાબ આપ્યો:—"જી એકને તો ગીરફ્તાર કરી લીધો પણ બીજો નાશી છુટયો છે.

અબ્દહમે ગુસ્સે થઇ કહયું:—નાશી ગયો? ઘણી ખરાબ વાત. નાશી જનાર કોણ હતું.

ખ્રિસ્તી—એક ગુલામ હતો. એનું નામ *સફીનહ છે.

---

= સફીનહ રસુલે ખુદા હજરત મોહંમદ મુસ્તફા સ૦ અ૦ વ૦ ના ગુલામ હતા. હજુરની વફાત પછી તેઓ શામના મુલકમાં જેહાદ માટે આવ્યા હતા. દર્રાર સાથે આ પણ ગીરફ્તાર થઇ ગયા હતા.

---

અબ્દહમ—ઘણાજ અફ્સોસની વાત છે. આવા સખત પહેરા ચોકીમાંથી એક ગુલામ નાશી ગયો. એ છુટી કેવી રીતે થઇ ગયો?

ખ્રિસ્તી—હજુરેવાલા આમ મુસલમાનોમાં શેતાની તાકત છે. બધા કેદીઓને રેશમની મજબુત દોરીએ બાંધેલા હતા. એ બન્ને તાનોએ જોર કરી દોરી તોડી નાખી એ તો ઠીક થયું કે તરત તેમની ખબર લેવામાં આવી નહી તો બધા કેદીઓ છુટાં થઇ જાત.

અબ્દહમે ગજબનાક થઇ કહયું:—મને મારા માણસો ની આવી ગફલત અને લા પરવાહી પર ઘણો અફસોસ છે. દીલ તો ચાહે છે કે પહેરાવાળાઓને સખતમાં સખત સજા કરૂં પણ હું આ વખતે દરગુજર કરૂં છું પરંતુ હવે પછી જરાપણ સુસ્તી જોઇશ તો બધા પહેરેગીરોના માથા ઉડાવી દઇશ. આ શેતાનોની ઘણીજ હોંશીયારીથી દેખરેખ રાખવી જોઇએ.

આ વખતે યુકન્ના પણ અબ્દહમ પાસે આવી ગયો હતો. અબ્દહમે યુકન્નાને કહયું આપે સાંભળ્યું બે કેદીઓએ છુટી આ તુફાન કર્યું એ એમાંથી એક તો પાછો પકડાઇ ગયો અને એક કમબખ્ત નાશી છુટયો.

યુકન્ના—એ લોકો ઘણા ચાલાક અને બહાદુર હોય છે. જેથી એમની દેખરેખ ઘણી હોશીયારી સાથે કરવી જોઇએ.

અબહમ—જી હાં મે પહેરાવાળાઓના સરદારને તાકીદ કરી દીધી છે. ઠીક હવે હું હમણાજ એક કાસદ શાહેનશાહની હજુરમાં રવાના કરી દઉં.

યુકન્ના—હા કાસદ જરૂર રવાના કરી દો.

અબહમે એક ખ્રિસ્તીને બોલાવી કહ્યું. અરફ્અ, તમો ઝપાટાબંધ અંતાકીયા ચાલ્યા જાઓ. અને શાહેનશાહના દરબારમાં પહોંચી હજુર શાહઝાદી સાહેબા ખેરીયતથી આવી રહયા છે તે તથા આ બંસો કેદીઓ ગીરફતર કરવામાં આવ્યા છે એખબર પહોંચાડી દો.

અરફ્એ માથું નમાવી ઘોડાપર સવાર થઇ ચાલવા માંડયું. અબહમે તેને ઉભો રાખી કહયુ જુઓ તમો જે કસબ, કે ગામમાંથી પસાર થાઓ ત્યાં પણ આ મુસલમાન કેદીઓની હકીકત સંભળાવતા જજો. સમઝી ગયા હવે બસ તરત રવાના થઇ જાઓ.

અરફ્અ ઝપાટા બંધ રવાના થઇ ગયો. તેના ગયા પછી યુકન્ના તથા અબહમે પોતપોતાના લશ્કરને મુકામ કરવાને ફરમાવ્યું. મુસલમાન કેદીઓને રેશમની મજબુત દોરીએથી બાંધી એક તરફ જમીન પર બેસાડી દીધા. તેમને ઉઢવા માટે કંઇપણ લુગડું આપવામાં આવ્યું નહિ તે કુદરતના સાવબાન આસમાનની નીચે, ખુલ્લી હવામાં બરફ જેવી ટાઢી જમીન પર બળાપુર્વક બેસાડવામાં આવ્યા. એમની દેખરેખ રાખવા માટે એમની ચારે બાજુ જમીન પર કામળા પાથરી અને ઉપર પણ કામળા બાંધી પહેરાવાળા ગોઠવી દીધા. આ સીપાઇઓએ પહેલાંથીજ માથાથી પગ સુધી ગરમ લુગડાં પહેરેલા હતા અને એ ઉપર ગરમ કામળા ઓઢી લીધા હતા. જેથી ટાઢ કે ટાઢી હવા તેમને કોઇપણ રીતનું નુકસાન પહોંચાડી શકે નહી.

આ લશકરને મુકામ કરે થોડીકજ વાર થઇ હશે કે પુર્વ દિશામાં સવારના ચિન્હ તરીકે અજવાળું થવા લાગ્યું ચાંદની ફીકી પડવા લાગી, આ વખતે બધા સીપાઇઓ ગફલતમાં પડી ઉંઘી રહયો હતો. પક્ષિઓ જે રાત્રીના સમયે થએલી લડાઇના કોલાહલથી ગભરાઇ ઉઠી ગયા હતા. તેઓ ઝાડની લીલી છમ ડાળીઓ પર બેશી ખુદની યાદ કરી રહયા હતા. મુસ્લીમ કેદીઓ આ વખતે પણ જાગી રહયા હતા. સવારની નમાજનો વખત થવા આવ્યો હતો. પરંતુ આજે તેઓ નમાજ અદા કરી શકે એવી હાલતમાં નહોતા. એવી ફીકરથી તેઓ અકળાઇ રહયા હતા. હવે નમાજનો વખત થઇ ગયો. હતો. જેથી મુસલમાનો પોતાના પહેરેગીરોને જગાડવા માંડયા પણ તેઓ પોતાની મીઠી ઉંઘનો ત્યાગ કરી બેદાર થયા નહિ.

અબહમ—ઘણી સારી સલાહ છે. હું હમણા કાસદ રવાના......અરે સાંભળો આ શોર બકોર કેવો થઇ રહયો છે.

જેથી લાચારીએ તેમણે ઇશારાથી નમાઝ અદા કરી. થોડીકવારમાં સુરજ નીકળી આવ્યો. તેની પીળી પીળી કીરણો ઝાડોની ટોંચ તથા તંબુઓના ઉપલા ભાગ પર

પડી સોનેરી ગીલીટનો ભાગ આપવા લાગી. હવે યુકન્ના તથા અબહમના સાથવાળા જાગ્યા અને બન્ને લશ્કરમાં હાલ ચાલ શરૂ થઇ. યુકન્ના તથા અબહમ પણ નીદ્રામાંથી જાગૃત થયા. તેઓ નિત્ય કરમથી પરવારી એક મોટા તંબુમાં બેશી વાતો કરવા લાગ્યા. આ બન્ને વાતોમાં એટલા બધા મશગુલ થઈ ગયા કે એમણે એ પણ ન જોયું કે એક ચોબદાર એમની સામે આવીને કયારનો ઉભો છે. જ્યારે ચોબદારને ઉભા ઉભા ઘણીવાર થઇ અને એ બન્નેમાંથી કોઇએ એની સામે જોયું નહિ તેથી પોતાની હાજરી જણાવવા ખંખાર્યો તરત યુકન્નાએ એની સામે જોઇ પુછ્યું શું છે ? તમો શા માટે આવ્યા છો ?

ચોબદારે માથું નમાવી જવાબ આપ્યો. હજુરે અનવરને શાહજાદી સાહેબાએ યાદ કર્યા છે.

યુકન્ના તરત ઉભો થઇ ગયો. તેણે અબહમને કહયું ચાલો તમો પણ તશરીફ લઇ ચાલો.

અબહમ પણ ઉભો થયો. આ બન્ને તંબુમાંથી નીકળી દક્ષિણ દિશા ભણી ચાલવા લાગ્યા. આ એક મોટું મેદાન હતું જેમાં હાલ આ બન્ને ચાલ્યા જતા હતા. તેઓ થોડેક દુર ગયા હશે કે તેમને એક લાલ રંગનો મોટો તંબુ નજરે પડયો. આ તંબુ પર રૂમી ઝંડો ઉડી રહયા હતો. તંબુની સામે જરદોજી છત હતી એ બન્ને એ સાયબાન નીચે પહોંચ્યા.

લાલ તંબુના દરવાજા પાસે કેટલીક નવયુવાન ખુબસુરત છોકરીઓ હથીયારબંધ ઉભી હતી. તેઓએ ગુલની રંગનો રેશમી પોષાક ધારણ કરેલો હતો. નાજુક કમર પર સાચા કામના પટા બાંધેલા હતા. આ પટા ખેંચીને બાંધેલા હોવાથી પેલી ખુબસુરત છોકરીઓના સીનાનો ઉઠાવ સાફ દેખાઇ આવતો હતો. એમના પટામાં તલવાર લટકી રહી એમના પગ ચુમી રહી હતી એમના નાજુક માથા પર જરદોજી કામની ટોપીઓ હતી. ટોપીઓ પર કલગી લગાડેલી હતી એક એક કલ- ગીઓમાં એકએક હીરો જડેલો હતો. આ પરીજમાલ છોકરીઓના કોટોની કોર જવાહેરાત ટાંકેલા હતા. જેની ચમકથી આ પરીજમાલ છોકરીઓના સૌંદર્યમાં ઠીક ઠીક વધારો થઇ રહયો હતો. આ હુસ્નની પુતળીઓ શાહજાદી જયતુનના બોડીગાર્ડના રસાલાની સવારો હતી. એમણે યુકન્નાને જોઇ પોતાની વફાદારી જણાવવા પોતાનું નાજુક માથું જરા હલાવી નમાવી દીધુ. તેમના કાનોમાં પહેરેલા એરીંગોએ એમના ગોરા ગોરા ગાલ ચુંબી લીધા. યુકન્નાએ એક કદમ આગળ વધી ધીમેથી કહયું:—"હું અને શાહજાદા અબહમ હજુર શાહજાદીના હજુરમાં હાજર થવા ચાહીએ છીએ."

તરત એક છોકરી પોતાના માથાનાને દીલ ફરેબ અદાની સાથે હલાવી તંબુમાં ચાલી ગઇ અને થોડીકવારમાં પાછી આવી. સુરીલા સાદે કહયું "તશરીફ લઇ ચાલો."

યુકન્ના તથા અબહમ આગળ વધ્યા, પેલી છોકરીએ દોડીને તંબુના દરવાજા પર પડેલો પડદો ઉંચો કર્યો. આ બન્ને દરવાજામાંથી થઇ તંબુમાં દાખલ થયા.

આ તંબુ ઘણો મોટો તથા ભપકાબંધ હતો. એના અંદરના ભાગમાં કીમતી ગાલીચા પાથરેલા હતા. એના અંદરનો અસ્તર અતલસનો હતો. જેના પર કાચ ચોંબી ફુલ ભરેલા હતા. તંબુના વચ્ચો વચ્ચ એક કોચ હતો. તેના પાયા નકકર ચાંદીના હતા. કોચથી થોડીદુર ઘણીજ સારી કરસીઓ ગોળાકારમાં ગોઠવેલી હતી. કોચ પર શાહજાદી જયતુન બસદ નાજો અદાથી બેઠેલી હતી.

શાહજાદીએ ઘણુજ હલકા ગુલાબી રંગનો પોશાક પહેરેલો હતો. જેના પર સોનાના તાર વડે ભરત કામ કરવામાં આવ્યું હતું. કોરપર એક એક વેંત સુધી ઘણુંજ સરસ ભરત કામ કરેલું હતું. ઠેકઠેકાણે દીલ પસંદ ફુલ પણ કાઢેલા હતા. જેમાં હીરા અને ઝવેરાત ટંકેલા હતા. આ હીરા અને ઝવેરાત ઝગઝગાટ કરી રહયા હતા. એમની ચમકથી આખો તંબુ ઝગઝગી રહયો હતો. તેના પ્યારા ચહેરા પર બુરકો પડેલો હતો. છતાં પણ તેની ખુબસુરતી ચમકી રહી હતી. જેથી તેના ચહેરા સામે જોવાની કોઇ હીમત કરી શકતું નહિ તેના નાજુક માથા પર અર્ધ ગાળા કારઘાટનો ખુબસુરત તાજ હતો. એ તાજમાં મોટા મોટા લાલ જડેલા હતા. એ લાલ એટલા બધા ચળકાટ મારી રહયા હતા કે જોનારની આંખો અંજાઇ જતી હતી.

યુકન્નાને અબહમ તંબુમાં દાખલ થતાંજ એટલા બધા વાંકા વળી ગયા કે જાણે તેઓ પેલી હુસ્નો જમાલની બેનજીર તસ્વીરને સીજદો કરતા હોય શાહજાદીએ માથાના ઇશારાથી સલામ કર્યો અને ઘણા દીલકશ સાદે કહયું :-દમસીક (યુકન્નાની અટક) તમોએ રાત્રે આ જગાએ મુકામ શા માટે કર્યો? હું જેમ બને જલદીથી અનતાકીયા પહોંચી જવા ચાહું છું. મને ડરે બદીએ મુસલમાનો આવી લાગશે એની ચીંતા રહયા કરે છે.

યુકન્નાએ અદબ અને એહતેરામથી માથું નમાવી જવાબ આપ્યો:-આલીજોહા! રાત્રે જ્યારે આપણે આ મુકામ પર આવ્યા તો આપણને અબહમ મળ્યા. વખતે આપ અબહમથી વાકેફ હશો......

જયતુને વાત અટકાવીને કહયું:-"મેં અબહમનું નામ સાંભળ્યું છે. તેઓ જબલહના પુત્ર છે.

યુકન્ના—હજુરે સારી પેઠે ઓળખ્યા. આ મારી સાથે અબહમજ છે. ને હજુરને સલામ કરવા હાજર થયા છે.

શાહજાદીએ બુરકાના નીચેથી તેજ નજરે અબહમને જોયો. અબહમે સીજદામાં પડી સલામ કર્યો. શાહજાદીએ પોતાનું નાજુક માથું હલાવી સલામનો જવાબ આપ્યો,

અને સુરીલા અવાજે કહયું:–" હું અબહમને જોઇ ઘણી ખુશ થઇ. એમના વાલીદ બુજર્ગવાર ઘણાજ બહાદુર, ખાનદાન હરકલીયહના હમદર્દ અને રૂમી તાજના વફાદારોમાંથી છે.

અબહમે માથું નમાવી જવાબ આપ્યોઃ– હજુર! આપ આપના વફાદારોને ખુબ યાદ રાખો છો હું અને મારા પીતાજી હજુરેવાલા અને હજુરના વાલીદના ફરમાંબરદ રો છીએ.

જયતુન—આપ બન્ને સાહબ ઉભા શા માટે છો? તશરીફ રાખો.

યુકન્ના તથા અબહમે ઘણા અદબથી સલામ કરી કુરસી પર બેસી ગયા.

શાહજાદીએ કહયુંઃ– દમરતક તમારે રાત્રે મુકામ કરવો નહોતો. અહીંથી મુસલમાનોનો મુકામ પાસેજ છે.

યુકન્ના—હજુરેઆલી! આપણા આવતાં પહેલાં અબહમે બસો મુસલમાનોને કેદ પકડયા હતા.

શાહજાદીએ આશ્ચર્યની નજરે યુકન્નાને જોઇ કહયું:–"બસો મુસલમાનોને ગીરફતાર કર્યા? એ મુસલમાનો અહીં કેવી રીતે આવી લાગ્યા?"

યુકન્ના-સાંભળવામાં આવ્યુ' છે કે એ લોકો હુમલો કરવા જઇ રહયા હતા. રાત્રે આ જગાએ મુકામ કર્યો. અબહમને ખબર થઇ. તેમણે આવી બધાને ગીરફતાર કરી લીધા.

જયતુન—આ મુસલમાનો પણ આફતના પર કાલા છે. હજી કાલેજ મે સાંભળ્યું હતુ' કે એ લોકો હલબમાં પડેલા છે. અને આજ અહીં કુદી આવ્યા. વળી એ પણ મરઅશ પર હુમલો કરવા માટે (અબહમને સંબોધી) આપે ઘણી બેહાદુરીનુ' કામ કર્યુ બસો મુસલમાનોને કેદ કરવા એ અચ'બાનુ' કામ છે. એ લોકો એવા બહાદુર હોય છે કે બસો તો શુ' પણ બે આદમીઓને કેદ કરવા આશ્ચર્ય ભરેલું કામ છે.

અબહમ શાહજાદીની જબાને પોતાના વખાણ સાંભળી ખુશ થઇ રહયો હતો. તેણે કહયુ આલીજાહા. મુસલમાન એટલા બધા બહાદુર નથી. જેટલા આપના જાનીસાર ખ્રિસ્તીઓ. ખ્રિસ્તીઓ વગર કારણે એમનાથી ડરવા લાગ્યા છે. હજુરના ફરમાંબરદારોમાં એવા બહાદુરો મોજુદ છે જે એકલા એક એક હજાર મુસલમાનોને પુરા પાડે.........

જયતુન—અબહમ એ વાત નથી. મુસલમા- નોથી વધુ બહાદુર બીજી કોમ દુન્યામાં નથી. શું તમો યરમુકનો બનાવ ભુલી ગયા......આ યરમુકનો બનાવ હુ જીવીશ ત્યાં સુધી યાદ રહેશે.

અબહમ—હુ' દીલગીર છુ કે મારી વાત ચીતથી હજુરને પેલા કરણ બનાવની યાદ તાજી થઇ આવી જેમાં હજુરના સાભાગ્યનો નાશ થઇ ગયો હુ' ઘણો પસ્તાઉં'...

જયતુન—પસ્તાવવાની જરૂર નથી. યરમુકમાં દસ લાખ ખ્રિસ્તીઓ હતા.

મુસલમાનો બધા મળી ત્રીસ હજાર હતા. નસતુરસ (જયતુના પતીનું નામ) એમજ કહેતા રહયા કે ફતેહ અમારી થશે. હું પણ એમજ ધારતી હતી. પરંતુ વાલનાકામી, અમારી પુરી હાર થઇ. મુસલમાનો કામયાબ થયા. જ્યાં મારી મસર્રત વ શાદમાનીનો આફતાબ યરમુકમાં અસ્ત પામ્યો ત્યાં ખ્રિસ્તીઓની તરક્કી પણ પડતીના ગ્રહણમાં આવી ગઇ છે.

અબહમ—હજુરે સાચું ફરમાવ્યું. નસતુરસ મરહુમ......જયતુનના દીલ પર નસતુરસનું નામ વારેઘડીએ લેવાથી ચોટ લાગી એને પોતાનો મરહુમ શવહર યાદ આવ્યો. તેણે વાત કાપી કહયું:–'અબહમ એ વાતને રહેવા દો. જો કે મરહુમને મરે મુદત થઇ ગઇ છે. છતાં હજી પણ એમનું નામ મારા આગળ લેવામાં આવે છે. તો બેઅખત્યાર મારૂં દીલ ભરાઇ આવે છે."

અબહમ ખામોશ થઇ ગયો. જયતુને યુકન્નાને સબોધી કહયું:–દમસ્તક મેં કોઇ પણ વખતે મુસલમાનોને જોયા નથી. જેથી ચાલો આજે અમારી સંગાથે ચાલી તેમને જોઉં.

યુકન્ના—હજુરે અનવર મુસલમાન અવીવેકી, સરકશ, અને બીહામણા હોય છે. જેથી કઇ એવો બનાવ બને કે તે કોઇ એવી હરકત કરી બેશે કે જેથી હજુરને રંજ થાય.

જયતુન—મને એમને જોવાનો શોક છે. જેથી શોકની ખાતર એમનુ. અવીવેકીપણું બરદાસ્ત કરી લઇશ.

યુકન્ના—બહુ સારૂ, જો હુકમ આપો તો કેદીઓને હજુરે આલીના તંબુની સામે હાજર કરવામાં આવે.

જયતુન—ઠીક એમ કરો.

યુકન્ના ઉભો થયો. અને પીઠ ફેરવ્યા વગર તંબુની બહાર નીકળી ગયો જયતુને અબહમને કહયું હું તેને જોવા ચાલું છું કે જેના માણસે મને બે વાર (વીધવા) કરીને મારા મસરરતોના સુર્યને ગુરૂબ કરી દીધો.

અબહમ—અફસોસ. દુન્યામાં કોઇ પણ માણસ ગમો ફીકરથી ખાલી નથી. કાશ નસતુરસ મરહુમ યરયુક જતે નહિ.

જયતુન—મરહુમને એમની કજા (મોત) લઇ ગઇ હતી...આહ......પાકમાં (હજરત મરયમ) મને સબરો જબ્ત આપે.

જયતુન દીલગીર થઇ ચુપ થઇ ગઇ. એની એવી હાલતમાં બેઠાં થોડીકજ વાર થઇ કે યુકન્ના પાછો આવ્યો. અને કહયું હજુરના હુકમની તામીલ થઇ ગઇ છે. કેદીઓ તંબુની બહાર ઉભા છે.

શાહજાદી બસદનાજ સાથે ઉભી થઇ અબહમ પણ તરત ઉભો થઇ ગયો. શાહજાદી નાજથી ધીમે ધીમે ચાલવા લાગી. તે એટલી બધી નાજુક હતી કે ચાલતાં

ચાલતાં લચકી જતી હતી. ઝુકન્ના તથા અબ્બહમ પણ તેની પછવાડે ચાલવા લાગ્યા જે વખતે એ બધા તંબુમાંથી બહાર આવ્યા તેમને જોઇ બાડી ગાર્ડની છોકરીઓએ પોત પોતાની નાની તલવારો મ્યાનમાંથી બહાર કાઢી પોત પોતાના ખભા પર મુકી દીધી. અને શાહજાદીની પાછળ એકદર પાછળ એક લાંબી લાઇનમાં ઉભી રહી ગઇ.

મુસલેમાન કેદી એ તંબુની સામે હતા. શાહજાદીના ઇશારાથી તેમને તંબુના સાયબાન નીચે લાવવામાં આવ્યા. આ કેદીઓ રેશમની મજબુત દોરીએ જકડેલા હતા. એક એક કેદી સાથે બબે ખ્રિસ્તીઓ હતા એ સિવાય તંબુની બહાર કેદીઓની દેખરેખ રાખવા માટે બસો ખ્રિસ્તીઓ હથીયાર બંધ તઇયાર ઉભા હતા.

શાહજાદી ગોરથી કેદીઓને જોવા લાગી.

મુસલમાનોએ શાહજાદીને તથા તેના બાડી ગાર્ડની ખુબસુરત છોકરીઓ જોઇ તેઓ આ છોકરીઓ તથા તેના તેમનો સાજો સામાન જોઇ અચરજ પામ્યા. શાહજાદી અને તેના અંગરક્ષક છોકરીયોની પોશાકના ઝગઝગાટથી એમની આંખોમાં ચકાચોન્દ પેદા થઇ ગઇ.

શાહજાદીની નજર બધા કેદીઓ પર ફરી કયસના ઉપર પડી એ તેને ઘણીવાર સુધી જોતી ઉભી કયસ માથું ઝુકાવી ઉભો હતો શાહજાદી એને ધ્યાન પુર્વક જોઇ રહી હતી. અબહમે કહયું જનાબેવાલા આ નવજુવાન ઘણોજ બહાદુર છે. એણે અત્રે ઓછામાં ઓછા આશરે ૫૦ પચાસ જવાંમર્દોને મોતના પંજામાં મોકલી દીધા.

શાહજાદી ચોંકી પડી એણે કહયું હુ પણ એજ જોઇ રહી હતી કાશ એ ઇસાઇ થઇ જાય જરા એ જવાનને મારી પાસે બોલાવો.

અબહમે ઇશારો કર્યો કયસને પહેરાવાળા લઇ આગળ વધ્યા અને શાહજાદીના પાસે આવી ઉભા રહી ગયા. શાહજાદીએ અરબી જબાનમાં કહયું નવજુવાન તમારૂં નામ શું છે.

કયસે માથું ઝુકાવેલું રાખીને જવાબ આપ્યો. પરદેશી, લાચાર, મજલુમ

શાહજાદીએ મુસ્કુરાઇને કહયું. આ કોઇ નામ ન કહેવાય. મહેરબાની કરી તમારૂં અસલી નામ કહો.

કયસ—મારૂં નામ કયસ છે.

જયતુન—કેવું મજાનું નામ છે. તમારી સુરત પણ ભોલી અને દીલફરેબ છે. કયસ આ મુમકીન નથી કે તમો ખ્રિસ્તી થઇ જાઓ?

કયસ—એમ ન થઇ શકે.

જયતુન—કયસ જો તમો ઇસાઇ (ખ્રિસ્તી) થઇ જાઓ તો મરઅશની જાગીર જે શહેનશાહે આઝમે મને આપી છે. હું તમોને સોંપીશ. એ સીવાય તમોને અખતેયાર આપવામાં આવે છે કે તમારી મરજી પડે એ છોકરી સાથે શાદી કરી લો.

કૈસ—જમીનનો માલીક ખુદા છે. તે જેને ચાહે છે તેને આપે છે અને તેને માલીક બનાવી દે છે. ઓરતોની ખુબ સુરતી ચંદ રોજની છે. જર જમીન જન (ઓરત) ફીતના, ફીસાદની જડ છે. કોઈ અકલમંદ માણસ મજહબની તબદીલી એચીજોથી કરી શકે નહી.

અબહમે કૈસને સંબોધી કહ્યુ. કૈસ, અદબ અને માનને ખયાલમાં રાખો. તમો શાહજાદી જયતુન અજીમે રૂમની દીકરીના હજુરમાં ઉભા છો.

કૈસે નજર ઉંચી કરી હુરે તીલઅત જયતુનને જોઇ. ખુબ *સુરતીના કીરણો નીકાબમાંથી બહાર નીકળી રહ્યા હતા. એણે તેના રૂખે જેબા પર એક ઉડી નજર નાખી

જયતુને કહ્યું "કૈસ મારી તમન્ના છે. કે તમો ખ્રિસ્તી થઇ જાઓ. ખ્રિસ્તી થઇ જવાથી તમારો બાદશાહ જેવો સત્કાર થશે ખ્રિસ્તીઓ તમને માથા અને આંખો પર બેસાડશે. કહો મંજુર છે."

કૈસ—શાહજાદી સાહેબા, આમ ન થઇ શકે, હું મારો ધર્મ કોઇ પણ રીતે બદલી શકતો નથી.

જયતુન—અફસોસ સારૂં તમો ખુબ વીચાર કરી લો. જો કોઇ વખતે તમારો ઇરાદો ખ્રિસ્તી થવાનો થઇ જાય તો તરત મને ખબર આપજો.

જે કંઇ મે કહ્યું છે તે પુરૂં કરવા હર હમેશ તઇયાર રહીશ.

હવે શાહજાદીએ કેદીઓને પાછા લઇ જવા ઇશારો કર્યો કેદીઓને પહેરાવાળા કેદીઓને પહેરાવાળા કેદીઓને પાછા લઇ ચાલ્યા ગયા. સંબોધી કહ્યુ "સાંભળ્યું છે કે રાત્રે કોઇ કેદી નાશી ગયો છે. જેથી ધારતી રહે છે કે તે મુસલમાનોના લશકરને લઇ આવે જેથી હવે અહીઆં એક પળ પણ મુકામ કરવો જોખમ ભરેલો છે. જેથી તરત કુચ કરી દો.

યુકન્નાએ હુકમ માથે ચડાવી સર ઝકાવી લીધુ શાહજાદી તંબુમાં ચાલી ગઇ યુકન્નાએ તરત કુચનો હુકમ સંભળાવી દીધો. લશકરે રવાનગીની તઇયારી કરવા માંડી તંબુઓ ઉખેડી ટટ્ટુઓ પર લાદવામાં આવ્યા. સીપાઇ શસ્ત્ર સજી તઇયાર થઇ ગયા. અને બપોર થતાં પહેલાં આ લશકર અના તરફ કુચ કરી ગયુ.



# પ્રકણ આઠમું

—(૦)—

## અઝરા ગુમ.

તુમ્હી તો થે જો કે ખ્વાબ મેં થે,
તુમ્હી તો થે જો ખ્યાલમેં થે.
કહાં ગએ આંખમેં સમાકર,
કીધર ગયે મેરે દીલમેં આકર.

જે વખતે કયસ રૂખસત થયો અને હુરવશ અઝરાએ તેને તંબુના દરવાજા પર ઉભા રહી રૂખસત કર્યો એ દરવાજામાં ઉભી રહી ઘણી વાર સુધી તેને જોતી રહી. જ્યારે તે નજરે દેખાંતો બંધ થયો તો એકા એક એના રદયમાં બેચેની પેદા થઇ. આંખોમાં આંસુ ભરાઇ આવ્યા. ચહેરાનો ગુલાબી રંગ ઉડી ગયો એ એટલી બધી બેચેન થઇ કે તે કયસને પાછો બોલાવી સાદ પાડે અને જંગ પર ન જવા વીનવે. પણ તેણે સબર કર્યો અને ખરા અંત કરણથી કયસની સલામતી માટે દુઆ માંગી.

સલ્માએ અઝરાની આ હાલત જોઇ એણે ધીમેથી કહ્યું. અઝરા હોશીયાર થાઓ. લયલા પણ આ વખતે પાસેજ ઉભી હતી તેણે સલ્માને સંબોધી પુછયું "સલ્માં શું છે."

સલ્માએ તરત જવાબ આપ્યો "કંઇ નહિ. હું તો અઝરાને તંબુમાં ચાલવા માટે કહી રહી હતી.

લયલા—હા ચાલો.

હવે આ ત્રણે તંબુમાં પાછા વળ્યા. લયલા અને સલ્માનો તો જમણુ તઇયાર કરવાના કાર્યમાં લાગી. અને અઝરા આમીર પાસે જઇ બેઠી અને થોડી વાર પછી પોતાના તંબુમાં ચાલી ગઇ.

બપોર થઇ અને બધા જમવ બેઠા તો અઝરાએ માથું દરદ કરે છે એવું બહાનું કાઢયું. લયલા બેચેન થઇ ગઇ. કારણ આ એની એકજ દીકરી હતી તે એને પોતાની આંખનું નુર ઘરનું અજવાળું, અને નજરની રોશની સમજતી હતી. જો કોઇ વખતે અઝરાની તબીયત ખરાબ થઇ જતી તો લયલા આખી આખીરાત તેના પલંગ પર બેશી વિતાડી દેતી.

અઝરા એક જુદા તંબુમાં ખામોશ પડી હતી. લયલા તેની પાસે આવી. અને પુછયું. દીકરી આજ તારી તબીયત કેવી છે ?

અઝરા બેઠી થઇ ગઇ તેણે કહયું "હું બીલકુલ સારી છું, આપ કંઇ ફીકર ન કરો, ફક્ત મારા માથામાં દરદ છે."

લયલા—દરદ ક્યારથી છે ?

અઝરા—હમણાજ શરૂ થયું છે.

લયલાએ અઝરાની નાડી જોઇ. બદન પર હાથ મુકયો. તેણે કહ્યું. આતો તારૂં શરીર પણ ગરમ છે. કંઇ તાવ તો નથી આવ્યો ?

અઝરા સારી પેઠે વાકેફ હતી કે એની મા મારી જરા પણ તકલીફથી પરેશાન થઇ જાય છે. જેથી તરત એણે કહ્યું ના ઉમ્મીજાન મને તાવ આવ્યો નથી.

લયલા—તુ કહે છે કે તાવ નથી મને તો લાગે છે તને તાવ આવ્યો છે. હું તારા અબ્બાને બોલાવી દેખાડું છું.

અઝરા—આપ ફઝુલ પોતે પરેશાન થાઓ છો, અને બીજાઓને પણ પરેશાન કરો છો. હું બીલકુલ તંદુરસ્ત છું.

લયલાએ પ્યારથી તેના માથા પર હાથ ફેરવતાં કહ્યું મારી વહાલી દીકરી તેં ખાધુ કેમ નહી.

અઝરા—મને ભુખ નહોતી. હવે જો આપનો હુકમ હોય તો જમી લઉં.

લયલા—હા તારી મરજી પડે એટલું ખાઇ લે જેથી મને ચેન પડે.

અઝરા લયલા સાથે આવીને બેસી ગઇ બન્નાએ જમી લીધું જમીને તે પાછી પોતાના તંબુમાં ચાલી ગઇ.

આમીર પોતાની સાથે કેટલાક તંબુ લાવ્યો હતો. એક તંબુમાં એ પોતે તથા લયલા રહેતા હતા. બીજામાં કયસ. ત્રીજામાં સલ્મા અને અઝરા. ચોથામાં ગુલામ.

અઝરા તંબુમાં આવી તરત આડી પડી ગઇ. આડા પડતાંજ તેને કયસ યાદ આવી ગયો. એના કલેજામાં કોઇએ મુક્કો માર્યો હોય તેમ થયું. તે બેચેન થઇ ગઇ. એના નાજુક હોંઠો સુકાવા લાગ્યા. આમ તેમ પાસા ફેરવવાથી તેના દીલ ફરેબ કાળા અને લાંબા વાળ આમ તેમ છુટા પડી ગયા. કેટલીક બેઅદબ લટો તેના ચાંદ જેવા ચહેરા પર આવી પડી જે બીલકુલ એવી દેખાઇ રહી હતી કે જાણે ચાંદ પર કાળી વાદળી આવી ગઇ હોય. તે એવીજ રીતે પડેલી હતી કે સલ્મા આવી પહોંચી. તેણે આવતાંની સાથેજ કહ્યું "આ તમોએ શોકગ્રસ્ત સ્ત્રીઓની જેવી સુરત કેમ કરી છે ?

અઝરા બેઠી થઇ ગઇ. તેણે કહ્યું, સલ્મા, આ વખતે મારૂં દીલ બહુ બેચેન છે.

સલ્મા અઝરાની પાસે બેસી ગઇ. તેણે હસીને કહ્યું:-કયસની યાદ સતાવી રહી હશે. જો એ વાત હતી તો તમોએ એને જવાજ કેમ દીધો ?

અઝરાએ ભોળી સુરત કરી કહ્યું:—"શું મારા અખત્યારની વાત હતી. મેં તો ઘણુએ ના કહી. પરંતુ તેઓએ ન માન્યું."

સલ્માએ કહ્યું એમણે તમારૂં કહેવું ન માની જંપ કરવા ચાલ્યા ગયો. તો તમારે પણ તેમની સાથે ચાલ્યું જવું હતું.

અઝરા—કાશ હું સંગાથે જાત......પણ ના હું તેમની સંગાથે જઇ શકતી નહોતી......આહ તેઓ મારૂં કહેવું માની લેતે.........

શોખવશરીર સલ્માએ શોખીથીમુસકરાઇ કહયું જ્યારે તેમણે તમારૂં કહયું ન માન્યું તમો તેમનો ખ્યાલ શા માટે કરો છો ?

અઝરા—હું હ્રદયના હાથે મજબુર છું

સલ્મા—એવું હ્રદય શા કામનું જે પોતાના અખત્યારમાં ન રહે.

અઝરા—કાશ ! મારૂં દીલ મારા કબજામાં હોત. સલ્મા વખતે ગમના બોઝથી હું ગાંડી ન થઇ જાઉં.

સલ્માએ અઝરાને મહોબતથી આવેશમાં આવી બાથમાં ભીડી. ગુલાબના ફુલ જેવા ગાલ ચુમી કહયું:-ગાંડા થાય તમારા દુશ્મન. ચાલો કાકી પાસે જઇએ, તેઓ અરબ ખાતુનોને મળવા જનાર છે. ત્યાં તમારી તબીયત ખુશ થઇ જશે.

અઝરા કંઇ જવાબ આપવા જતી હતી એવામા લયલા આવી પહોંચી. તેણે આવતાંજ કહયું અઝરા, ચાલો, અરબ ખાતુનોથી મળી આવીએ. સલ્મા તું પણ ચાલ.

સલ્મા—જી. ચાલો. બહેન અઝરા પણ ચાલવા માટે તઇયાર છે.

અઝરા—સાચી વાત તો એ છે કે મારૂં દીલ કંઇપણ જવા ચાહતું નથી. પણ આપના હુકમની તાલીમ કરવા તઇયાર છું.

લયલા—અઝરા તું એવી કેમ થઇ ગઇ. આ તારી.........અઝરાએ વાત અટકાવીને કહયું "ચાલો હું પણ આવું છું."

અઝરાએ પોતાના વાળ ઠીક કર્યા. ઓઢણી પર ધોળી ચાદર ઓઢી. સલ્માએ પણ ચાદર ઓઢી લીધી. લયલા પ્રથમથીજ ચાદર ઓઢીને આવી હતી. આ ત્રણે તંબુમાંથી બહાર નીકળી દક્ષિણ દિશા ભણી એક મોટા મેદાન તરફ પોતાના શરીરને ચાદરો સંતાડી ચાલતી થઇ.

મુજાહેદીન સાથે તેમની ઓરતો પણ હતી, એમની ઓરતો માટે એક મોટા મેદાનમાં કેટલાક તંબુઓ એવી રીતે ઉભા કરવામાં આવ્યા હતા તેઓ એક ઠેકાણે હોવા છતાં જુદા જુદા હતા આ મેદાનમાં વચલા ભાગમાં ઉંટોના ચામડાનો એક મોટો તંબુ હતો તેમાં બધી ઓરતો ભેગી થઇ નમાજ અદા કરતી હતી.

આ પરદા વાળો તંબુ આમીરના તંબુથી લગભગ ચાર ફર્લાંગ દુર હતો. લયલા, અઝરા, અને સલ્મા તંબુમાં દાખલ થઇ. એ તંબુ ખોલહનો હતો.

ખોલાહ ઝર્રારની સગી બહેન હતી, તે ઘણીજ ખુબસુરત, નવજુવાન, પુરજોશ, બહાદુર, અને અકલમંદ હતી, યરમુકના મુકામ પર જ્યારે ખ્રિસ્તીઓએ મુસલમાનો પર સખત હુમલો કર્યો, અને મુસલમાનો હારીને નાસવા લાગ્યા તો એમણે માથા પર ચાદર બાંધી લઇ જંગની આગમાં કુદી પડયા અને ઘણી બહાદુરીથી લડયા. એમને

આવી રીતે લડતાં જોઇ બીજી ખાતુનો પણ માથા પર ચાદર બાંધી ખોલાહની સાથે રહી ખ્રિસ્તીઓની સાથે લડવા લાગી. આ ખાતુનોએ ઘણા ખ્રિસ્તીઓને મારી ધુળ ચાટતા કરી મુકયા તે લડાઇમાં ખોલાહએ ઘણી બહાદુરીનું કામ કર્યું હતું તેજ વખતથી ખોલાહની દરેક મુસલમાનના દીલમાં ઇજ્જત તથા મહોબત કાયમ થઇ ગઇ હતી. તે એ લડાઇથી આખા લશ્કરમાં મશહુર થઇ ગયા હતા.

ખોલાહ પોતાના ભાઇ દરાર સાથે આ મુલકમાં આવી હતી, આ બન્ને ભાઇ બહેનોમાં બહુજ મહોબત હતી એવી મહોબત કે જેનો દાખલો આપવો મુશ્કેલ છે.

આ વખતે ખોલાહ પાસે ઘણી ખાતુનો બેઠી હતી. તેમાં એક તો ઉમ્મે તમીમ હતા!

ઉમ્મે તમીમ, હજરત ખાલીદની બીબી હતાં. એ ઘણા બહાદુર અને અકલમંદ હતા એક વખતે એમના શવહર ખાલીદને ખ્રિસ્તીઓએ કનસરીન * ના પાસે ઘેરી લીધા હતા. એમણે ખબર સાંભળી બેતાબ થઇ ગયા અને એકલાજ હથીયાર સજી ઘોડેસવાર થઇ રવાના થઇ ગયા અને ત્યાં પ્હોંચી રૂમીઓના લશકર પર હુમલો કરી દીધો. એમની આ જવાંમર્દી અને દીલેરી અને તેમની તેજ તલવારે ઘણા ખ્રિસ્તીઓને પુરા કરી નાખ્યા. ખ્રિસ્તીઓ એમનાથી ડરવા લાગ્યા. તેઓ લડતાં લડતાં હખાલીદ પાસે પહોંચ્યા, હખાલીદ ના સાથે રહે એટલીવાર લડતા રહયા કે મજાહેદીન ઈસ્લામ તેમની મદદે આવી પહોંચ્યા. એમની આ બહાદુરી અને દીલેરીએ આખા લશકરમાં મશહુર થઇ ગયા હતા.

બીજી ઉમ્મે અબાન હતા. એ પણ નવજવાન અને ખુબસુરત હતા, પણ ઘણાજ બહાદુર દીલેર અને બીક વગરના હતા. એમના શવહર દમશકમાં શહીદ થઇ ગયા હતા. અબાનને તુમાએ શહીદ કર્યા હતા. તુમા હરકુલ આજમનો બીજો જમાઇ હતો. ઉમ્મે અબાન પોતાના શવહરના શહાદતની ખબર સાંભળી જોશે ગઝબમાં ભરાઇ ગયા. તે જંગની આગમાં કુદી પડયા અને ઘણા ખ્રિસ્તીઓને કતલ કરી નાંખ્યા. અને બહાદુરીથી લડતાં લડતાં તુમાની સામે જઇ પહોંચ્યા. લાગ જોઇ તેનાં પર હુમલો કરી તેની એક આંખ ફોડી નાખી. જેથી તુમા લશકરમાંથી નાઠો. જેથી તેનું લશકર પણ નાશી છુટયું. આવી રીતે ખ્રિસ્તીઓની હાર થઇ. એમની આવી બહાદુરી, દીલેરી અને જુરરતે ઇસ્લામી લશકરમાં મશહુર થઇ ગયા. બધા લશકરીઓ અદબ અને માન સાથે તેમના નામ લેતા અને તેમના કારનામા બયાન કરી તેમના વખાણ કરતા ત્રીજા અઝીરહ હતાં એ પણ ઘણા અકમંદ,

* કનસરીનની ફતેહ અને ઉમ્મે તમીમની બહાદુરી ભરી જંગને હાલ અઠવાડીક ઇન્સાફમાં રજુ થઇ ચુકયો છે. તે વાંચવા ભલામણ કરવામાં આવે છે. એ વાર્તાનું નામ સઇદ–શીલ્પાના છે. પી બી.

દુર ઋ'દેશ અને ગજબના બહાદુર હતા. જ્યારે મુસલમાનો દમશકથી અજનાદેન તરફ રવાના થયા, આ વખતે ખાતુનો પાછળ રહી ગઇ. ખ્રિસ્તીઓએ તેમને ગીરફતાર કરી લીધી. અઝીરહ જોશો ગજબમાં આવી ગયા એમણે જોશ દેવડાવી મુસ્લીમ ખાતુનોને લડાઇ માટે તઇયાર થવા કહયું. એમણે ઝટ ખ્રિસ્તીઓ પર હુમલો કરી દીધો ખ્રિસ્તીઓ હેરાન થઇ ગયા. જ્યારે તેમના ઘણા માણસોને મુસ્લીમ ખાતુનોએ મારી નાખ્યા ત્યારે બાકી જીવ બચાવવા નાશી છુટયા. જેથી અઝીરહનો તેજ વખતથી બધા લશકરમાં પ્રખ્યાત થઇ ગયા હતા. બધા મુસલમાનો તેમનો એહસાન માનવા લાગ્યા. એવી તો ઘણી ખાતુનો, હમીદા, સાબેરા અને જાહેદા વગેરે બેઠા હતા.

આ બધી ખાતુનો લયલા, અઝરા, અને સલ્માને જોઇ સત્કાર કરવા માટે ઉભી થઇ. તેમણે ઘણી મસરરત અને હસમુખે એમનો ઇસતકબાલ કર્યો. પ્યારો મહોબતથી મળી સલામ દુઆ થઇ. ખેરો આફીયત પુછવામાં આવી.

ખોલાહએ અઝરાને પોતાના સીનાથી દાબી તેના ગુલાબી ગાલ ચુમી લીધા. અઝરા શરમાઇ ગઇ. ખોલાહએ કહયુ વાહ વાહ શરમાઇ ગયા. મારી ખુબસુરત બહેન તમો કેટલા બધા શરમાઉ છો? તમારી સુરત કેવી પ્યારી છે. ચશમે બદદુર દીલ તો એજ ચાહે છે કે તમને જોયાજ કરૂં.

અઝરા વધુ શરમાઇ ગઇ, હવે એ બધી ખાતુનો બેશી ગઇ. ખોલાહએ અઝરાનો હાથ પકડીને પોતાની પાસે બેસાડી લીધી. ઉમ્મે તમીમે લયલાને સંબોધી કહયું, બહેન માફ કરજો તમને મળવા આવી શકી નહિ હવે આવવાનો ઇરાદો કરી રહી હતી કે તમો આવી ગયા.

લયલાએ હસીને કહયું. જી કેમ નહિ તમો તો જરૂર મારી પાસે આવતે એ તો મો દેખાની મહોબત હતી દીલ ન માન્યું દોડતી ચાલી આવી.

ઉમ્મે અબાને મુસકુરાઇને કહયું:—"લયલા ઉમ્મે તમીમ સારૂં કહી રહયા છે. અમો બધા તમારી પાસે આવવા તઇયારી કરી રહયા હતા."

લયલાએ મુસકરાઇને કહયુ "જી તમો એમની પાસે બેઠા છો એટલે એમના તરફજ બોલશો."

ખોલાહએ હસીને કહયું. 'તમોએ બધા જે જુઠા ઠેરવ્યા. સાચી વાત એ છે કે અમો બધા તમારી પાસે આવનાર હતા."

લયલા પણ હસી પડી. અને કહેવા લાગી. "બહેન માફ કરજો મને તમારી વાત પર ભરોસો કરવા દીલ ના કહે છે કારણ કે હજરાત ખુબ- સુરત આદમી જરા ઓછું સાચુ બોલે છે.

શુખ વશરીર સલ્માએ હસીને કહયું "ખુદાનો શુક્ર છે કે હું ખુબસુરત નથી નહી તો ચચીજાન મારોપણ ભરોસો કરે નહી."

સલ્માની આ વાતથી બધી ખાતુનો હસી પડી ખોલાહએ અઝરા તરફ જોઇ મુસકરાતાં કહયું "આપણા બધામાં સૌથી વધુ ખુબસુરત બ્હેન અઝરા છે એ હિસાબે એજ સઉથી ઓછું સાચુ બોલતા હશે. કેમ અઝરા એજ વાત છે ને"

અઝરા શરમાઇ રહી હતી એની મોટી મોટી શરમથી ભરેલી આંખો નમતી હતી, એણે મુસકરાઇ ખોલાહ સામે જોતાં કહયું "દરેક માણસ જેવો પોતે હોય છે તેવોજ બીજાને ધારે છે."

ખોલાહ બે અખત્યાર હસી પડી એણે લયલાને સંબોધી કહયું "લો ફેસલો થઇ ગયો. કેમકે તમો પણ ખુબસુરત છો. અને પોતે ઓછું સાચ બોલો છો. એટલા માટે તમો સમજો છો કે બધા માણસો સાચ ઓછું બોલે છે."

આ વાત સાંભળી બધી ખાતુનો પાછી હસી પડી. ખોલાહએ અઝરાની સુનબ્બર પેશાની ચુમી કહયું "સાચું કહયું મારી પરીજાદ બ્હેન સાચુ કહયું."

અઝરા વધુ શરમાઇ ગઇ. ઉમ્મે અબાને કહયું "ખોલાહ શમોએ હુસ્નની મલકાને શરમો હયાની પુતળી બનાવી દીધી. ખુદા જાણે આ છોકરી કોના ઉપર પડી છે. વાત વાતમાં શરમાય છે. હાથ પગ જુઓ કેવા નાજુક છે. વખતે જંગનો મોકો આવી પડે તો તલવાર પણ ઉચકાય નહી."

લયલાએ ઉમ્મે અબાનને સંબોધી કહયું. અબાન તમારૂં ધારવું બરાબર નથી. ખુદાના ફઝલો કરમથી મારી અઝરા જંગના દાવ પેચથી વાકેફ છે. હજી જંગમાં તલવાર ચલાવવાનો મોકો નથી મળ્યો. પરંતુ ઘણી વખત એણે તલવારના એકજ વારમાં ખજુરીના ઝાડના બે કટકા કરી નાખ્યા છે.

ઉમ્મેઅબાન મુસકરાઇ અને કહયુ.

"અલ્લાહ કરે કુવ્વત વ જોશ ઓર જયાદા"

અઝીરહ એ લયલાને સંબોધી કહયું,

"બ્હેન લયલા તમોએ અમારાથી જુદો મુકામ શા માટે કર્યો, અમારા પાસેજ તંબુ ઉભો કરાવ્યો હોત.'

ઉમ્મે તમામે કહયું. "આપને ખબર નથી એમને પોતાના શવહરથી એટલી બધી મહોબત છે કે એક ઘડીની પણ જુદાઇ સહન કરી શકતા નથી."

લયલાએ હસીને કહયું "જીદા મને તો મહોબત છે. પરંતુ એમના તો પોતાના શવહરની સાથે અણબનાવ છે તેથીજ એક ખુણામાં પડયા છે.

ઉમ્મે તમીમ હસી પડયા તેમણે કહયું "એ તો હું પહેલાંથીજ જાણતી હતી કે તમો મને લાજવાબ કરી દેશો......કહો સફરમાં તો કંઇ તકલીફ તો થઇ નથી."

લયલા–ના, સફર ઘણી આરામ અને ખુશીથી કર્યો, શાયદ તમોએ સાંભળ્યું હશે, મારો ભત્રીજો કયસ પણ મારી સાથે આવ્યો છે. ખુદા એને ખુશ રાખે તેણે એવી ખીદમત કરી કે જરાપણ તકલીફ નથી થઇ.

ઉમ્મે તમીમ—હા સાંભળ્યું છે. રાત્રેજ તેઓ (હ. ખાલીદ) એવી વાત કરી રહયા હતા. મેં કયસ નાનો હતો ત્યારે જોયો હતો. બહુ પ્યારો જણાતો હતો હવે તો માશાઅલ્લાહ જવાન થઇ ગયો હશે ?

લયલા—જીહા. ખયરથી જવાન થઇ ગયો છે. બહુ પ્યારો છોકરો છે. સુરત પર બહુ ભોળપણુ વરસે છે. ચશ્મે બદ દુર હજારોમાં એક.

અઝરા કેસની તારીફ અને તે પણુ પોતાની માની જબાનથી સાંભળી ઘણી ખુશ થઇ પરંતુ તરત ખુદા જાણે એને શું વિચાર આવ્યો કે એકાએક એના ચહેરાનો રંગ ઉડી ગયો. હોશરૂબા આંખોથી ગમો અફસોસ જાહેર થવા લાગ્યા. તેણે પોતાનું નાજુક માથું નમાવી લીધું અને કોઇ ગમો ફીકરમાં પડી ગઇ.

ખોલાહ એ લયલાને સંબોધી કહયું ભાઇ (દરાર) કહેતા હતા કે કયસ પણુ જે હાદ પર જશે."

લયલા—હા તે પણુ તમારા ભાઇ સાથે ગયો છે.

સબેરા—મારો દીકરો પણુ ગયો છે. ખયરથી તે પણુ કયસની બરાબરીનો છે.

જાહેદા—મારા દીકરાએ ઘણી કોશીશ કરી પરંતુ સાલારે આજમે રજા ન આપી તેને જીહાદ પર જવાની રજા ન મળવાથી ઘણો રંજ થયો છે સવારથી ઉદાસ બેઠો છે છે સમજાવી આવી છું.

ખોલાહ—ફકત બસોજ મજાહેદીન તો ગયા છે. અમીનુલ ઉમ્મત કોને કોને મોકલે.

ઉમ્મે અબાન—મુદ્દત થઇ લડાઇ બંધ છે. મુસલમાનો પડયા પડયા કંટાળી ગયા છે. એટલા માટે દરેક માણુસની એવી આરજુ હોય છે કે મને જેહાદ પર મોકલવામાં આવે.

ઉમ્મે તમીમ—હવે ઇન્શાઅલ્લાહ અન્તાકીયા પર હુમલો થશે ત્યારે બધાના દીલોના હોસલા નીકળી જશે.

જાહેદા—કોઇ જગાએ હુમલો તો થાય, પહેલાં તો એમ હતું કે દરબારે ખીલાફતથી હુકમ આવે. હવે ત્યાંથી હુકમ પણુ આવી ગયો છે. છતાં પણુ અમીનુલ ઉમ્મત હુમલો કરતા નથી.

લયલા—આપણે એમની મસલેહતોને કેવી રીતે સમઝી શકીએ કોઇ વાતની રાહ જોઇ રહયા છે. જ્યાં તે વાત થઇ કે એમણે હુમલો કર્યો.

ઉમ્મે તમીમ—એજ હકીકત છે અમીનુલ ઉમ્મત ઘણા બાહોશ છે.

લયલા—સાંભળ્યું છે કે અન્તાકીયામાં અહીંથી પણુ વધુ ટાઢ પડે છે. ?

ઉમ્મે તમીમ—ત્યાની ટાઢનું શું પુછો છો. એ બાગને નજરે જોનાર તો એમ કહે છે કે કોઇ કોઇ વખત પાણી ઠરી જઇ બરફ થઇ જાય છે.

લયલા—અલ અમાન, ત્યાં લોકો શી રીતે રહેતા હશે. મારો તો અહીંયાં એવી હાલત છે કે હર વખત ઉની શાલ ઓઢી રાખું છું જરા શાલ શરીરથી જુદી થાય કે ટાઢના ઝપાટા તીરની પેઠે લાગવા માંડે છે. તો ત્યાંની ટાઢ કેવી રીતે વેઠી શકાશે?

ઉમ્મે તમીમ—એ મુલક બહુ સરદ છે. ગરમ મુલ્ક વાળા અહીંઆની શરદી મુશ્કેલીથી બરદાસ કરી શકે છે.

આટલી વાતચીત થઇ કે જોહરના નમાજની અજાન થઇ. અજાન સાંભળતાંજ સઘળી ખાતુનો ઉભી થઇ ગઇ અને સાયબાનના નીચે પહોંચી આ જગાએ બીજી ઘણી ખાતુનો ભેગી થઇ વજુ કરી રહી હતી. બીજી આવી રહી હતી તેમણે પણ વજુ કર્યો. વજુ કરી સુન્નતો પઢી સુન્નતો પઢ્યા બાદ ફરજ પઢવા માટે ઉભી થઇ ગઇ. એક વૃદ્ધ ખાતુન ઇમામ થઇ બાકીની કેટલીક બાઇનોમાં ઉભી રહી. કેટલીક બરકી ખાતુનોએ સફો સીધી કરી નમાજ શરૂ થઇ. ફરજ અદા કરી, સુન્નતો પછી નફીલ પઢવા લગભગ એક કલાકમાં નમાજથી ફારેગ થઇ પોત પોતાના તંબુ ભણી આવી ગઇ. ઉમ્મે તમીમ ઉમ્મે અમ્માન, સાબેરા, જાહેદા, ખોલાહ અને લયલા વગેરે ખોલાહના તંબુએ પહોંચી. હવે લયલાએ પાછા જવાની રજા માગી, ઉમ્મે તમીમે કહ્યું "જવાની એટલી બધી શી ઉતાવળ છે. આંહી જમીને જજો."

લયલા—આપની મહેરબાનીનો શુક્રીયા હમણાં તો રજા આપો બીજી વખતે દેખાઇ પડશે.

ઉમ્મે અમ્માને મુસકરાઇ કહ્યું "અલ્લાહરે મહોબ્બત અહીંઆ આવે બહુમાં બહુ અડધો કલાક થયા હશે. પરંતુ એમને એવું લાગે છે કે જાણે શવહરથી જુદા પડે અઠવાડીઆ વીતી ગયા છે."

લયલાએ હસીને કહ્યું "ઉમ્મેઅમ્માન તમોને આનો શું જવાબ આપું જો બહેન ઉમ્મે તમીમ કહેતે તો જવાબ આપતે."

ઉમ્મે તમીમે હસીને કહ્યું "બસ મને તો માફ રાખો. હું છુટી શકું એમ નથી."

ખોલાહએ મુસકરાઇ કહ્યું, "સારૂં, જો જવા ચાહો છો તો જાઓ પરંતુ કાલે આવવાનો વાયદો કરતા જાઓ."

ઉમ્મે તમીમે હોઠોમાં હસી કહ્યું "અને એ પણ વાયદો કરતા જાઓ કે કાલે તેમને (લયલાના શૌહર આમીર તરફ ઇશારો છે) ઘરાઇને જોઇ આવશો. જેથી આખો દિવસ તમો અહીં રહો પણ તેમની યાદ તમને સતાવે નહી, અને તમો તરફડ ચાલ્યા જાઓ નહી; ખોલાહએ હસીને કહ્યું એ મુશકીલ છે.

લયલા—એ તો ઉમ્મે તમીમથી દરયાફત કરો જે દરેક વખતે પોતાના શૌહરના ગુંટણથી ગુંટણ અડકાડી બેશી રહે છે.

ઉમ્મે તમીમે હસીને કહ્યુ આમ મારી ઉપર ગુસ્સો શા માટે કાઢી રહયા છે.

લયલા—મારે જે કાંઇ કહેવાનું છે તે તમોને કહી શકું. આ બીજીઓ તો મારા સામે જે છોકરીઓ છે.

ખોલાહ—ઠીક હવે વાયદો કરો કે કાલે આવીશ.

લયલા—હવે કાલે પણ હું આવું-કાલે તમો બધા મારે ત્યાં આવજો.

ઉમ્મે તમીમે ઠાવકુ મોઢું રાખી કહ્યું "બસ એ તો એજ વાત થઇ એમને પોતાના શવહરની મુફારેકત (જુદાઇ) બીલકુલ પસંદ નથી."

લયલા—તો ખેર તમોજ તમારા શોહરની મુફારેકત પસંદ કરી લેજો.

લયલા—તો ખેર કાલે તમોજ તમારા શોહરની મુફારેકત પસંદ કરી લેજો.

ઉમ્મે તમીમ—બહુ સારૂં હું આવીશ.

લયલા—ખોલાહ તમો પણ આવજો.

ખોલાહએ અઝરાને પોતાના સીના સાથે દાબી કહ્યું:—"આપહીની મહોબ્બતથી હું પણ આવીશ."

લયલા—ઉમ્મે અબાન તમો?

ઉમ્મે અબાન—હું શા માટે નહિ આવું?

ગરજ જેટલી ખાતુનો અહી બેઠી હતી. લયલાએ એક પછી એકને પોતાને ત્યાં આવવાનો વાયદો કરાવી તેમની રજા લઇ લયલા અઝરા અને સલ્મા પહેલનીં માફક સારી રીતે ચાદરો ઓઢી રવાના થઈ. અને ધીમે ધીમે ચાલી પોતાના તંબુમાં આવી પહોંચી. લયલા અને સલ્મા તો આવતાંની સાથે ઘરના કામકાજમાં મશગુલ થઇ ગઇ. અઝરા ગમગીન તથા ચીંતાતુર થઇ એક બાજુ બેસી ગઇ. એ બાકીનો દીવસ તથા રાત એણે ચીંતાતુર હૃદયે તરફડી તરફડી પુરા કર્યા. બીજે દીવસે જ્યારે તે જાગી ત્યારે આગલા દીવસ કરતાં પણ વધુ બેચેન હતી. તેનો પ્યારો પ્યારો ચહેરો ઘણોજ ગમગીન થઇ રહયો હતો. ખુબસુરત આંખોથી ગમો અફસોસના ચીન્હ દેખાતા હતા. એનું દીલ બે અખત્યાર રડવા ચાહતું હતું તે એટલે સુધી કે બુમો પાડીને રડવા છતાં તે સબર કરી રહી હતી. એને પોતાની હાલત પર ઘણીજ નવાઇ લાગી રહી હતી. એને એમ બેઠાં બેઠાં બપોર થઇ ગઇ. બપોરનું જમણુ એણે ઘણી મુશકેલીથી થોડુંક ખાધું. ખાઇને પછી સુઇ ગઇ. એને સુતાં થોડીકવાર થઇ હશે કે, ખોલાર ઉમ્મે તમીમ ઉમ્મે અબાન વગેરે ખાતુનો જેમણે કાલે આવવાનો વાયદે કર્યો હતો તે આવી, લયલાએ ઘણીજ ખુશી અને મીહોબતથી તેમને આવકાર આપી તેમની પાસે જઇ બેઠી. ખોલાએ અઝરાને ચીંતાતુર અને મગમુન (ગમગીન) સુરત જોઇ કહ્યું. મારી હુર, તને શું થઇ ગયું? એક રાતમાં તારો ચહેરો આમ કેમ ઉતરી ગયો?

અઝરાએ શરમથી માથું નમાવી જવાબ આપ્યો. અત્રે બરાબર ઉંઘ નથી આવી. તબીયત ઘણીજ બેચેન રહી.

ખોલાહએ અઝરાને ખેંચી પોતાના પગ પર બેસાડી લીધી અને હમદરદીના લેહજામાં કહ્યું. ઉંઘ કેમ ન આવી, શું કંઇ ફીકર હતી. ?

અઝરા—ફીકર તો કંઇ પણ નહોતી. ખુદાજ..........

ખોલાહએ તેને વાત કરતાં અટકાવી મુસકુરાઇ ધીમેથી અઝરાના કાનમાં કહ્યું:—"અઝરા તમોને કોઇની સાથે મોહોબ્બત છે........શું હું કહી દઉં કે તમો કોને પ્યાર કરો છો ?

ખોલાહ અઝરાથી બે ત્રણ વરસ મોટી હતી. તે ઘણી ભલી સારી ચાલની અને નેક હતી.

ખોલાહની જબાનથી આ વાત સાંભળતાંજ અઝરાનું લોહી સુકાઇ ગયું. તે એ વીચારથી કે એની મહોબ્બતનો ભેદ જાહેર થઇ ગયો. એ હેબતાઇ ગઇ. ગમના બોઝથી એનું કાળજું મોંમાં આવવા લાગ્યુ. તે સમજી ગઇ કે તેના મહોબ્બતની વાત જાહેર થતાંજ હમેશને માટે કયસથી જુદું થવું પડશે માસુમ છોકરીના દીલપર આ વીચારે તીરોનશતરનુ કામ કર્યું ખોલાહએ પાછું ધીમેથી કહ્યું અઝરા તમે કયસને ચાહો છો. તમો લાખ સંતાડવા કોશીષ કરો પણ તમારી આંખો એ કહી રહી છે,

અઝરા આ વાત સાંભળતાં કંપી ઉઠી તેને ટાઢ ચઢી આવી. તેનો પ્યારો ચહેરો, ગમના બોઝથી સફેદ થઇ ગયો. તેણે ગમો અફસોસ ભરી નજરે ખોલાહને જોઇ ધીમેથી કહ્યુ. ખુદા વાસ્તે મારા પર રહેમ કરો. હું તમારી વાતોથી બદનામ થઇ જઇશ.

ખોલાહ અઝરાની આ સ્થીતી જોઇ ઘણા પસ્તાવામાં પડી તેણે દીલાસો આપવાના હેતુથી કહ્યું:—"અઝરા હું તો હસી રહી હતી. તમો ફઝુલ, ગમગીન અને ચીંતાતુર થાઓ છો.

અઝરા ધીમેથી ખોલાહના પગ પરથી ઉતરી પડી. ઉમ્મે તમામ અને ઉમ્મે અબાને પહેલા થઇ ગએલી જંગોની વાત શરૂ કરી એ વાતને લયલા, સલ્મા અને અઝરા ઘણા ધ્યાનથી સાંભળવા લાગ્યા. એથી અઝરાની તબીયત કંઇ ઠીક થવા લાગી થોડીવારમાં ઝોહરની અજાન થઇ. એમણે નમાજ પઢી. નમાજ પઢી લયલાએ થોડોક નાશતો લાવી સામે મુકયો. બધાએ ખાધું ખાઇ રહ્યા કે તરત પછી લડાઇને વાત ચર્ચાવા લાગી. તે એટલે સુધી કે અસરની નમાજનો વખત થઇ ગયો. બધી ખાતુનોએ અસરની નમાજ પઢી. નમાજ પઢીને જેવી ઉભી થઇ કે બહાર લશકરમાં કંઇ શોરો શુલ થયો. લોકો હસરત અને અફસોસના બોલ બોલી રહયા હતા. આ શોર સાંભળી કુરવશ અઝરાનુ દીલ જોર જોરથી ધડકવા લાગ્યું તે પોતાનું કાળજું એવી રીતે દાબીને બેસી ગઇ જાણે તે ગમા દરદને બરદાસ્ત કરવા કોશીશ કરી રહી છે.

બધી ખાતુનો આ શોરો ગુલ સાંભળી બેચેન થઇ ગઇ. એમના ચહેરા પરથી હસરત ટપકવા લાગી. ખોલાહએ લયલાને સંબોધી કહ્યું.– "જરા કોઇને મોકલી તપાસ કરાવો. કે આ શોરો ગુલ કેમ થઇ રહ્યો છે!"

લયલા દોડીને તંબુના દરવાજા પ પહોંચી. આમીર દરવાજાની સામે ફરી રહ્યો હતો. લયલાએ પુછ્યું:- "આ શોર કેવો થઇ રહ્યો છે?"

આમીર—હજી ખબર પડી નથી મે હમામ (ગુલામનું નામ)ને મોકલી દીધો છે. તે પાછો આવે તો ખબર પડે.

લયલાએ ધ્રુજતા અવાજે કહ્યું:– જરા તમોજ આગળ વધીને દરયાફત કરી લો. ખુદા ખેર કરે, મારૂં. કાળજું ધ્રુજવા લાગ્યું છે.

આમીર ચાલતો થયો. લયલા એ, બુમ પાડીને કહ્યું. જરા જલ્દી આવજો. તમારા પાછા આવતાં સુધી હું અહીંઆંજ ઉભી રહીશ.

આમીર ચાલ્યો ગયો. લયલા ઉભી ઉભી તેની વાટ જોવા લાગી. થોડીકજવારમાં આમીર પાછો આવતો દેખાયો. તે ઘણોજ દીલગીર અને ચીંતાતુર હતો. તેના ચહેરાપર શોક અને ગમના ચીન્હ દેખાઇ રહ્યા હતા. પગ આમ તેમ પડી રહ્યા. લયલા તેની આવી હાલત જોઇ બેચેન થઇ ગઇ. તેણે દુરથીજ પુછ્યુ તમો શી ખબર લાવ્યા.

આમીરે પાસે આવી જવાબ દીધો:– "દરીર અને તેના બધા સાથવાળાઓને ખ્રિસ્તીઓએ ગીરફતાર કરી લીધા છે.

લયલા આ ખબર સાંભળી સ્તબ્ધ થઇ ગઇ તેનો ચહેરો ઉતરી ગયો. આંખોમાંથી ગમો અફસોસ ટપકવા લાગ્યો. તેણે હસરત ભરી નજરે આમીરને જોઇ પુછ્યું "હાય, મારો કયસ.........ગમો દરદથી તેનું હઇયું ભરાઇ આવ્યું. આંખોમાં આંસુઓનુ પુર ચાલુ થઇ ગયું, આમીરની પણ આંખોમાં આંસુ ભરાઇ આવ્યા. તેણે રડમસ હાલતમાં કહ્યું "કયસ પણ ગીરફતાર થઇ ગયો."

લયલા ઘણી આકુળવ્યાકુળ થઇ. અને તેણે નીસાસો નાખી કહ્યું. "હાય આ શું થઇ ગયું......આહ કયસ.........હું તને ક્યારે જોઇશ."

આમીરના પણ આંસુઓ જારી થઇ ગયા. તેણે કહ્યું:– "લયલા સબર કરો......જો કીસ્મતમાં છે તો જલ્દી કયસની સુરત જોઇશું."

લયલા જારો કતાર રડતી પાછી ફરી. એને રડતી જોઇ બધી ખાતુનો ગભરાઇ ગઇ. ખુલાહએ બેચેન થઇ પુછ્યું:– "હાય તમો પણ રડતા આવી રહ્યા છો. કહો શુ ખબર લાવ્યા......ખુદાયા ખેર કરજે. મારૂં દીલ ઘણું બેચેન થઇ ગયુ છે."

આ વખતે અઝરા સઉથી વધુ બેચેન થઇ રહી હતી. તે ગમની તસ્વીર બની હસરતની નજરે લયલાને જોવા લાગી. લયલાએ પાસે આવી કહ્યું. ગજબ થઇ ગયો. દરીર અને તેમના બધા સાથીઓને ખ્રિસ્તીઓએ ગીરફતાર કરી લીધા.

આ હૃદયભેદક ખબરથી બધી ખાતુનોના માથા પર વીજળી તુટી પડી તે દરેક દરેક એટલી બધી ગમજદહ થઇ કે તેમની આંખોમાંથી આંસુઓ વહેવા લાગ્યા. ખોલાહની હાલત ઘણી ખરાબ થઇ ગઇ. તેની ખુબસુરત આંખોમાંથી આંસુઓનો દરીયા વહેવા લાગ્યો. તેણે એક ચીખ મારી અને હસરત ભરી અવાજે કહ્યું 'યા ઇબ્ને ઉમ્મા લયલા અબ્યરી ફીસ સલાસલે અવ તકબ્બાકા ઉમ્મા ગીલ હરીદ કયદો કા" એટલે એ મારી માના દીકરા, કાશ મને માલુમ થઇ જાત કે તમોને જંજીરોમાંજ કહ્યા છે. યા લોખંડમાં કેદ કર્યો છે."

ખોલાહને દરીર સાથે અને દરીરને ખોલાહની સાથે ઘણી મહોબત હતી. તેઓ એક બીજા પર પતંગીયા પેઠે ફીદા હતા. ભાઇ બહેનોમાં આવી મહોબત ઘણી કમ જોવામાં આવે છે. જેવી એ બન્નેમાં હતી, ખોલાહને એટલો બધો ગમ રંજ થયો કે તેનાથી સબર કરવું દુશવાર થઇ ગયું. તેની આંખોમાંથી આંસુઓ જોશબંધ વહી રહ્યાહતા, તેના ચહેરાનો રંગ ફીકો પડી ગયો.

ખોલાહની આવી હાલત જોઇ બધી ખાતુનો રોવા લાગી, ખુદ ખોલાહની હાલત ઘણા ગમથી વધુ ખરાબ થઇ ગઇ હતી, આવી રીતે તો બધી ખાતુનો રોઇ રહી હતી પરતુ તેમાં એક ઘરડી ખાતુનની હાલત ખોલાહથી પણ વધુ ખરાબ હતી, આ ખાતુનનું નામ મજાર્આ હતું એની ઉમર લગભગ પચાસેક વરસની હશે. એનો ચહેરો પીળો થઇ ગયો હતો. આંખો ઉંડી ઉતરી ગઇ હતી. એનો એક નવજુવાન દીકરો દરીર સાથે ગયો હતો અને તે પણ ગીરફતાર થઇ ગયો હતો. તે પોતાના દીકરાની યાદ કરી રડતી હતી.

એની આ હાલત જોઇ સઘળી ખાતુનોને ઘણો રંજ થયો. સર્વેની આંખોમાંથી આંસુ વહી રહ્યા હતા. લયલા તથા સલમાના પણ આંસુ જારી હતા. પરંતુ હુરોવશ અઝરાની બધાથી જુદી કેફીયત હતી. ગમો દરદે તેવું કે તેના નાજુક બદનમાં લોહીનું એક ટીપુ પણ દેખતું નહોતું. તેની આંખે ઉતરેલી હતી તે ઘણા ગમો મલાલ જાહેર કરી રહી હતી. તેના આંસુઓને રહસ્યની ગરમીએ સુકવી દીધા હતા. તે હસરત અને અફસોસ ભરી નજરે બંનેના તેના સામે જોઇ રહી હતી. ઘણા રંજોગમથી એનું કાળજુ મોઢામાં આવી રહ્યુ હતું તેથી તે પોતાના નાજુક નાજુક હાથો વડે કાળજાને દબાવી બેઠી હતી.

અઝરાને આ વખતે ઘણો સદમો હતો. આ ઉજવેણુ સદમાથી તેની રૂહ ગભરાવા લાગી હતી. તે ગમો દરદની પુતળી થઇ બેઠી હતી. તેની હોશરૂબા આંખોથી બે મુન્તેહા ગમ દેખાતો હતો. આંખોની કીકીઓ ફરતાં ફરતાં હવે બંધ થઇ ગઇ હતી. રહસ્યની ગરમી મગજમાં ભેગી થવા લાગી હતી. એકાએક તેના શરીરમાં થરથરી

ફુટી. તેના સુકાઇ ગએલાં હોઠોમાંથી એક હૃદય ભેદક ચીસ નીકળી અને તે ભોંય પર લાંબી થઇ ગઇ.

લયલાએ પોતાની દીકરીની આવી હાલત જોઇ તે બેચેન થઇ દોડી અને અઝરા ઉપર વાંકી વળી તેને જોતાં કહ્યુ "હાય મારી દીકરી........આહ આ તારી કેવી હાલત થઇ ગઇ."

અઝરા બીલકુલ બેહોશ પડી હતી. એની નાડી ઘણી કમજોર ચાલી રહી હતી. શ્વાસનું આવવું જવું ઘણુંજ ઓછું થઇ રહ્યું હતુ. દેખીતી રીતે તે મુરદા જેવી લાગતી હતી બધી ખાતુનો એની ચારે બાજુ ભેગી થઇ ગઇ. બધી તેની આવી હાલત જોઇ ઘણી પરેશાન થઇ. ખોલાહ તેની આ હાલત જોઇ પોતાનું ગમ ભુલી ગઇ. તેણે કહ્યું "આ વખત આ છોકરીની હાલત ઘણી ખરાબ છે. તમો બધા દુર ખસી જાઓ," એને હવા કરો, અને મોઢા પર પાણી છાંટો.

આ સાંભળતાંજ લયલા દહુરો ગમથી નીમ મુરદા થઇ ગઇ. એની હાલત ખરાબથી વધુ ખરાબ થઇ ગઇ તેની કમર વાંકી વળી ગઇ ઉમ્મે તમીમે કહ્યું:—લયલા એટલા બધા ન ગભરાઓ, હીમત અને સબરથી કામ લો. સારૂ તમો એક બાજુ ખસી જાઓ.

બધી ખતુનો એક બાજુ થઇ ગઇ. લયલા પણ એક બાજુ ખસી ગઇ. ઉમ્મે તમીમ પંખાથી હવા કરવા લાગ્યા. સલ્મા દોડીને પાણી લાવી ઉમ્મે તમીમે પાણી લઇ અઝરાના ચહેરા પર પાણી છાંટવા માંડ્યું.

અઝરા સંગેમરમર (આરસ પહાણ)ના બુતની પેઠે બીલકુલ હાલ્યા ચાલ્યા વગર પડી હતી. તેની આંખો ઉઘાડી હતી પણ તેમાં કંઇ હાલ ચાલ થતી નહોતી. પાણી છાંટવાથી તથા હવા કરવાથી કંઇ ફાયદો થતો દેખાયો નહી. તેણે હાથ પગ હલાવ્યા ન તેની હાલતમા કંઇ ફેર પડયો જેથી ઉમ્મે તમીમે કહ્યું છોકરીની હાલત ઘણી ખરાબ છે. માટે એના બાપને તરત ખબર આપો.

લયલા ગાંડી જેવી આગળ વધી. એણે ઘણી મહોબતથી અઝરાનુ નાજુક માથું પોતાના પગો પર મુકી તેને જોર જોરથી હલાવતાં કહ્યું:— અઝરા, અઝરા ખુદાવાસ્તે ઉઠ. હાય હું તારી આવી હાલત કયા રદયથી જોઉં.

અઝરાએ તકલીફથી ઉંકારો ભર્યો. એની આંખો સ્હેજ હાલવા લાગી. લયલાએ કહ્યું "મારી આંખોનું નુર રાહતે જાન ખુદા વાસ્તે ઉઠ એ ખુદાવન્દા મારી અઝરાને તદુરસ્ત કરી દે."

અઝરા બરાબર ઉંકારા ભરી રહી હતી, તેનો શ્વાસો શ્વાસ બરાબર ચાલવા લાગ્યો. લયલાએ પાછું કહ્યુ 'મારી દીકરી મારી અઝરા જો જરા આંખો ઉઘાડી

તારી માની સોગ ખાર હાલત જો."

અઝરાએ પોતાની હોશ રૂબા આંખો ઉઘાડી તે ગભરાએલી નજરે આમ તેમ જોવા લાગી. લયલાએ તેની ચળકત પેશાની ચુમી કહયું "મારી રૂહેરવાં આ તારી કેવી હાલત થઇ ગઇ!

ઉમ્મે તમીમે કહયું લયલા શું ગજબ કરો છો એક બાજુ હટી જાઓ જોતા નથી એની હાલત કેવી છે. એને વારે ઘડીએ બોલાવી પરેશાન ન કરો.

લયલા એક બાજુએ બેશી હસરતો અફસોસ ભરી નજરે તેને જોવા લાગી ઉમ્મે તમીમે અઝરાના પુર નુર ચેહેરાપર વળી પાણી છાંટયું હવે અઝરાએ બરાબર આંખો ઉઘાડી નાખી આ વખતે એની મસ્તાની આંખોમાં ખુબ હસરત ભરેલી હતી. તેના ઉમેદી સાથે એક એકનું મોઢું તાકી રહી હતી. તેની આવી નજર જોઇ જોવાવાળાના દીલના ટુકડે ટુકડા થઇ જતા હતા. બધી ખાતુનો પોતાનું દુઃખ દરદ ભુલી જઇ તેના ભણી દયા ન દેવા લાગી ગઇ ઉમ્મે તમીમે હમદરદી દેખાડવા કહયું "મારી દીકરી, સંભાળ, હોશીયાર થા, તુ આટલી બધી દીલગીર કેમ થઇ ગઇ!"

અઝરાએ એક લાંબી આર મારી. તેનાં આસુ ચાલુ થઇ ગયા. તબીયતે પોતાનો પોતે ઇલાજ કરી લીધો. તેને રડતી જોઇ બધી ખાતુનો પાછી બેચેન થઇ રડવા લાગી, પરંતુ ઉમ્મે તમીમે ઇશારાથી બધી ખાતુનોને ચુપ રહેવા કહયું બધાએ જબતો સબર કરી આંસુ સાફ કરી ચુપ થઇ ગઇ.

આ ખાતુનોમાં એક ખાતુન સાબેરા નામે હતી એનો દીકરો પણ દર્રાર સાથે ગયો હતો. જો કે તે પણ ગમજદા હતી, તેના ચહેરાનો રંગ ગમો દરદથી ઉડી ગયો હતો. પણ તે રડતી નહોતી, તેણે કહયું, "એ ખાતુનાને અરબ, કેટલા બધાં અફસોસની વાત છે. કે આપણે આપણા અજીજોની ગીરફતારીની ખબર સાંભળી, ગમના દુઃખમાં એટલા બધા ગાફેલ થઇ ગયા કે ખુદા અને તેના રસુલના હુકમને ભુલી રોવા કુટવા મંડી પડયા. મને જુઓ હું ઘરડી છું. મારો એકનો એકજ દીકરો હતો. તે પણ ગીરફતાર થઇ ગયો. મને રંજ છે. અને તે પણ ઘણોજ. પરંતુ હું હાયવાય કરી ખુદાની નાફરમાની કરતીનથી. ખુદા ફરમાવે છે કે મુસીબતમાં સબર કરો. સબર કરવાવાળાને મોટો બદલો મળશે. તો હું એ સબર બની શા માટે સવાબે અજીમ ખોઇ નાખું સાંભળો ખુદાએ બુજગ પોતાના કલામે પાકમાં ફરમાવે છે.કે વબશ્શરીસ સાબેરીનલજીના ઇજા અસાબત હુમ મુસીબતુમ કાલુ ઇન્ના લીલ્લાહે વ ઇન્ના ઇલૈહે રાજેઉન ઉલાએકા અલયહીમ સલે- વાતુમ મીન રબ્બે હીમ વરહમતુમ વઉલાએકા હો મુલ મોહ તદુન એટલે (એય મોહમ્મદ સ. અ. વ. સ.) અને સબર કરવાવાળાને ખુશ ખબરી સંભળાવો. જ્યારે તેમને કોઇ મુશીબત પહોંચે, ત્યારે કહે. અમો

અલ્લાહના માલ છીએ અને અમે પાછા તેનીજ તરફ જનાર છીએ. એવાજ લોકો મુબારકબાદીને લાયક છે. ખુદાની તરફથી અને રહેમતના હકદાર અને તેઓજ સીધા રસ્તા પર છે.

સાબેરાની આ નાની સરખી તકરીરે બહુ સારો અસર કર્યો બધી ખાતુનો જબ્ર તો સબર કરી ખામોશ થઇ ગઇ. હવે અઝરા સારી પેઠે હોશીયાર થઇ ગઇ હતી. તે બેઠી થઇ ગઇ પરંતુ હજી સુધી તેની નરગીસી આંખો આંસુઓથી ભરેલી હતી. લયલા ઉભી થઇ તેની પાસે જઇ બેઠી. અને તેને તસલ્લી દેવા લાગી.

આ ખાતુનો ખામોશ થઇને બેઠી હતી કે આમીરી સલ્માને બોલાવી સલ્મા દોડીને દરવાજા પર પહોંચી. આમીરે કહ્યુ સલ્મા તારી કાકીને કહે સાલારે આઝમ તાઝીયત (મુસીબત વખતે તસલ્લી આપવા)ના માટે તશરીફ લાવ્યા છે.

સલ્માએ જઇને લયલાને કહ્યું લયલાએ બધી ખાતુનોને ખબર આપી દીધી. ઉમ્મે તમીમે કહ્યુ આ તંબુના અર્ધા ભાગમાં કામળા લટકાવી પરદો કરી લો તેઓ પરદાનીપેલી મેર બેશી જશે.

તરત સલ્મા અને સાબેરાએ તંબુના અર્ધા ભાગમાં દોરી બાંધી કામળા લટકાવી દીધા, જ્યારે પરદો પુરો બંધાઇ રહ્યો તો સલ્માએ જઇ આમીરને ખબર આપી કે પરદો થઇ ગયો છે. આપ તેમને લઇ આવો.

સલ્મા પાછી વળી, આમીર તંબુમા દાખલ થયો. તેની સાથે અમીનુલ ઉમ્મત અને ખાલીદ હતા આ ત્રણે પરદાની પાસે બેશી ગયા અબુ અબીદાએ ખાતુનોને સંબોધી કહ્યુ અય ખવાતીને અરબીયા અમારા બે શેરોને કાફરોએ ગીરફતાર કરી લીધા છે. બધા મુસલમાનોને તેમના ગીરફતારીનો ઘણો રંજ છે. જે ઘડીએ મેં આ હૃદયભેદક ખબર સાંભળી ત્યારે બેઅખત્યાર મારા આંસુ નીકળી પડયા પરંતુ મે તરત મારા હૃદયને કબજામાં કરી લીધું. આપણે બધા ખુદાના હુકમમાં બરદાર બંદા છીએ ખુદાના તરફથીજ આપણને ખુશી કે ગમી પહોંચે છે. અને દરેક ખુશી કે ગમીમાં ખુદાની મસલેહત છુપાએલી છે. જેથી આપણી આ મુસીબતમાં પણ જરૂર કોઇ મસલેહત છુપાએલી હશે તે આજ નહીં તો ઇન્શા અલ્લાહ હવે પછી જાહેર થશે. જેવી રીતે મે અને તમારા ભાઇઓએ શેરોની ગીરફતારી પર સબર કર્યો છે તમો પણ સબર કરો. છતાં હું જાણું છું કે ઓરતોનું દીલ નરમ હોય છે. તેઓ મહા મુશ્કેલીએ દીલને કબજામાં રાખી સબર કરી શકે છે પણ વીચારો કે હવે સબરો શુકર સીવાય ઇલાજ શું છે. આપણે મોત અને કુદરત સાથે લડી શકતા નથી. પછી શા માટે ખુદાની નાફરમાની કરીએ, જેથી હું ભલામણ કરૂં છું કે તમો બધા સબર કરો. અને ખુદા પાસેથી સારી વાતની આશા રાખો. તેની પાસે આપણા અઝીઝોના

છુટકારાની દુઆ માગો. હું હજી સુધી અન્તાકીયાપર હુમલા કરવા અચકાતો હતો. પરંતુ હવે બીલકુલ ઢીલ કરીશ નહિ. ઇન્શાઅલ્લા ઘણો જલદીથી હુમલો કરીશ. ખુદાની જાતથી મને ઉમીદ છે કે આપણે બહુજલદીથી આપણા જાંબાજોને ખ્રિસ્તીઓના હાથોમાંથી છોડાવી લઇશું.

બધી ખાતુનો ઘણીજ ચુપકીદી અને ખામોશી સાથે અબુ અબીદાની વાતચીત સાંભળી રહી હતી જ્યારે તેઓ ખામોશ થયા. તો ખોલાહએ પુછયું. "યા અમીનુલ ઉમ્મત, આપને મજાહેદીનની ગીરફતારીની ખબર કોણે આપી ?'

અબુ અબીદા—બસોપરસ્તારે તોહીદના સાથે હજુર સરવરે કાયનાત ફખરે મોજુદાત હજરત સઇયદેના વ મોલાના મહમદ સલઅમના ગુલામ સફીના પણ ગયા હતા. તેઓ પોતે પણ ગીરફતાર થઇ ગયા હતા. પરંતુ તેઓ ગમે તેમ કરી ત્યાંથી છુટી આજ અસરના નમાજ વખતે ઇસ્લામી લશકરમાં આવી પહોંચી આ રદય ભેદક ખબર સંભળાવી છે.

ખોલાહએ પુછયું. "બસો મુસલમાંનો સામટા ખ્રિસ્તીઓના હાથમાં કેવી રીતે આવી ગયા. ?

અબુ અબીદાના પાસે એ સીવાય બીજો શો જવાબ હતો. કે "ખુદાની મરજી" આ બનાવ એવી રીતે બન્યો કે બધા મુસલમાનો આરામ કરી રહયા હતા. ખ્રિસ્તીઓએ અચાનક હુમલો કરી તેમને ગીરફતાર કરી લીધા.

ખોલાહ—ત્યારે લડાઇ નથી થઇ. જો મારો ભાઇ લડયા વગર ગીરફતાર થઇ ગયો હશે તો ખુદાની કસમ હું અમના હકમાં કોઇ પણ દીવસે કોઇ પણ દુઆ માગનાર નથી.

ખાલીદ—દીકરી ખોલાહ, શું તું નથી જાણતી કે દર્રાર બહાદુરોનો પણ શેર છે. શું તને યકીન છે કે તે વગર લડે ગીરફતાર થઇ ગયો હશે? નુર ચશમી તે લડયો અને તે પણ સારી પેઠે લડયો. તેણે દસ વીસ નહી પણ પચાસ સાઠ કાફરોને મારી નાખ્યા. દુશમનોએ તેના ઘોડાને જખમી કરી મારી નાખ્યો. દર્રાર ઘોડા પરથી કુદી પડયા તે વખતે ખ્રિસ્તીઓએ તેમને પકડી લીધા.

ખોલાહ—હવે હું મારા ભાઇનો ગમ કરીશ. તેમના માટે આંસુ વહાવીસ, હાથ ઉંચા કરી તેમના છુટકારાની દુઆ માંગીશ અને જ્યારે વખત આવશે ત્યારે હું એ કાફરોથી લડીશ. જેણે મારા શેરદીલ ભાઇને કેદ કર્યા છે.

અબુ અબીદા—શાબાશ, બહાદુર લડકી શાબાશ ! !

ખોલાહ—કઇ કહેવા ઇચ્છતી હતી કે મગરેબ ની અઝાન થઇ. અબુ અબીદાએ અઝાન સાંભળી કહયું. આ વખતે અઝાન થઇ રહી છે. હું. નમાજ પઢવા જઇ રહયો છું. મારો ઇરાદો હતો કે હું સારી પેઠે તમોને સબર અને સંયમની તલકીન કરૂં પરંતુ વખત નથી. ફકત એટલું સમજી લોકે ખુદાની ખુશી હાંસીલ કરવા. સંયમ

તથા સબર જમાં છે. તમો બધા સબરો શુક્ર કરો. અને ખુદા પાસે દુઆ માંગો કે તે દીલરાને ઇસ્લામને છુટકારો અપાવે.

હવે અબુ અબીદા, ખાલીદ, અને આમીર તંબુમાંથી બહાર નીકળી નમાજ પઢવા ચાલ્યા ગયા. બધી ખાતુનોએ વજુ કરી મગરીબની નમાજ પઢી નમાજ પઢીને ઘણાજ લાગણી ભરી રીતે દીલથી દુઆ માગી કે ઓ ખુદા તુ મજાહેદીનને ખ્રિસ્તીઓન પંજામાંથી છુટકારો અપાવ.

નમાજ પઢી બીજી ખાતુનો પોત પોતાના તંબુ ભણી ચાલી ગઇ. લયલા ઘરન કામકાજમાં લાગી ગઇ.

આ વખતે અઝરાની તબીયત કંઇ ઠીક થઇ ગઇ હતી. છતાં પણ ઘણાજ રંજો ગમના ચિન્હો તેના પ્યારા ચહેરા પર જણાતા હતા. ગમો હસર- તથી તેના નાજુક હોઠ સુકાઇ ગયા હતા તેથી તે વારંવાર પોતાના સુકા હોંઠો પર જીભ ફેરવી લીલા કરતી હતી છતાં તે પાછા સુકાઇ જતા હતા. કોઇ કોઇ વખતે જ્યારે ગમો દરદ તેને બેચેન કરી મુકતા તો તે પોતાના નાજુક હોંઠો ને મોતી જેવા દાંતો વડે દાબી દેતી. સલ્મ તેની પાસે બેશી તેને ધીરજ ધરવા આગ્રહ કરી રહી હતી. અઝરાએ હસરત ભરી નજરે સલ્માને જોઇ કહ્યુ' મારી વહાલી સલ્મા, હવે શું થશે ? હું મારી જીંદગી કેવી રીતે વીતાડીશ ?"

સલ્માનુ' હૃદય ભરાઇ આવ્યું. આંખોમાં આંસુઓ ભરાઇ આવ્યા. છતાં તેણે ધીરજ ધરી જવાબ આપ્યો. "અઝરા હીમત ન હારો. દીલને મજબુત રાખી કામ લો મને ભરોસો છે કે કયસ છુટી જશે."

અઝરા—બસ છુટી ચુકયો. હાય મારા દીલમાં પહેલેથીજ ધ્રાસ્કો હતો.

સલ્મા અહીંઆ ગરમી થાય છે. ચાલો બહાર જઇ જરા ફરીએ.

સલ્માએ આશ્ચર્ય ભરેલી નજરે અઝરાને જોઇ કહ્યું "ગરમી, આ વખતે તે ટાઢ પડી રહી છે. મને આ શાલમાં જે મે ઓઢી રાખી છે. છતાં ટાઢ લાગી રહી છે

અઝરા—આ વખતે મારી તબીયત ઘણી ગભરાઇ રહી છે. જેથી વખતે ફરવાથ કંઇક આરામ થાય.

સલ્મા—એમ છે તો ચાલો, પરંતુ તમો શાલને બરાબર લપેટી લો એ બન્ને ચાલવાની તઇયારી કરી રહી હતી કે લયલા આવી પહોંચી તેણે કહ્યું:—અઝરા ક્યાં જાઓ છો ?"

અઝરા—હમણા મારી તબીયત ગભરાઇ રહી છે. જેથી હું બહાર મેદાનમ ફરવા ચાહું છું.

લયલા—સારી વાત છે. પણ બહુ દુર જતા નહી.

અઝરા—જી. ના. અહીંઆં તંબુની સામેજ ફરીશ.

હવે અઝરાને સલમાં તબુમાંથી બહાર નીકળી આવી.

આ વખતે પહોરેક રાત વીતી ચુકી હતી. ચંદ્ર કયારનો નીકળી ચુકયો હતો. ચાંદની મોટા મોટા ઝાડોની ઉંચી ઉંચી ડાળીઓ પર ફેલાઇ રહી હતી. ચાંદનીની રોશનીથી દરેક બાજુએ અજવાળું થઇ રહયું હતું. અઝરા અને સલમા ફરતાં ફરતાં કનસરીનના રસ્તાભણી ચાલવા લાગી આ વખતે અઝરા ઘણી બેચેન દેખાવા લાગી. તે સલમાના ખભાનો ટેકો લઇ ચાલી રહી હતી. સલમાએ કહયું. "અઝરા આટલા બધા બેચેન ન થાઓ સબર કરો. તમારી આવી બેચેની તમારો ભેદ ઉઘાડી તમને કંઇ બદનામ ન કરી મુકે.

અઝરાએ નિસાસો નાખી કહયું "તમો મારા દીલની હકીકતથી વાકેફ નથી. દીલ તો ચાહે છે કે બુમો પાડી પાડીને રડું હાય સલ્મા કાફરોએ તેમને સાંકળો બાંધી મુકયા હશે."

સલ્માએ તેને ધીરજ આપતાં કહયું "બધા કેદીઓ સાથે એક સરખા વર્તણુ ચલાવવામાં આવતી નથી. સુધરેલા લોકો સરદારો સાથે સારી પેઠે વરતે છે. હમણા તમો કયસનો વધુ ખ્યાલ ન કરો. જોતા નથી થોડાકજ દીવસમાં કેટલાક બધા કમજોર થઇ ગયા છો."

અઝરાએ નીરાશાની નજરે સલ્માને જોઇ કહયું "સલ્મા મને પોતાની જીંદગીનો ભરોસો નથી. ફકત એકજ આરજુ છે અને તે એ કે તમે જીંદગીમા કયસનો ચહેરો જોઇ લઉં'

સલ્મા—આમના ઉમેદ ન થાઓ. ઇન્શા- અલ્લાહ તમો કયસને જરૂર જોશો.

અઝરા—કાશ હું કયસને જવા દેતે નહીં, અગર હું પોતે તેની સાથે ગઇ હોત, ખુદાયા મને સબર આપ નહી તો દુન્યામાંથી ઉઠાવી લે.

આમ કહેતાંજ અઝરાના આંસુ વહેવા લાગ્યા. સલ્મા પણ રડવા લાગી. ઘણી વાર સુધી આ બન્ને ખુબસુરત છોકરીઓ રડતી રહી. થોડી વાર પછી સલ્માએ ઓઢણીના છેડાથી આંસુ સુકવતાં કહયું. "અઝરા તમો પણ રડો છો. અને બીજાઓને પણ રડાવો છો. ખુદા વાસ્તે સબર કરો." અઝરાએ ઉંડો શ્વાસ લઇ કહયું "હવે સબર કરીશ.........હાય જો સબર ન કરીશ તો રડતાં રડતાં મરી જઇશ... ..પરંતુ ના મારી સલ્મા મને ખુબ રડી લેવા દે. રોવાથી દીલ માહેનો રંજ નીકળી જાય છે. અને પછી તબીયત હલકી થઇ જાય છે.

સલ્મા—હું તમોને રોવા માટે ના નથી કહેતી પણ આવી હ્રદયભેદક વાણી ન ઉચ્ચારો,

અઝરાએ ગમ ભરેલા સાદે કહયું. સારૂં સલ્મા હું હવે ખ્યાન રાખીશ. આ વખતે મારૂં ગળું સુકાઇ ગયું છે. તરસ બહુ લાગી છે. જો દોડીને થોડું પાણી લઇ આવો તો તમારો મોટો એહસાન થશે.

સલ્મા—આ પણ કોઇ એહસાનની વાત છે. પરંતુ આપણે ઇસ્લામી લશ્કરથી બહુ દુર નીકળી આવ્યા છીએ જો હું પાણી લેવા ચાલી જાઉં તો તમો અહીઆં એકલા રહી જશો. ચાલો આપણે પાછા ફરીએ લશ્કર પાસે પહોંચી હું દોડી પાણી લઇ આવીશ.

અઝરા—ના સલ્મા હવ મારાથી એક ડગલું પણ ચલાશે નહિ. ઘણીજ તરસ લાગી છે. જે મુસીબત મારા ઉપર તુટી પડી છે, તેથી હવે શું વધુ પડવાની છે. જેથી ફીકર ન કરો. જાઓ ઝટ પાણી લઇ આવો.

—ના સલ્માઅઝરા હું તમને આવી એકાંત જગામાં એકલા મુકી પાણી લેવા નહિં જાઉં ચાલો મારા ખભા પર હાથ મુકી ધીમે ધીમે ચાલો.

અઝરા—મારાથી હવે બીલકુલ ચલાતું નથી ઠીક તમો દોડીને પાણી લઇ આવો હું ધીમે ધીમે તમારી પાછળ આવું છું.

સલ્મા પાણી લેવા પાછી ફરી તે દોડતી લશ્કર ભણી ચાલી તેણે કેટલીક વાર પાછળ ફરી ફરીને અઝરાને જોઇ અઝરા ધીમે ધીમે આવી રહી હતી. તે બે ફીકર થઇ વધુ તેજ ચાલવા લાગી. અને તંબુમાં પહોંચી મશ્કમાંથી એક નાના પ્યામાં પાણી ભર્યું અને તંબુમાંથી નીકળી અઝરાની સામે ચાલી.

આ વખતે ચાંદ ઉપર આવી ગયો હતો. ચાંદની આખા મેદાનમાં ફેલાઇ રહી હતી. દુરની ચીજ પણ સાફ દેખાતી હતી. સલ્મા ઉતાવળથી તે જગાએ પહોચી ગઇ જ્યાં તેણે અઝરાને મુકી હતી. આ ઠેકાણે અઝરાનું ઠેકાણું નહોતું તેનુ રદય ગમ અને હયરતથી ધડકવા લાગ્યું તેણે અઝરાને બોલાવવા બુમ પાડી તેનો અવાજ મેદાનમાં ગુંજી રહયો તેણે આંખો ફાડી ફાડી ચારે બાજુ જોવા માંડયું. પરંતુ અઝરા તેની નજરે પડી નહી. તે હેરાન પરેશાન થઇ એમને એમ ઉભી રહી ગઇ.



# પ્રકરણ નવમું.

## કેદીઓ પર જુલમ

"બાતીલસે દબનેવાલે અય આસમાં નહીં હમ,
સો બાર કર ચુકા હે તુ ઇમ્તેહાં હમારા.

અબહમ, યુકન્ના અને શાહજાદી જયતુનની સાથે બધા મુસલમાન કેદીઓ સાથે ઘણીજ ખુશી ખુશીથી મુસાફરી કરી રહયો હતો.

જે કાસદને અબહમે હરકુલ આજમની હજુર માં મોકલ્યો હતો. તે બસો મુસલમાન કેદીયોની ખબર ગામડા તથા કસબાઓમાં ખ્રિસ્તીઓને સંભળાવતાં આગળ વધી રહયો હતો. એજ કારણથી અબહમનું લશકર જે ગામડાની કે કસબાની પાસેથી નીકળતુ ત્યાંના બધા રહેવાવાળા, સ્ત્રી, બાળકો, મરદ મુસલમાન કેદીઓને જોઇ ફાવે તેમ બોલતા અને અબહમના ખુબ વખાણ કરતા.

અબહમનો મીજાજ ખુશામદીઓની તારીફ સાંભળી અરશે મોઅલ્લા પર પહોંચી ગયો હતો. તે ફખરે ગરરથી પોતાની બહાદુરી પર નાજ કરતો આગળ વધી રહયો હતો.

મુસલમાનોને રેશમની મજબુત દોરીએ બાંધેલા હતા તેઓ ઘણીજ ચુપકીદી થી અને શાંતીથી સફર કરી રહયા હતા

જયરે અન્તાકીયા થોડીક દુર રહી ગયુ ત્યારે ખ્રિસ્તીઓનું એક મોટું લશકર દેખાવા લાગ્યું એ લશકર હરકુલ આજમના ભત્રીજાની સરદારી હેઠળ શાહજાદી જયતુનનો સતકાર કરવા આવ્યું હતું. એ લશકર અબહમના લશકરને જોતાંજ માન આપવા ઘોડા પરથી નીચે ઉતરી પડયા. જયારે અબહમ પાસે આવ્યો. તો કઉવદીને આગળથી સલામ કર્યો અને હાથને ચુંબન કર્યું અને મુસલમાન કેદીઓને જોઇ તેની બહાદુરીના વખાણ કરી મુબારકબાદી આપી.

હવે અબહમ અને કૌવદીન ઘોડા પર સવાર થઇ સાથમાં ચાલવા લાગ્યા. ખ્રિસ્તીઓના આ બન્ને લશકર છેક અન્તાકીયાની પાસે આવી પહોંચ્યા અહીંથી અન્તાકીયાની ઉંચી ઉંચી ઇમારતો નજરે પડી રહી હતી. એવામાં એક ઘણુંજ મોટું લશકર દેખાયું આ લશકર પણ ખ્રિસ્તીઓનું હતું. આ લશકરમાં એટલા બધા માણસો હતા કે જે બાજુ નજર કરો માણસોનો સમુહ જાણે હેલારે ચઢયો હોય આ લશકરની સરદારી જબલહએ લીધી હતી અને તે પણ શાહજાદી જયતુનનો સતકાર કરવા આવ્યો હતો.

જબલ્લહ લશ્કરની વચ્ચો વચ્ચ એક મોટા દેવ જેવા ઘોડા પર સવાર થએલો હતો. તેના માથા પર લાલ રંગનો રેશમી કારચોબનું કામ કરેલો છત્ર હતો એ છત્રની લાકડીઓ ચાર સવારોએ ઉપાડેલી હતી.

જબલ્લહએ આ વખતે ઘણી ભારે કીમતની રેશમી પોશાક પહેરેલી હતી. એ પોશાકના છેડાઓ ઉપર જરદોજીનું કામ કરેલું હતું વેલ બુટામાં સાચા મોતી ટાંકેલા હતા અને ફુલ, પાંદડા પર હીરા ઝવેરાત ટાંકેલા હતા. તેણે સોનાનો ઝગઝગાટ તાજ માથે ઓઢેલો હતો. તેની પોશાક તથા તાજ ખુબ ચળકાટ મારી રહયા હતા.

જ્યારે શાહજાદી જયતુનની સવારી પાસે આવી, તો જબલ્લહ તાજીમ માટે ઘોડા પરથી નીચે ઉતરી પડયો. તેના ઉતરતાંજ તેના લશક- રીઓ પણ ઘોડા પરથી નીચે ઉતરી પડયા. જબલ્લહ શાહજાદી જયતુનની પાસે ગયો શાહ- જાદી આ વખતે ઘોડા પર સવાર હતી. જબલ્લહએ ઘણાજ અદબ અને માનથી તેના રકાબ (પાગડા)ને ચુમન કર્યું અને ટટાર ઉભો થઇ ગયો અને કહયું "શાહજાદી સાહેબ મને યકીન છે કે રસ્તામાં આપને કંઇ તકલીફ નહી થઇ હોય."

શાહજાદીએ મધુર સાદે જવાબ આપ્યો.

ના. મને કોઇ પણ બાબતમાં તકલીફ થઇ નથી. યુકન્ના અને તમારા દીકરા અબહમે મારા આરામ માટે ઘણો ખ્યાલ રાખ્યો, મારો આ સફર આરામથી પુરો થયો. હા કોઇ કોઇ વખતે મુસલમાનો હુમલો કરશે એ બીકે બેચેની રહેતી.

જબલ્લહ—હા એ ખરૂં છે. કે મુસલમાનો યર અશની પાસે પડેલા છે. પરંતુ જ્યારે યુકન્ના આપની સાથે હતા. જે ઘણા બહાદુર અને પુર જોશ ખ્રિસ્તી અને હજુરના મામુલી જાનીસારોમાં છે. તો આપને ફીકરમંદ થવાની કંઇ જરૂરત ન હોતી. એ સીવાય આપનો અદના ખાદીમ અબહમ પણ ખીદમતમાં હાજર હતો.

જયતુન—મને એ બન્નેની હાજરીથીજ હીમત બંધાતી રહી. અબહમે બસો મુસલમાનોને ગીરફતાર કરી લીધા. ઘણીજ બહાદુરીનું આ કામ કર્યું સાચી વાત તો એ છે કે બહાદુરોની ઔલાદ પણ બહાદુર થાય છે.

જબલ્લહ પોતાના દીકરાની સાથે પોતાની પણ તારીફ સાંભળી ઘણો ખુશ થયો. તેણે કહયું હજુર હમેશા પોતાના ખાદીમોની અદના ખીદમતને પણ વખાણે છે. એમ તારીફ કરવાથી તેમની હીમતમાં વધારો કરવાની હોય છે નહિ તો બસો મુસલમાનોને ગીરફતાર કરવા એ શું બહાદુરીનું કામ છે ?

જયતુન—ના સાહેબ હું ફક્ત એમની હીમત વધારવા આમ કહેતી નથી. બસો મુસલમાનોને કેદ કરવા એ કંઇ નાની સુની વાત નથી. મે મુસલમાન કેદીઓને જેયા છે. તેઓ બધા ઘણા બહાદુર દેખાય છે હું તો એમને જોઇ આશ્ચર્યમાં પડી ગઇ.

જબલ્લહ—શાહજાદી સાહબ, મુસલમાનો બહાદુર નથી. અસલ વાત એ છે કે

એમનામાં સંપ તથા ઇત્તેફાક છે. આ ઇત્તેફાકની બરકતથી તેઓ હમેશાં જીત મેળવી રહયા છે. એથી ઉલ્ટું આપણા ખ્રિસ્તીઓમાં ના ઇત્તેફાકી છે. નાઇતે ફાકીને લીધેજ અમો કમજોર અને તબાહ થઇ રહયા છીએ. જ્યારે મુસલમાનોમાં નાઇત્તેફાકી પેદા થશે તો તેઓ પણ તબાહ થઇ જશે.

જયતુન—અફસોસ એજ છે. કે ખ્રિસ્તીઓ નાઇત્તેફાકીને લીધે બરબાદ થઇ રહયા છે. છતાં પણ તેમની આંખો ઉઘડતી નથી. જુઓ આ વખતે તડકામાં ઘણી તેજી જણાઇ રહી છે.

જબલ્લહ—માફ કરજો, વાતોમાં ખ્યાલજ ન રહયો.

હવે જબલ્લહ પાછો ફર્યો. તે પોતાના ઘોડા પર સવાર થઇ ગયો. તે સવાર થયો કે તરત તેના લશ્કરીઓ પણ સવાર થઇ ગયા. અહીંથી અન્તાકીયા પાસે હોવાથી એની ભવ્ય ઇમારતો નજરે પડી રહી હતી જેથી જબલ્લહ એ લશકરને જુલુસના આકારે ગોઠવવા માંડયું. સઉથી આગળ યુકન્નાના લશકરે ચાલવા માંડયું. એની પાછળ શાહજાદી જયતુનની સવારી ચાલવા લાગી. એની સાથમાં ખુબસુરત છોકરીઓની પલટણ હતી. શાહજાદીની પાછળ અબહમનું લશકર અને એની પાછળ મુસલમાન કેદીઓ રવાના કરવામાં આવ્યા. આ કેદીઓ ઘોડા પર સવાર હતા ઘોડાઓને એક બીજા સાથે સાંકળોથી બાંધી લેવામાં આવ્યા હતા. કેદીઓ રેશમની મજબુત દોરીએ જકડેલા હતા. કેદીઓની પાછળ જબલ્લહનું લશકર રવાના થયું.

જે વખતે આ લોકો અન્તાકીયામાં દાખલ થયા તે વખતે અન્તાકીયાના બધા ખ્રિસ્તીઓ મુસલમાન કેદીયોને જોવા નીકળી પડયા. બધા રસ્તા ખ્રિસ્તીઓથી ભરાઇ ગયા. મકાન, દુકાન અને તેમની અગાસીઓ ઓરતો મરદો અને બાળકોથી ભરાઇ ગઇ. જ્યાં જુઓ ત્યાં ખ્રિસ્તીઓનો સાગર મોજા મારતો નજરે પડતો હતો. લોકો એક બીજા પર પડી રહયા હતા. એટલી બધી ઠઠ જામી હતી કે લશકર મુશ્કેલીથી એક એક કદમ આગળ વધી રહયું હતું.

મુસલમાન ઘણી ખામોશી સાથે માથું નમેલું રાખી જઇ રહયા હતા એમણે આંખ ઉચી કરીને એ પણ ન જોયું કે કેટલા બધા ખ્રિસ્તીઓ એમને જોવા માટે ઘરબાર સુના મુકી ભેગા મળ્યા છે.

ખ્રિસ્તીઓ મુસલમાનોને ઘણીજ નફરત અને ખરાબ નજરે જોઇ રહયા હતા. આ ખ્રિસ્તીઓમાં એવા પણ કેટલા ખ્રિસ્તી હતા જેમના સગા-વહાલાઓને મુસલમાનોએ લડાઇમાં મારી નાખ્યા હતા. એવા ખ્રિસ્તીઓ કેદીઓને એવી કીન્નાભરી નજરે જોઇ રહયા હતા કે જો તેમને હુકમ આપવામાં આવે તો તરત તેઓ મુસલમાનોના કટકા કરી નાખે.

આ તમાશબીનો (તમાશો જોનાર)માં કેટલાક એવા હતા. કે જેમણે મુસલમાનોની ફતેહની હકીકત સાંભળી તેમને ઘણાજ અકલવાળા, અને ઇન્સાન કરતાં વધુ ગુણવાળા

સમઝવા લાગ્યા હતા પરંતુ જ્યારે તેમણે નજરો નજર મુસલમાનોને જોયા. તો એઅખત્યાર પોકારી ઉઠયા. વાહ, વા આ તો મામુલી (સાધારણ) ઇન્સાન છે. એમનાથી ડરવાનું શા માટે.

આ તમાશબીનોમાં વધુ ભાગ એવા ખ્રિસ્તીઓનો હતો જેઓ કેદીઓને જોઇ ખુશાલી જાહેર કરી રહયા હતા. તેઓ જોર જોરથી તાળીઓ પાડતા. રૂમાલ અને ટોપીઓ હવામાં ઉછાળતા હતા. કેટલાક તો એટલા બધા ખુશીમાં આવી ગયા હતા તેઓ રસ્તા વચ્ચે નાચાનાચ તથા કુદમકુદ કરી રહયા હતા.

ઓરતોનું એક મોટું ટોળું વાજાની ગત પર નાચતું તથા ગાતું લશકરના મોખરા પર ચાલી રહયું હતું. જાણે આજે અન્તાકીયાનો દરેક રહેનાર ખુશ હતો. એ તો એમજ ધારતા હતાકે આજે ઇદ કરતાં પણ વધુ ખુશીનો દિવસ છે.

ખુદા ખુદા કરીને આ જુલુસ શાહી મહેલ સુધી પહોંચ્યું, શાહજાદી મહેલમાં દાખલ થઇ. અહીઆં તેનો શાહી ખાનદાનની ઓરતોએ ભાવ ભીનો સત્કાર કર્યો. જુલુસ આગળ વધી એક મોટા મેદનમાં ઉભો રહી ગયો. આ મેદાનની પશ્ચીમ દીશાએ દરબારે આમની ઘણી ઉચી, મોટી, પહોળી શાનદારઇમારત હતી. આ જગા એ પહોંચી બધું ખ્રિસ્તી લશકર કેટલીક લાઇનોમાં એવી રીતે ઉભું થઇ ગયુ કે દરબારે આમમાં જવાને જરાકે અડચણ થાય નહી.

હવે યુકન્ના, અબહમ અને જબલ્લાહ ઘોડાપરથી ઉતરી પડયા. મુસલમાન કેદીઓને પણ ઘોડા પરથી ઉતારવામાં આવ્યા અને બસો ખ્રિસ્તીઓના પહેરા નીચે તેમને દરબારે આમની ઇમારતમાં દાખલ થયાં દરબારે આમની ઇમારત વિશાળ હતી. એમ તો એના ઘણા રૂમ હતા અને દરેક રૂમ પણ ભવ્ય હતા. પરંતુ દરબારે આમનો ખંડ બહુ મોટો હતો. આ ખંડ ત્રણસો ફુટથી વધુ પહોળો અને બસો ફુટ લાંબા હતો. ભોયમાં સંગેમરમર જડેલા હતા અને છતને લાલ રંગે રંગી લીધી હતી. આ હોલમાં હજારો કુરસીઓ વચ્ચમાં જવા આવવાનો રસ્તો મુકી અર્ધ ગોળાકારે ગોઠવવામાં આવી હતી. આ કુરસીઓ પર દરબારી બપકાબંધ લુગડા પહેરી ભારે ઠાઠથી બેઠા હતા. એ બધાનું મોઢું દક્ષિણ દીશા ભણી હતું. દક્ષિણ દીશાએ હોલના છેડા પર ૧૫ ફુટ ચોરસનો એક ચબુતરો હતો. આ ચબુતરાને ચાંદીનો કઠેરો મઢેલો હતો. આ કઠેરો ત્રણ બાજુએ હતો. ચોથી બાજુએ ભીંત હતી. આ ભીંતમાં એક દરવાજો હતો. આ દરવાજા પર જાડા રેશમનો પરદો પડેલો હતો. કઠેરાની ત્રણે બાજુએ ઘણા જોરાવર ખ્રિસ્તીઓ ખુલ્લી તરવારો હાથમા લઇ પહેરો ભરી રહયા હતા.

કઠેરાની વચ્ચો વચ્ચ નકકર ચાંદીનો એક વખત હતો. આ વખતમાં સોનાથી મીનાકારી કરેલી હતી. કોરોપર ઘણીજ કારીગીરીથી હીરા અને ઝવેરાતના તોરણો બાંધેલા હતા.

આ તખ્તપર ઘણો જાડો અને આધેડવયનો એક ખ્રિસ્તી બેઠેલો હતો. જેણે ઘણોજ કીમતી પોશાક ધારણ કરેલો હતો. એની પોશાકમાં હીરા ઝવેરાત ટાંકેલા હતા. મોટા મોટા લાલના બટન હતા. માથા પર ખુબ ચળકાટ મારતું સોનાનો તાજ હતો. એજ ખ્રિસ્તીઓનો શહેનશાહ હરકુલ આજમ હતો.

હરકુલ આજમના ચહેરા પરથી જણાતું હતું કે તે અકલમંદ અને ડરેલ સવભાવનો છે. તે રૂમી જબાન સિવાય અરબી, ફારસી, અને લાતીની ભાષા બહુસારી રીતે જાણતો હતો. આ વખતે દરબારમાં બીલકુલ ખામોશી હતી. બધા દરબારીઓ ચુપચાપ બેઠા હતા.

જબ્લ્લહ, અબહમ, અને યુકન્ના આ દરબાર હોલમાં દાખલ થયા. તેઓ ધીમે ધીમે ચાલતાં કઠેરા પાસે પહોંચ્યા. તેમણે સીજ્જદામાં પડી સલામ કર્યો. હરકુલ આજમે માથું હલાવી સલામનો જવાબ આપ્યો.

હવે મુસલમાન કેદીઓને ખ્રિસ્તી સીપાઇઓના પહેરા નીચે કઠેરાની પાસે લઇ જવામાં આવ્યા. બાદ દરબારીઓએ નઝર ઉંચી કરી આ મુસલમાનોને ગુસ્સા અને નફરતની નજરે જોયા. મુસલમાનો કઠેરા પાસે જઇ ઉભા રહી ગયા. તેમને લાવનાર ખ્રિસ્તીઓએ જમીન પર પડી હરકુલ આજમને સીજદો કર્યો. જ્યારે તેમણે સીજદામાંથી માથું ઉંચુ કર્યું તો તેમને જણાયું કે મુસલમાનો પહેલાંની પેઠેજ ઉભેલા છે.

બધા દરબારીઓ ધારતા હતા કે મુસલમાનો પણ ખ્રિસ્તીઓની પેઠે એમના શહેનશાહને સીજદો કરશે પણ તેમણે જ્યારે સીજદો ન કર્યો તો બધા ખ્રિસ્તીઓ ગુસ્સે થઇ ગયા. જે સીપાઇઓના પહેરા નીચે તે આવ્યા હતા તેમના સરદારે પુર ગજબ થઇ કહયું:- "કૃપ્ર ગરૂરના પુતળાઓ બાદશાહને સીજદો કરો."

પેલા સરદારે અરબી જબાનમાં આ વાકય કહયો હતો. એથી મુસલમાનોને ઘણો ગુસ્સો ચઢી આવ્યો. એમના ચહેરા લાલ થઇ ગયા. પણ તેમણે પેલા સરદારને કંઇ જવાબ આપ્યો ન બાદશાહને સીજદો કર્યો.

કઠેરાની બાજુમાંજ એક જાડો મોટો ખ્રિસ્તી કુરસી પર બેઠો હતો. તેના માથા અને દાઢીના વાળ ખીચડી થઇ ગયા હતા. તેનું નામ સર વરન્દ હતું તે વઝીરે આમ હતો. આ વખતે મુલ્કે સોરીયામાં તેનો ડંકો વાગી રહયો હતો. નાના કે મોટા, અમીર કે ગરીબ બધા એનાથી ડરતા હતા. તે ઘણો પીતનતી, શરીર અને ચાલાક હતો. તમામ રઇસો. ફોજી સરદાર, સીપાઇઓ અને પાદરીઓ બધા એનાથી ડરીને ચાલતા, હરકુલ આજમ પણ હમેશાં તેનાથી ચેતતો રહેતો.

સરવરન્દને મુસલમાનોએ સીજદો ન કર્યો જેથી ગુસ્સો ચડી આવ્યો. તે ઉભો થઇ ગયો. અને કહયું. "મુસલમાનો તમારી સભ્યતાને શું થયું? ' શું તમો કોઇ વખતે કોઇ બાદશાહના દરબારમાં હાજર નથી થયા? શું તમો નથી જાણતા કે શહેનશાહને કેવી રીતે સલામ કરવામાં આવે છે?"

બીજા મુસલમાનોએ તો તેના આ બકવાદ ઉપર ધ્યાન આપ્યું નહિ. પરંતુ કયસને ગુસ્સો ચઢી આવ્યો. તેણે કહ્યું "અમો દરબારે શાહીના આદાબથી સારી પેઠે વાકેફ છીએ. અમો જાણીએ છીએ કે સાધારણ માણસોના મુકાબલામાં બાદશાહો તથા શહેનશાહોનો કેવો મરતબો હોય છે. અમો એ નક્કી કરી રાખ્યું હતું કે અમો તમારા શહેનશાહને સલામ કરીશું પરંતુ તમારી સભ્યતા, અને સુધારાઓને બદનામ કરવા વાળાઓ જ્યારે અમોએ જબલ્લહ, અબહમ અને યુકન્નાને સીજદો કરતા જોયા તો અમોએ તમારી સભ્ય- તા પર માતમ કરી. અમારા સલામ કરવાનો ઠરાવ માંડી વાળ્યો. કેટલી બધી આશ્ચર્યની વાત છે કે માણુસ માણુસને સીજદો કરે. અથવા કોઇ માણુસ કોઇ માણુસને બળપુર્વક સીજદો કરાવે. જો માણુસને સીજદો કરવો લાયક છે. તે દેખાડો ખુદાની તાજીમ અને ઇબાદત, કેવી રીતે કરવી કદી કોઇ દિવસ તવહીદ પરસ્તનું માથું ખુદા સિવાય બીજાના સામે નમશે નહિ. તમો પોતેજ ઇન્સાફ કરો અને કહો કે તમો સુધરેલા અને કટ્ટર ખિસ્તી થઇ માણુસોને સીજદો કરો છો. કે અમો છીએ જે ખુદાને સીજદો કરીએ છીએ.

કયસ નવજવાન હતો. ખુબસુરત હતો. આ વખતે એને જોશ આવી ગયો હતો. જેથી તેનો ચહેરો વધુ દીલ પસંદ થઇ ગયો હતો. બધા દરબારીઓએ તેને આશ્ચર્ય સાથે જોયો.

સરવરન્દ તેની ગુફ્તગો સાંભળી ઝંખવાણો બની ગયો. આજ દીન સુધી કોઇએ તેને દરબારમાં આવી રીતે ટોકયો નહોતો, જેવી રીતે આજ તેને કયસે લાજવાબ કરી દીધો. એટલા માટે તેને કયસ પર ગુસ્સો ચઢી આવ્યો. તેનો ચહેરો લાલ ટમાટા જેવો થઇ ગયો. આંખો ફાટી રહી. તે કંઇ કહેવા જતો હતો કે હરકુલ આજમે તેને રોકી કહયું:– સરવરન્દ! આ અરબ જાહીલ છે. તેમની વાતો પર ધ્યાન ન આપો. મને ખબર છે કે આ બેઅદબ પણ છે. અને મગરૂર પણ હું એમની વાતો અને ઇરાદાઓને જાણું છું જાસુસોએ ખબર આપી છે કે નજદીકમાજ મુસલમાનો અન્તાકીયા પર હુમલો કરનાર છે.હું એમની બધી બહાદુરી ભુલાવી દઇશ. તેમની આ હીમત તેમને બરબાદ કરી દેશે. આ વખતે અન્તાકીયામાં દસ લાખ ખ્રિસ્તીઓનું લશકર છે. જો કે આ લશકરજ તેમનું માથું છુંદી નાખવાને પુરતું છે પરંતુ મારો ઇરાદો એવો છે કે એટલું બધું લશકર ભેગું કરવું જેથી આ મુસલમાનોને ફના કરી હજાજના મુલક પર ચઢાઇ કરવી. જ્યાં સુધી મને યાદ છે લશકરની માગણી માટે અને બાદશાહોને મદદ માટે બધી જગાએ ફરમાન મોકલી આપવામાં આવ્યા છે. પરંતુ હજી સુધી રૂમ્મતુલ કુબરાના બાદશાહ ફલીતાનુસની પાસે કોઇ ફરમાન મોકલવામાં આવ્યું નથી. મતલબકે આજ ખ્રિસ્તીઓ પર તેનો ઘણો પ્રભાવ પડે છે. તેનું આ લડાઇમાં સામેલ થવું ઘણું જરૂરી છે. તેના પાસે પચાસ હજાર કેળવાયલા સીપાઇઓ છે. તેને તરત એક

ફરમાન લખો અને કાસદને આપી તેને તાકીદ કરી કહો કે બનતી ઉતાવળે રૂમ્મતુલ કુબરામાં હાજર થઇ ફલીતાનુસના પાસે ફરમાન પહોંચાડે.

સરવરન્દે હુકમને માથે ચઢાવ્યો. તેની પાસેજ ફરમાન લખવાવાળો બેઠો હતો તેણે તેને ફરમાન લખવા ઇશારો ફરમાન લખનારે જલદી ફરમાન લખી અરવન્દની રૂબરૂ રજુ કર્યો. સરવરન્દે તેને વાંચી, તેને વાળી, મહોર કરી પોતાની જમણે બેર બેઠેલા ખ્રિસ્તીને કહયું. પીતરીસ, આ કામ માટે તમો ઘણા લાયક છો. આ ફરમાન લો અને હમણાજ રૂમ્મતુલ કુબરા ચાલ્યા જાઓ. અને કોશીશ કરો કે વહેલામાં વહેલી તકે ત્યાં પહોંચી જાઓ.

પીતરીસ, ઉંચો જાડો અને બળવાન ખ્રિસ્તી હતો. તેણે ઉભા થઇ ફરમાન લીધું તેને ચુમી આંખોએ લગાડયો અને સીધા પગલા ભરતો દરબારની બહાર ચાલ્યો ગયો.

હવે હરકુલ આઝમે મુસલમાનોને સંબોધી કહયું "મુસલમાનો, હું તમારી સાથે થોડીક વાત ચીત કરવા માંગું છું. કહો તમારામાંથી કયો માણસ મારી વાતોનો જવાબ આપશે? પરંતુ તે માણસ એવો હોવો જોઇએ જે આદાબેશાહીનો ખ્યાલ રાખે."

હરકુલ આઝમે આ વાત અરબી જબાનમાં કરી હતી તે અરબી ભાષાપર સારી પેઠે કાબુ ધરાવતો હતો. મુસલમાનો તેની વાત સાંભળી હયરતમાં પડયા દર્રારે જવાબ આપ્યો. "અહ મુલ્ક સોરયાની બાદશાહ અમો મુસલમાનો સાચી વાત કહેવામાં અચકાઇએ છીએ, ન કોઇથી ડરીએ છીએ, અમો દરેક વાતનો જવાબ સાફ રીતે આપીએ છીએ. અને કોઇની શરમ રાખતા નથી. એમ તો આપ અમારામાંથી જેની સાથે મરજી પડે તેની સાથે વાત કરી લો ઇન્શા અલ્લાહ દરેક માણસ આપને ઘટતો જવાબ આપશે. પરંતુ જો આપ કોઇ ખાસ માણસ સાથે વાર્તાલાપ કરવા માગતા હો તો આ રફાઆ હાજર છે. એ આપને જવાબ આપશે. "દર્રારે હાથના ઇશારાથી રફાઆને દેખાડયા.

રફાઆ વયોવૃધ્ધ (ઘરડા) હતા. તેઓ ફુરકાને હમીદ (કુરઆન શરીફ) અને હદીસ શરીફ પર સારી પેઠે કાબુ ધરાવતા હતા. તેમનો કલામ ઘણોજ સહીહ અને પુર અસર હતો. હરકુલ આઝમે પુછયું "રફાઆ તમો અમારા મુલ્કમાં શા માટે આવ્યા છો."

રફાઆ સાંભળીને ઉભા થઇ ગયા અને તેમણે જવાબ આપ્યો "એ અઝીમે રૂમ અમો ઇસ્લામની તબલીગ લઇ ઘરેથી નીકળ્યા છીએ. અને જેહાદ કરવા તમારા મુલ્કમાં આવ્યા છીએ.

હરકુલ આઝમ—શું તમો તલવારના જોરથી તબલીગ કરી રહયા છો?

રફાઆ—અમો તરવારના જોરે ન તબલીગ કરીએ છીએ ન કરી શકીએ છીએ. ખુદાએ બુઝર્ગ વબરતરે પોતાના કલામપાક (કુરઆન) માં ફરમાવ્યું છે કે "લા ઇકરાહ ફીદ દીન" એટલે મજહબમાં બળ જબરી નથી. અમોએ આજ દીન સુધી

કોઇને તરવારના જોરે મુસલમાન કર્યો નથી. તેમ કોઇ માણસ તરવારથી ડરી જઇ પોતાનો ધર્મ મુકી દે. તેમજ આપે પણ નહિ સાંભળ્યું હોય કે અમો કોઇને તરવારથી ડરાવી મુસલમાન કરીએ છીએ.

હરકુલ આજમ—જો આ વાત નથી તો તમો લોકો મુલ્ક જીતવા આવ્યો છો.

રફાઆ—એ વાત પણ સાચી નથી. કેમકે જો અમો મુલ્ક અને માલના ભુખ્યા હોત તો તે શહેરો અને કીલ્લાઓ જે અમોએ ફતેહ કરી લીધા તે તમારાભાઇ ખ્રિસ્તીઓને પાછા આપી દીધા ન હોત.

હરકુલ આજમ—તો પછી તમો શા માટે તરવાર લઇ અમારા મુલ્કમાં આવ્યા છો.

રફાઆ—અમોએ ઇન્તેકામ લેવા માટે તલવાર હાથમાં ઝાલી છે. હરકુલ આજમે આશ્ચર્ય ભરી નજરે રફાઆને જોઇ કહયું. "ઇન્તેકામ માટે ?"

રફાઆ—હા ઇન્તેકામ માટે કોઇ પણ કોમે કોઇ પણ એલચીને કતલ કર્યો નથી પરંતુ જ્યારે અમારો એલચી તમારા મુલકમાં આવ્યો તો તમારી કોમે તેને કતલ કરી નાખ્યો. * જેથી અમોએ એ સફીરનો ઇન્તેકામ લેવા હાથમાં તરવાર પકડી છે.

---

* હજરત રસુલે ખુદા. સ. અ. વ. મે ઇરાન, મીસર, રૂમ, વગેરેમાં મજહબે ઇસ્લામની દાવત માટે એલચીઓ રવાના કર્યા હતા, રૂમીઓ (ખ્રિસ્તી) એ એલચીને કતલ કરી નાખ્યો હતો. તેનો ઇન્તેકામ લેવા પ્રથમ હજરત જાફરે તઇયારની સરદારી નીચે એક લશકર મોકલવામાં આવ્યુ. પણ તેના કામયાબ રહી, અને હજરત જાફરે તઇયાર મોતા મુકામે શહીદ થઇ ગયા. બીજી વખતે હજરત ખાલીદને મેકલવામાં આવ્યા. પરંતુ તરતજ હજુર સલ અપની વફાત થઇ ગઇ. અને મુલ્કે હજાજમાં ફીતના અને ફીસાદ શરૂ થઇ ગયા જેથી હજરત હજરત ખાલીદને પાછું આવવું પડયું. જ્યારે હજાજ (અરબસ્તાન) માં અમનો અમાન કાયમ થયો તો પેલા સફીરનો ઇન્તેકામ લેવા માટે અરબોએ મુલ્ક રૂમ પર ચઢાઇ કરી.

---

હરકુલ આજમ—અમો અમારી ભુલ કબુલ કરીએ છીએ કે અમોએ વગર વીચારે એલચીને કતલ કરી નાખ્યો. પરંતુ અમો તેના ખુનનો બદલો આપતા હતા પણ તમારી કોમે તે મંજુર કર્યો નહી.

રફાઆ—અજીમે રૂમ, ખરી હકીકત તો એ છે કે અમોને કમજોર ધારી અમારા એલચીને મારી નાખવામાં આવ્યો. જ્યારે અમોએ એ કરપીણ ખુન બાબત અવાજ બુલંદ કર્યો તો તે કોઇએ સાંભળ્યો નહી. જેથી અમોએ ચઢાઇ કરી તો અમારા લશકરીઓને નિર્દય રીતે કાપી નાખવામાં આવ્યા પણ જ્યારે અમોએ પુરા બળ સાથે આક્રમણ કર્યું. અને મુલ્ક શામનો મોટો ભાગ જીતી લીધો,

ત્યારે આપે વીચાર્યું કે અમારો મુલકપણ અમારા હાથમાંથી જતો રહેશે. ત્યારે આપની કોમે પોતાની ભુલ કબુલ કરી. અને એલચીના ખુનનો બદલો આપવા તઇયાર થયા.

હરકુલ આઝમ—રફાઆ તમારી ધારણા ખોટી છે. કારણકે તમો સહેલાઇથી અમારા મુલક પર કબજો કરીલો. સાંભળો મારી પાસે એટલું બધું લશકર છે કે તમારા એક એક સીપાહીની સામે હું એક એક હજાર લશ્કરીને ઉભા કરૂં પરંતુ હુ ખુનરેજીને પસંદ કરતો નથી. હજાર અમારા મુલકની પાસે છે. અરબો અમારા પાડોશીઓ છે. જેથી હું એવું નથી ચાહતો કે બે કોમો પોતપોતામાં ખુનરેજી કરે. વધુ સારૂં તો એ છે કે સલાહ થઇ જાય.

રફાઓએ વાત કાપીને કહયું આપનું લશકર ઘણું છે એ ખરૂં પણ અમો એથી ગભરાવાના નથી. અમારા મોહતરમ નબીએ કેટલાક વખત અગાઉ મુલ્કશામનીફતેહની ખુશખબરી આપી દીધી છે. જેથી અમોને પુરી રીતે ભરોસો છે કે આ મુલક અમારા તાબામાં આવી જશે. છતાં અમો પણ તમારી પેઠે ખુનરેજી પસંદ કરતા નથી. હવે એલચીના બદલાની વાત બંધ રાખો કેમકે તેના પછી હજરત જાફરે તઇયાર અને તેમના સાથ વાળા. અને તેમના પછી પેલા શહીદો નાખુનના બદલાની વાત કરવી પડશે જેઓ આપના મુલકમાં શહીદ થયા અને એ ખાતરી પુર્વકની વાત છે કે આપ બધા શહીદો નાખુનનો બદલો આપી શકો નહિ. અલબત જો આપ સુલેહ કરવી ચાહ તાહો તો તે થઇ શકે છે.

હરકુલ આજમે રફાઆને બોલતા અટકાવી કહયું મારી મતલબ તો સુલેહ કરવાનીજ છે. તે જેવી રીતે થઇ શકે. કહો કેવી રીતે સુલેહ થઇ શકે છે?

રફાઆ—સાથી પહેલાં એ શરત છે કે આપ મુસલમાન થઇ જાઓ......

હરકુલ આ શરત સાંભળતાં ગુસ્સે થઇ ગયો. તેની પેશાનીમાં કરચળીઓ પડી ગઇ. તેણે વાત રોકાને કહયું "કોઇ પણ રીતે એ બની શકે નહી."

રફાઆ—જો પહેલી શરત તમો મંજુર કરતા નથી તો બીજી શરત સાંભળો. "અમારા તાબેદાર બની જજીયો આપો."

હરકુલ આજમ વધુ નાખુશ થયો. ગુસ્સાથી તેનો ચહેરો લાલ અંગારા જેવો થઇ ગયો. તેણે કહયું "અમો તમારા તાબેદાર થઇ જઇએ. અમારી આઝદી તમારે હાથે વેચી દઇએ. અમો હરગીજ એવું નહી કરીએ.

રફાઆ—આપને અમારી બેઉ શરતો મંજુર નથી તો બસ પછી તરવાર અમારા તમારા વચ્ચે ફેસલો કરી આપશે.

રફાઆની બધડક અને દીલેરીના વાતચીતથી હરકુલ આજમ અને તેના દરબારીઓને હેરતમાં નાખી દીધા. હરકુલ આજમે થોડીકવાર પછી કહયું રફાઆ તમો ઘણા બેબાક

અને ગુસ્તાખ છો. તમોને એક શહેનશાહની રૂબરૂ આટલી બધી હીંમતથી વાતચીત કરવી જોઇએ નહિ. તમો હમણાં કેદી છો, રેશમની દોરીથી બાંધેલા છો. અને મારી સામે ઉભા છો. હું તમોને હમણા કતલ કરી શકું છું તમોને તમારી જાન વહાલી નથી ?

રફાઆ—આપનો રૂઆબ, આપના લશકરનું બળ, અને મોતનો ડર અમોને સાચી વાત કહેતાં રોકી શકનાર નથી.

હરકુલ આજમ—રફાઆ. તમો લોકો બુતપરસ્ત હતા, સેંકડો બુતોને પુજતા હતા. તમારામાં નાઇત્તેફાકી હમારા કબીલા નાની નાની વાતો પરથી પોત પોતામાં લડી મરતા હતા તમારા કબીલા નાની નાની વાતો પરથી પોત પોતામાં લડી મરતા હતા તમારા જંગલીપણાની તથા જુલમીપણાની એવી હાલત હતી કે પોતાની માસુમ દીકરીઓને તમો તમારા હાથે કતલ કરી નાખતા. કે જીવતી ભોંયમાં દાટી દેતા હતા....

રફાઆએ વચ્ચમાંજ કહયું "એક વખત એવો હતો કે અમો ઇલ્મો હુન્નરનાં માહીતગાર હોવા છતાં જાહીલ હતા કુફર અને અંધકારની ઘટા અમારા માથા પર પથરાએલી હતી. અમો ત્રણુસો પાંસઠ બુતોની પુજા કરતા હતા. છોકરીઓને કતલ કરી નાખતા હતા. અમારામાં નાઇ-તેફાકી એટલી બધી હતી કે, હરેક કબીલાં તથા ખાનદાનમાં કુસંપ હતો. પરંતુ અમારા પર ખુદાએ અજ્જો- જલે મહેરબાની કરી, કુફ્રો અંધકારના વાદળા ચીરી તોહીદ પરસ્તીનો સુરજ ઉગ્યો. અમારી કોમમાં ભારે ઇજ્જત અને નેક હસ્તી પેદા થઇ જેની ખુશખબરી હજરત ઇસાએ આપી હતી એટલે હજરત મોહમદ મુસ્તફા, સ૦ અ૦ વ૦ સ૦ પેદા થયા. અમોએ તેમની રીસાલત સાચી માની, દોલતે ઇમાનથી ભરપુર થયા. ઇસ્લામે અમોને એક કરી નાખ્યા હવે અમો ચાહીએ છીએ કે આખી દુન્યા મુસલમાન થઇ જાય.

હરકુલ આજમ—બીજા પેગમ્બરો પર વહી નાઝીલ થતી હતી, શું તમારા નબી પર પણ નાઝીલ થઇ છે.

રફાઆ – જી હાં.

હરકુલઆજમ–વહી કેવી રીતે નાજીલ થતી હતી?

રફાઆ—એક દિવસ હું હજરત મહોમદ સ. અ. વ. સ. ની ખીદમતમાં હાજર હતો કે મક્કાનો રહેનાર એક માણુસ આવ્યો. તેણે સરવરે કાયનાતથી દરયાફ્ત કર્યું કે યા રસુલુલ્લાહ આપ પર વહી કેવી રીતે નાજીલ થાય છે ? હજુરે ફરમાવ્યું" કોઇ વખતે તો શહેદની માખીઓની પેઠે નરમ અવાજ સંભળાય છે. અને જે કંઇ તે અવાજ કહે છે. હું યાદ કરી લઉં છું અને પછી લોકોને સંભળાવી દઉં છું. કોઇ વખતે ફરીશતો આદમીની સુરતમાં મારા પાસે આવે છે. અને તે જે કંઇ કહે છે. તે હું બરાબર યાદ કરી માણુસાને સંભળાવી દઉં છું........

હરકુલ આજમે વાત રોકીને કહ્યું. રફાઆ હું એ દરયાફત કરવું ચાહું છું કે વહી નાજીલ થવાની શરૂઆત કેવી રીતે થઇ ?

રફાઆ—અમારા મોહતરમ નબી, સ. અ. વ. ઘણાજ નેક, સાચું બોલનાર, અમીન અને મહેમાન નવાજ હતા. આપ જુનાવી શરૂ થતાં પહેલાંથી એકાંતને વધુ પસંદ કરતા. ઘણા ભાગે હજુર પહાડ પર ચઢી જતા અને ગારે હીરામાં બેસી જતા. અને જ્યાંસુધી કોઇ બોલાવવા ન આવે ત્યાંસુધી ગામમાંથી બહાર નીકળતા નહી. કોઇ કોઇ વખતે આપને ખ્વાબમાં એક નુરાની ચહેરો જોવામાં આવતો. આપ તેને જોઇ આશ્ચર્ય પામતા, જ્યારે આપની ઉમર ચાલીસ વરસની થઇ તો એક દીવસે એક માણસ આપની પાસે આવ્યો તેનો નુરાની ચહેરો બીલકુલ તેવોજ હતો જેવો ઘણે ભાગે સ્વપ્નામાં જોવામાં આવતો હતો. પેલા માણસે પાસે આવી કહ્યું:- યા મોહંમદ અસ્સલામો અલયકુમ વ રહમતુલ્લાહ, આપે ફરમાવ્યુ વ અલેકસ્સલામ વરહમતુલ્લાહ, પેલા માણસે કહ્યું, યા, મોહંમદ પઢો. આપે ફરમાવ્યું હું પઢી જાણતો નથી. તેણે આપને પોતાના બાહુમાં લઇ જોરથી દાબ્યા. અને કહ્યું. હવે પઢો. આપે પાછું ફરમાવ્યું. હું ઉમ્મી છું (અણુપઢ) બીલકુલ પઢી જાણતો નથી. પેલા માણસે બીજી વાર આપને પહેલાની માફક બેઉ હાથો વચ્ચે લઇ ભીંચ્યા અને કહ્યું હવે પઢો આ વખતે આપના મનવ્વર ચહેરા પર પરસેવાના નાના નાના ટીપા જણાવા લાગ્યા. આપે ફરમાવ્યું હું શું પઢુ. મને કંઇ પણ પઢતા આવડતું નથી. પેલા માણસે ત્રીજી વખતે આપને પોતાની આગોશ (હાથ વચ્ચે)માં લઇ ભીચ્યા અને વધુ જોરથી દાબ્યા અને કહ્યું યા મોહમદ પઢો. "ઇકરા બીસ્મે રબ્બેકલલજી ખલકા ખલકલ ઇન્સાના મીન અલક ઇકરા વરબ્બોકલ અકરમુલલજી અલલમા બીલ કલમે અલલમલે ઇન્સાના માલમ યાલમ" એટલે પઢો તમો (કુરઆન શરીફ) શરૂ સાથ નામ આપણા પરવરદેગારના, જેણે ઇન્સાનને લોહીથી પેદા કર્યો, પઢો તમો, તમારો પરવરદેગાર બધા બુજર્ગોથી બુજર્ગ છે. જેણે કલમથી લખતાં શીખવ્યું અને ઇન્સાનને તે વાતો શીખવી જે તે જાણતો નહોતો. હુજુરે આ આયતને યાદ કરી લીધી જ્યારે આપને આ આયત બરાબર યાદ થઇ ગઇ ત્યારે તે માણસ ચાલ્યો ગયો. આપ તે વખતે પરસેવાથી તરબોળ થઇ ગયા હતા. આપના દીલ પર હેબત બેઠેલી હતી. આ ત્યાંથી ચાલી ઘરે આવ્યા. અને આપની મોહતરમ બીબી હજરત ખુદેજાને ફરમાવ્યું કે મને લુગડું ઓઢાડી દો. તરત આપને લુગડું ઓઢાડી દીધું થોડી વાર પછી આપની તબીયત બરાબર થઇ તો આપ ઉઠીને બેઠા, અને હજરત ખુદેજાને બધી હકીકત કહી ફરમાવ્યું મોહતરમ બીબી. મને મારી જાનનો ખોફ છે. જરૂર મારી સાથે કોઇ જરૂરી બનાવ બનનાર છે. હજરત ખુદેજાએ જવાબ આપ્યો આપ કંઇ પણ વાતની ચીંતા ન કરો.

યકીન છે કે ખુદા આપને ફીકરમન્દ નહી કરે. આપ ઘણા નેક અને સાચુ બોલનારા છો. કદી આપે બુતપરસ્તી કીધી નથી. જુઠું બોલ્યા નથી હમેશા કમજોરોની મદદ કરતા રહો છો. મહોતા- જોની ખબરગીરી તથા યતીમોની નાજ બરદારીમાં મશગુલ રહયા છો. આ બોલોથી આપને શાંતી વળી.

એક દીવસ આપ ગારે હીરા બણી તશરીફ લઇ જતા હતા, કે કોઇએ કહયું યા રસુલુલ્લાહ અસસલામો અલયકુમ, આપે વાલેકુસસલામ કહી આસમાન તરફ જોયું આપને તેજ માણસ જેણે પહેલે દીવસે પોતાની આગોશમાં લઇ ભીંચ્યા હતા એક કુરસીપર પરસેવાના ટીપા દેખાવા લાગ્યા. આપ પાછા ફરી મકાન પર આવ્યા અને લુગડું ઓઢી સુઇ ગયા સુતાની સાથેજ આપ પરસેવાથી ભીંજાઇ ગયા, આપને એવીજ હાલતમાં અવાજ આવ્યો:- "યા અય્યોહલ મુદસ્સેરો કુમ ફ અનજીર એટલે એ રીસાલતની પોશાક પહેરનાર પોતાની ખ્વાબગાહમાંથી ઉઠો, અને પોતાના પરવરદીગારને યાદ કરી તેની તાજીમ કરો. અને પોતાના લુગડાને પાક રાખો, અને ગુનાહોથી બચો. એટલે હાલમાં જેવા પરહેજગાર છો તેવાજ પરહેજગાર રહો. આપે આ આયતને પણ મોઢે યાદ કરી લીધી. હવે આપે પાકો ઇરાદો કરી લીધો કે હવે પછી જ્યારે એ માણસ દેખાશે તો તેને પુછી જોઇશ કે તે કોણ છે? એક દીવસે હુજુરે પાછો અવાજ સાંભળ્યો "યા મોહંમદ કુમ ફ ઇન નઝ જબ્બારા યદઊકા એટલે એ મોહંમદ (સ.અ.વ.) ઉભા થાઓ, તમોને તમારો પરવરદીગાર બોલાવે છે. આપે પુછયું તમો કોણ છો? તમારૂ નામ શું છે? તે માણસે જવાબ આપ્યો. "યા મોહમદ અનતા રસુલુલ્લાહ વઅના જીબ્રાઇલ, એટલે અય મોહમદ સ. અ. વ. તમો ખુદાના રસુલ છો અને હું જીબ્રાઇલ છું. જેથી આપને નીરાંત થઇ એ પછી જલદી જલદી વહી ઉતરવા લાગી. તે એટલે સુધી કે આપને મજહબે ઇસ્લામની તબલીગનો હુકમ થયો. આપે તબલીગ (ઇસ્લામના ફેલાવાનું કામ) શરૂ કરી. લોકોએ આપને ઇજાઓ પહોંચાડી, સખતમાં સખત તકલીફો દીધી, પણ આપ, બધી ઇજાઓ તથા તકલીફોને હસતે મુખે બરદાસ્ત કરતા રહયા, આપના સંયમ, સબર અને ખુદાએ; બુજર્ગના કલામનો એ અસર થયો કે આખું અરબસ્તાન મુસલમાન થઇ ગયું. હજાજની જમીનમાંથી બુતપરસ્તી તથા કુસંપની જડ કપાઇ ગઇ. જયારે કલામે પાક પુરો થઇ ગયો તો આ આયત નાજીલ થઇ. "અલયોમા અકમેલતો લકુમ દીનકુમ વ અત મમતો અલય કુમ નેઅ મતી વ રદયતો લકોમલ ઇસ્લામ, એટલે (અય મોહંમદ સ.અ.વ.) આજ મે દીને ઇસ્લામ પુરો કર્યો અને મે તમારા પર પુરો એહસાન કર્યો અને મેં તમારા માટે દીને ઇસ્લામ પસંદ કર્યો, એ અજીમે રૂમ ખુદાએ પસંદ કરેલો મજહબ ઇસ્લામ છે, તે માણસને હજારો આફ્રીન છે જેણે ખુદાએ પસંદ કરેલા મજહબને અખત્યાર કર્યો.

હરકુલ આજમ—અમારી કીતાબોમાં લખ્યું છે કે અરબમાં જે નબી થશે તેમની ઉમ્મત પર ખુદા એટલો બધો મહેરબાન થશે કે જો તેમનો ઉમ્મતી એક ગુન્હો કરશે તો એકજ ગુન્હો લખ- વામાં આવશે. પણ જો એક નેકી કરશે તો દશ નેકીયો લખવામાં આવશે.

રફીઆ—ખુદાની કસમ ખુદાએ અમારા પર એ પણ ફજલો કરમ કર્યો છે. ખુદાવંદે કરીમે પોતાના કલામે પાકમાં ઇરશાદ ફરમાવ્યું કે "ફમન જાઆબીલ હસનતે ફલહુ અશરો અમ સાલેહા વમન જાઆબીસ સયતે ફલાયુજજી ઇલ્લા મીસલોહા" એટલે જે કોઇ નેકી કરે તેને દસ નેકીયોનો અજર મળશે અને જે કોઇ બદી કરશે તે એના બરાબર સજા પામશે.

હરકુલ આજમ—અમારા મોહતરમ નબી હજરત ઇસા મસીફુઇબ્નુલ્લાહએ બશારત આપી છે કે અરબમાં જે નબી થશે તે પોતાની ઉમ્મત પર દુન્યામાં અને કયામતના દીવસે ગવાહ થશે.

રફીઆ—વલ્લાહ અમારા મોહતરમ વ બુજર્ગો નબી, સ. અ. વ. ની એજ સીફત છે. પરવર દેગારે આલમે કુરઆન શરીફમાં ફરમાવ્યુ છે કે "ઇન્ના અરસલ- નાકા શાહેદં'વ, વમુબસશેરં'વ વનજીરં'વ, વદાએ યન ઇલ્લાહ બેઇજનેહી વસીરં જમ મુનીરા." એટલે (અયમોહમદ સ. અ. વ. સ.) અમોએ તમને દુન્યામાં મોકલ્યા છે. ગવાહ બનાવીને, ખુશ ખબરી આપવાવાળા, બીવરાવવા- વાળા, અને બોલાવવાવાળા, અલ્લાહની તરફથી તેના હુકમથી અને રોશન ચીરાગ, બીજે ઠેકાણે ફરમાવે છે કે "વજેઅના બેકા અલાહાઉલાએ શહીદા" એટલે અમો બોલાવીશું તમને કયામતના દીવસે પેલા લોકોની ગવાની ગવાહી માટે.

હરકુલ આજમ—અમારી મુકદદસ કીતાબોમાં લખેલુ છે કે, હજાજની જમીનમાં નબી થશે તેમના પર અલ્લાહ તઆલા અને ફરીશતાઓ એમની જીંદગીમાં દરૂદ મોકલશે. અને તેમની ઉમ્મતને પણ તેમના પર દરૂદ પઢવાની તાકીદ ફરમાવી છે.

સરવરન્દ આ વાતચીતને ઘણા ધ્યાન પુર્વક સાંભળી રહયો હતો. તેને ભય પેદા થયો કે હરકુલ આમજ રફીઆની વાતોથી આકર્શાઇ મુસલમાન થઇ જાય જેથી તેણે ઝટ કહયું "યા અજીમે રૂમ, જે નબીનો બશારત આપણી કીતાબોમાં લખેલી છે. તે હમણાં મબઉસ થયા નથી, આ અરબ જુઠો છે, જે કંઇ આ અરબે કહયું તે બધું બનાવટી છે.

બધા મુસલમાને સરવરન્દના આવી રીતે થઇ હતી.

રફીઆ—થઇ હતી ખુદાએ બુજર્ગ વ બરતરે કુરકાને હમીદમાં ફરમાવ્યું છે કે "સુબ્હાનલલજી અસરા બે અબ્દેહી લયલન." એટલે. તે પાકજાત છે. જે રાતે પોતાના બદા (હજરત. મોહમદ. (સ. અ. વ.)ને આસમાન પર જઇ શેર કરાવી.

રહીઆ—એજ વાત અમારા મોહતરમ નબી સ. અ. વ. સ માટે છે. ખુદાવન્દે આલમ કલામે મજીદમાં ફરમાવે છે કે "ઇન્નલ્લાહા વ મલાએકતે હુયો સલ્લુના અલનનબી યા અય્યોહલલજીના આમનુ સલ્લુ અલયહે વ સલ્લેમુ તસલીમ." એટલે. તેહકીક અલ્લાહ અને તેના ફરીશ્તા નબી પર દરૂદ મોકલે છે. અય ઇમાન-નવાલો તમો પણ તેમના પર દરૂદ મોકલ્યા કરો.

હરકુલ આજમ—શું તમારા નબીને મેરાજ વચ્ચમાં બોલવાથી ઘણું ખોટું લાગ્યું. દર્ાિરને ઘણો ગુસ્સો ચઢી આવ્યો. તેઓ ગુસ્સાથી કંપવા લાગ્યા અને ગજબનાક લેહજામાં કહેવા લાગ્યા, "ઓ નાપાક રૂમી કુતરા તુ જુઠો છે. તુ શેતાન છે. શહેનશાહને આડા માર્ગે દોરે છે. ખુદા એ અજ્જોજલની કસમ તે મોહતરમ નબી જેનો બયાન તમારી કીતાબોમાં છે. અને જેની બશારતહજરત ઇસાએ આપી છે મબઉસ થઇ ચુકયા.

દર્ાિરની વાત સાંભળી બધા ખ્રિસ્તીઓ ખુબજ ગુસ્સે થઇ ગયા અને જોરો ગજબથી એટલા બધા દીવાના થઇ ગયા કે આદાબે શાહીને એક બાજુએ મુકી તરવારો મ્યાનમાંથી બહાર કાઢી મુસલમાનોને મારી નાખવા દોડી પડયા.

મુસલમાનોએ ખ્રિસ્તીઓના આ અસભ્ય તોફાન જોયું. ઉઘડી તરવારો તેમના માથા પાસે પહોંચી ગઇ. પરંતુ તેઓ અલ્લાહના બંદા જરાકે ગભરાયા કે ડર્યા નહિ. બલકે મરદાનગી સાથે પહેલાંની પેઠે ઉભા રહયા.

હરકુલ આજમે ખ્રિસ્તીઓના ગીજોગજબને જોયો. તે સમજી ગયો કે બે ગુનાહ મુસલમાનોના ખુનથી ભોંય લાલ થનાર છે. તેણે તરત હાથના ઇશારથી ખ્રિસ્તીઓને માર કાપ કરતા રોકયા. ખ્રિસ્તીઓ ઉભા રહી ગયા. પરંતુ હજી તેઓ ખુલ્લી તરવારો ઉંચી કરી મુસલમાનો પાસેજ ઉભા હતા. તેઓ ચાહતા હતા કે હરકુલ આજમ જરાક ઇશારો કરે અને તેઓ લોહીની નદી વહાવી મુકે. પરંતુ હેરકુલ આજમ બરાબર તેમને રોકી રહયો હતો.

સરવરન્દને હરકુલ આજમનું આ કૃત્ય ઘણું નાપસંદ લાગ્યું. તેણે કહયું "અય અજીમે રૂમ આ આજ પહેલ વહેલો બનાવ છે કે મને ભર દરબારમાં બે વખત જલીલ કરવામાં આવ્યો છે હું મારી આટલી બધી તિરસ્કાર તથા બદનામી ગવારા કરી શકતો નથી એટલા માટે વજારતના ઓધ્ધા પરથી છુટો થાઉં છું.

સરવરન્દને આ વખતે હદથી વધુ ગુસ્સો આવી રહયો હતો. તેની ઇચ્છા હતી કે બધા મુસલમાનોની બોટીઓ કરી નાખવામાં આવે. તેણે મુખેથી રાજીનામું એટલા માટે આપ્યુ હતુ કે હરકુલ આજમ તેને ગુસ્સામાં જોઇ બે ગુના મુસલમાનોના કતલનો હુકમ આપે આમ છતાં પણ હરકુલ આજમ ખામોશ રહયો તો સરવરન્દનો ગુસ્સો એટલો બધો વધી ગયો કે

તે જોશો ગજબથી કંપવા લાગ્યો. તેનો ચહેરો લાલ થઇ ગયો. આંખો લાલ અંગારા જેવી થઇ ગઇ. મોમાંથી ફીણ નીકળવા માંડયું. પેશાની નીરગો ફુલી આવી અને તે પુર ગજબ નજરે મુસલમાનોને જોઇ દરબારમાંથી ચાલ્યો ગયો.

હરકુલ આજમ પણ દર્રારને ગુસ્સાની નજરે જોઇ રહયો હતો. સરવરન્દના ચાલ્યા જવાથી તેણે દર્રારને સંબોધી કહયું "એ અદબ અરબ તમો કોણ છો ?"

રફાઆએ જવાબ આપ્યો. "આ એ છે જેના કારનામા બધા મુલ્ક શામમાં મશહુર છે. એમની દીલેરી અનોખી છે. એમનું નામ સાંભળી દુશમનો થરથરી જાય છે. એમને દુશમનોની બહુ સંખ્યા ડરાવી શકતી નથી, એમનું નામ દર્રાર છે. એ આજવરના દીકરા છે,

હરકુલ આજમે પુછયું શું એ તેઓ તો નથી જે કોઇ વખતે પેદળ અને કોઇ વખતે ઘોડા પર સવાર થઇ, કોઇ વખત ઉઘાડા શરીરે તો વળી કોઇ વખત લુગડા પહેરી ફકત ભાલો લઇ લડાઇ કરે છે ? સાંભળવામાં આવ્યું છે કે તેમણે કોઇ વખત બખતર પહેર્યું નથી મોઢા પર જાળી કે માથે ટોપ રાખ્યા નથી.

રફાઆ—હા તેઓ એજ છે. એમનું કહેવું છે કે ફકત ભાલુંજ એક એવું હથીઆર છે. કે જેના પર વીશ્વાસ રાખી શકાય, તેમણે આજ સુધી ફકત એકજવાર બખતર પહેર્યું છે તે પણ થોડીકજ વાર માટે.

હરકુલ આજમ વાતને એટલા માટે લંબાવી રહયો હતો કે કોઇ પણ રીતે ખ્રિસ્તીઓનો ગુસ્સો ટાઢો પડી જાય, તે હાથ બાંધેલા કેદીયો પર તરવારનો વરસાદ વરસે એમ ઇચ્છતો નહોતો. પરંતુ બધા દરબારીઓ આ વખતે ઘણા ગજબનાક થઇ રહયા હતા સરવરન્દના ચાલ્યા જવાથી એમના ગુસ્સામાં ઓર વધારો થયો હતો. એક ઘણા જાડા અને લાંબા દરબારીએ હરકુલ આજમને સંબોધી કહયું અય અજીમે રૂમ ઘણાજ અફસોસની વાત છે. કે જે અરબે મુલ્ક સીરીયાના વજીરે આજમનું દરબારમાં અપમાન કર્યું છે તે હજી સુધી જીવતો છે.

તેની પાસેજ એક આધેડ વયનો માણસ ઉભો રહી પુર ગજબ નજરે મુસલમાનોને જોઇ રહયો હતો તેણે કહયુ અમો લોકો હજી સુધી આ દાબજાહીની શરમ રાખી રહયા છીએ. શું હુજુર એવું ચાહે છે કે અમો શાહી રૂઆબ અને દાબને અભરાઇ પર મુકી ગુસ્તાખ, મોંફાટ દુશમનો પર તુટી પડીએ.

ઘણા ખ્રિસ્તીઓએ ભેગા મળી કહયું "બેશક એમજ થવું જોઇએ."

હરકુલ આજમ કમજોર તબીયતનો બીકણ માણસ હતો. તે પોતાની કોમથી ઘણો ડરતો હતો. તેને ચોવીસે કલાક એ દેહશત રહેતી હતી કે વખતે મારી કોમ મને મારી નાખે, તે આ વખતે દરબારીઓની ગુસ્તાખી ભરી ચાલ અને ગુસ્સે થએલા ચહેરાથી ડરી ગયો. તેણે દરબારીઓને સંબોધી કહયું "આપ લોકો શું ચાહો છો."

એક દરબારીએ કહ્યું "અમો વઝીરે આઝમનું અપમાન કરનારનું ખુન માગીએ છીએ.

હરકુલ આઝમ—તેનું ખુન કરવામાં આવશે.

બીજો દરબારી—ક્યારે ? અને કઇ જગ્યાએ ?

હરકુલ આઝમ—હમણા અને અહીંઆંજ.

ત્રીજો દરબારી—મારા ધારવા પ્રમાણે વખત ગુજારવામાં આવે છે. તેથી એક મોટા ફીતનાની શરૂઆત થવાની છે.

ચોથો દરબારી—બેશક વાર લગાડવામાં એવી દહેશત રહે છે કે કંઇ એવો નાપસંદ બનાવ ન બની જાય જેથી તમામ મુલ્ક રૂમમા હાહાકાર મચી રહે.

આ દરબારીએ મર્મમાં હરકુલ આઝમને કત્લની ધમકી આપી હતી તે આ ધમકી સમજી ગયો. બીકણપણાએ તેના દીલમાં ખોફ પેદા કર્યો ખોફે તેના ચહેરાનો રંગ ઉડાડી દીધો, તે જોઇ રહયો હતો કે જંગલી અને નિર્દય પુતળા. બળવાખોર અને ગુસ્તાખ દરબારીઓ ખુલ્લી તરવારો મુસલમાનોના માથા પર ઉચી કરી ઉભા છે. તેને એવી ધાસ્તી પેઠી કે કઇ આ તરવારો મુસલમાનોના લોહીમાં રંગાતાં પહેલા મારા લોહીથી રંગઇ જાય એથી તેણે તરત કહ્યું "ખ્રિસ્તી દીલેરો. આ ગુસ્તાખ મુસલમાનના લોહીથી આ ધોળા ફરસને રંગીન કરી દો."

બાદશાહના મોઢામાંથી હજી તો પુરા શબ્દો પણ બહાર પડયા ન હોતા તે પહેલાં કેટલાક બે દરદ ખ્રિસ્તીઓની તરવારો એકસ, એબસ હાથ પગ બાંધેલા શરીર પર પડી, તેઓ સખત ઘાયલ થઇ જમીન પર પડયા અને તેમના જખમોમાંથી લોહી ફુંઆરા પેઠે ઉછળી ધોળા ફારશને રંગીન કરવા લાગ્યું.

મુસલમાનોએ આ કરપીણ બનાવ જોયો. ગમો ગુસ્સાથી એમની હાલત બદલાઇ ગઇ કયસને સૌથી વધારે ગુસ્સો ચઢી આવ્યો. તેણે કહ્યું "ઇસ્લામી શેરો આ મજબુત રેશમની દોરીઓને કરોળીઆના જાળાની પેઠે ટુકડે ટુકડા કરી નાખો."

મુસલમાનોએ ધીમે રહી શરીર હલાવ્યું તેમણે પોતાના હોઠોને દાંતોના નીચે દાબી રેશમની મજબુત દોરીઓને તોડવા માટે પોતાની પુરા બળથી કોશીશ શરૂ કરી. ચટચટ અવાજ સંભળાયો. રેશમની દોરીયો તુટવા લાગી. ખ્રિસ્તીઓ, ખોફ અને હયરતની નજરે મુસલમાનોને જોવા લાગ્યા. હરકુલ આઝમને ધાસ્તી પેઠી કે મુસલમાનો હમણા દોરીયો તોડી છુટા થઇ જશે. અને પોતાનો દરબાર દરબાર મટી મેદાને જંગ બની જશે. જેથી મુસલમાનોને ધીરજ આપતાં કહેવા લાગ્યો:—"ઇસ્લામી દીલેરો ! કોઇ નાપસંદ બનાવ બને તે પહેલાં તમો ગોર કરીલો કે મેં જે કંઇ કર્યું છે તે મજબુર થઇ ને કર્યું છે.

મુસલમાનો તેની તરફ જોવા લાગ્યા, તેમણે પોતાની ભોળપણને લીધે દોરીઓ તોડવાની મહેનત બંધ કરી દીધી, જો તેઓએ હરકુલ આજમની સામે જોયું ન હોત, જરૂર તેઓ દોરીઓ તોડી નાખતે કેમકે તેઓ આ વખતે જોશો ગજબમાં ભરેલા હતા પરંતુ થોડીકજ વારમાં તેમનો તે જોશો ખરેખર ધીમો પડી ગયો, અને તેઓ આક્રંદ થતા રહી ગયા.

જ્યારે ખ્રિસ્તીઓએ મુસલમાનોને દોરીઓ તોડતાં જોયા હતા તે વખતે તેઓ ભયભીત થઇ ગયા હતા. પરંતુ હરકુલ આજમે પોતાની ચાલાકીથી મુસલમાનોના જોશને ધીમો પાડી દીધો. ત્યારે તેઓ સમઝી ગયા કે હવે મુસલમાનો કોઇ પણ રીતે દોરીઓ તોડી શકનાર નથી ત્યારે તેમના જીવમાં જીવ આવ્યો. તેઓ દર્રારને તડપતાં જોઇ ખુશી મનાવવા લાગ્યા, એવામાં એક ખ્રિસ્તીએ જોરથી કહયું "આ ગુસ્તાખ અરબની જબાન કાપી નાખો."

હરકુલ આજમ આ વખતે ખામોશ હતો, તે ચીંતાતુર જણાતો હતો.

યુકન્નાના ચાંદીના કઠેરા પાસેજ ઉભો ઉભો આ રોમાંચક દેખાવ જોઇ રહયો હતો. તે આગળ વધ્યો અને હરકુલ આજમની પાસે જઇ પહલાં જમીનને ચુમી સીધો ઉભો રહી કહેવા લાગ્યો. અય અજીમે રૂમ, મારા ધારવા પ્રમાણે કોઇ બેકસ અને મજબુર કેદીને ભર્યા દરબારમાં કતલ કરવો. ફકત માણસાઇ અને શરાફતનીજ વિરૂધ્ધ નથી પણ તે ભણીજ કાયરતા અને દીલી દુશમની પણ છે. અય અજમે રૂમ, આ અરબનો કતલ સરાસર મુર્ખાઇ તથા જંગલીપણું છે. એ તો ખરેખરી હકીકત છે કે થોડાકજ વખતમાં મુસલમાનો અન્તાકીયા પર હુમલો કરનાર છે. અને એમ પણ બને કે તેઓ અમારા ભાઇઓને કેદ કરી લે, આપણે તેમની સાથે જેવો વર્તાવ કરીશું તેવોજ વર્તાવ તેઓ ખ્રિસ્તીઓ સાથે કરશે એટલા માટે આ અકલમંદીનું કામ નથી કે આપણે આ કેદીઓને કતલ કરી નાખીએ કે તેમની જીભ કાપી નાખીએ. સારી વાત તો એ છે કે લડાઇ પુરી થતાં સુધી આ કેદીઓ સાથે સારો વર્તાવ કરવામાં આવે દર્રાર જેને હમણા તરવારોથી મરણતોલ જખમી કરવામાં આવ્યો છે. તે ભાગ્યેજ કાલ સુધી જીવતો રહે. હવે જ્યારે આ મુરદા જેવો થઇ ગયો છે. તો પછી એની જીભ કાપવાથી શું ફાયદો થશે ? સારી વાત તો એ છે કે આ કેદીઓને કેદખાનામાં મોકલી આપો. અગર ખ્રિસ્તીઓના કોઇ હાકીમની દેખરેખ નીચે મોકલી આપો

હરકુલ આજમ યુકન્નાની વાતચીત ઘણા ધ્યાનથી સાંભળી રહયો હતો જ્યારે તે વાત કરતો બંધ થયો ત્યારે હરકુલ આજમે યુકન્નાને સંબોધી કહયું અય યુકન્ના તમો ઠીક કહી રહયા છો. પરંતુ દર્રારે ગુસ્તાખી કહી હતી. તે ગુસ્તાખીની સજા એને મળી, મારો પણ એવોજ મત છે. કે હવે એ જીવશે નહિ. તમો કાલ સવાર સુધી કહો છો. પણ હું તો કહું છું કે સાંજ સુધીમાંજ મરી જશે. આ કેદીઓ તમને સોંપવામાં

આવે છે. તમો એમની દેખરેખ રાખો. આ અધ મુઆ કેદીને પણ લઇ જાઓ જ્યારે તે મરી જાય તો કફન દફનનો બંદોબસ્ત કરી આપજો.

યુકન્નાએ બીજી વખત જમીન ચુપી પાડ આન્યો. પહેરાવાળા કેદીઓને લઇ ચાલતા થયા. બે ખ્રિસ્તીઓએ દરીરને પોતાના ખભા પર ઉપાડી લીધા. તેઓ બીલકુલ બેહોશ હતા. હજી સુધી તેમના જખમોમાંથી લોહી વહી રહયું હતુ. એ બધા સાથે યુકન્ના પણ રવાના થયો.—

કેમકે હવે દરબારમાં કોઇ કારવાઇ બાકી રહી નહોતી જેથી હરકુલ આઝમે દરબાર બરખાસ્ત કરવાનુ જણાવ્યુ તે ઉભો થઇ ગયો. કે બધા દરબારીઓ પણ માથુ નમાવી ઉભા થઇ ગયા. પાદરીઓએ બાદશાહને દુઆઓ દેવા માંડી. ચબુતરાના પાછલા બાગમાં જે દરવાજો હતો તેનો રેશમી પડદો ઉંચો થયો. અને દસ નવયુવાન. નાજુક, ચંચળ અને ઘણીજ ખુબ સુરત છોકરી હોલમાં દાખલ થઇ. આ છોકરીઓનો પોશાક ઘણોજ ભપકાબંધ હતો એમના ચંદ્ર જેવા મોઢા પર નજર કરી શકતી નહોતી, આ બધાના હાથમાં દફ હતા. એમણે આવતાની સાથે દફ વગાડવાનું તથા નાચવાનું શરૂ કર્યું થોડી વાર પછી એમણે મધુર સાદે એક ગીત લલકાર્યું. આ ગીતમાં હરકુલ આજમ અને તેના ખાનદાનની તારીફ હતી. ગીત પુરૂં થતાંજ હરકુલ આજમ પેલા દરવાજા ભણી કે જેમાંથી હમણા પેલી ખુબસુરત છોકરી હોલમાં આવી હતી તે તરફ રવાના થયો. છોકરીઓએ જલદીથી આગળ વધી તેનો ઝભો પોતાના નાજુક હાથોમાં લઇ લીધો એ બધી દવારમાં દાખલ થઇશાહી મહેલમાં ચાલી ગઇ. તેમના ગયા પછી બધા દરબારીઓ પણ એક એક બે બે કરી ચાલતા થઇ ગયા.



# પ્રકરણ દસમું

---

## અઝરાની શોધ

(૦)

જબ્બાં પર હુસ્નોક કી તેરી ગુફતગુ હય
તુઝે ઢુંઢતે હેં તેરી જુસતજુ યહ

સલ્માએ અઝરાને જોવાથી ઘણી પરેશાન થઇ તેને ઘણી નવાઇ લાગી રહી હતી કે અઝરા ક્યાં ચાલી ગઇ. તેણે ઘણી દૂર સુધી આમ તેમ ફરી જોયું. પણ ન તો અઝરા મળી કે ન બીજો કોઇ માણસ મળ્યો કે તે અઝરાની બાબત પુછ ગાછ કરે.

આ વખતે ચાંદ ઘણોજ પ્રકાશથી ચમકી રહ્યો હતો. ચારે બાજુએ ચાંદની ફેલાએલી હતી. દુર દુરના ઝાડ, ઝાડીઓ અને નાના છોડ ચાંદનીમાં સાફ નજરે પડતા હતા.

જે જગાએ સલ્મા ઉભી હતી તે મોટું વીશાળ મેદાન હતો. આ વખતે આ મેદાન ખાલી પડયો હતો. કોઇ બાજુએ કોઇપણ માણસ હાલતું ચાલતું નજરે પડતું ન હોતું. આ મેદાનની પશ્ચીમ દીશાએ હલબ શહેર આવેલું હતું. ચાંદનીમાં તેમાની આલીશાન ઇમારતો સાફ દેખાઇ રહી હતી પુર્વ દિશાએ કીલ્લો હતો. કીલ્લાની દિવાર આસમાન સાથે વાતો કરી રહી હતી. દક્ષિણે ઇસ્લામી લશકર પડેલું હતું. લશકરમાં ઠેરઠેર આગ બળી રહી હતી.

સલ્માએ આખું મેદાન જોઇ નાખ્યું. તે દરેક બાજુએ તપાસ કરી આવી. ઠેક ઠેકાણે ઉભા રહી અઝરાને હાંક મારી પરતુ ન તેને અઝરા મળી ન તેને કોઇએ જવાબ આપ્યો. ન તેમ કોઇ બીજો માણસ મળ્યો.

સલ્મા પણ નાજુક છોકરી હતી, તે દોડ ધુપ કરતાં થાકી ગઇ તેના ફુલ જેવા ગાલો પર પરસેવો ફુટી નીકળ્યો. હવે તેનામાં વધુ તપાસ કરવાની શકતી રહી નહોતી તેમજ તેને અઝરા મળશે એવી પણ આશા રહી નહોતી, જેથી તે ઇસ્લામી લશકર તરફ વાપસ ચાલી, આ વખતે તે ઘણી પરેશાન અને ઘણી દીલગીર હતી. તેની ખુબસુરત ચ્હેરા પર ફીકર અને ગભરાટ જાહેર થતા હતા. નાજુક અને પ્યારા હોઠ સુકી ગયા હતા. બદન કંપી રહ્યું હતું તે એજ જગાએ આવી જ્યાં અઝરાને એકલી મુકી હતી. તેણે હસરત ભરી નજરે આસોમ જોયું આ જગ્યા હમણા પણ એમજ ખાલી હતી. તેણે એક લાંબો નિસાસો નાખ્યો. ગમો કલકથી તેનું દીલ બેસવા લાગ્યું ગમો દરદે તેને એટલી મજબુર કરી કે બેઅખત્યાર તેના આંસુ નીકળી આવ્યા તે એજ જગ્યાએ બેસી ગઇ અને હોશરૂબા આંખોમાંથી અશરૂ વહાવવા લાગી.

રાત ઘણી વીતી ચુકી હતી, ચાંદ પોતાની મુનવ્વર કીરણો જમીન પર નાખી રહયો હતો. જમીનથી આસમાન સુધી રોશની થઇ રહી હતી. તે દરેક ચીજ જેના પર ચાંદની પડી રહી હતી. તે ચાંદનીના રંગમાં રંગાઇ રહી હતી. દરેક બાજુ ખામોશી હતી, ખામોશી એટલી બધી હતી કે ઝાડ પરથી પાંદડાં પડવાનો પણ અવાજ તે સાંભળા હતો. ગમજદહ સલ્માએ આંસુઓ સુકવી આમ તેમ જોયું. તેને આલમે કાયનાત (જમીન પરની ચીજો) ધ્રુજતી જણાઇ ચાંદ અને ચાદની પણ જતા ધ્રુર જણાયા. આ જંગલ કરડી ખાવા માટે દોડવા લાગ્યું તે ઉભી થઇ ગઇ તેણે વળી ચારે બાજુએ જોયું. આ વખત પણ આ જંગલમાં કોઇ નહોતું. અને તરસ લાગી, તે અઝરા માટે પાણી લાવી હતી. અને હાથમાં લઇ ફરી હતી, તે પાણી એણે પી લીધું. અને ધીમે ધીમે ઇસ્લામી લશકર ભણી ચાલવા માડયું. જ્યારે તે ઇસ્લામી લશકર નજીક પહોંચી તો એને લયલા મળી. લયલાએ એકલી સલ્માને આવતી જોઇ તેથી તરત સવાલ કર્યો. સલ્મા મારી અઝરા કયાં છે ?

સલ્મા, ગમગીન હતી, લયલાના આ સવા- લથી એના દીલ પર ચોટ લાગી તે એ ફીકરમાં પડી કે શું જવાબ આપવો? એથી ખામોશ રહી.

લયલા તેના ખામોશ રહેવાથી બેચેન થઇ ગઇ. તેણે બેસીન થઇ પાછું પુછયું:—સલ્મા તુ ખામોશ કેમ છે ? ખુદા વાસ્તે કહો મારી અઝરા કયાં છે ?

હમણા સુધી તો સલ્માએ હીમતથી કામ લીધુ હતુ પણ હવે હીમત રહી નહિ એ અખત્યાર તેને આંસુ જારી થઇ ગયા. લયલા તેને આમ રડતાં જોઇ તરફડી ગઇ. તેણે કહયું સલ્મા તુ કેમ રૂએ છે. શું અઝરાની તબીયત વધુ ખરાબ થઇ ગઇ છે ?

હવે સલ્મા એકદમ રડી પડી, લયલાના પણ આંસું નીકળી પડયા. તેણે રડતાં રડતાં કહયુ આહ......મારા ખુદા, આ શુ થવા વાળું છે. હાય, હું પહેલાંથીજ ફીકરમાં હતી, કે કંઇ મારી અઝરાની તબીયત વધુ ખરાબ ન થઇ જાય. આખર તેજ થયું એ ખુદા મારી દીકરીનો કાન દુખે તે પહેલાં મને દુન્યામાંથી ઉપાડી લે. સલ્મા હવે મારામાં ધીરજ રહી નથી ચાલ મને અઝરા પાસે લઇ ચાલ

લયલા ઘણી ગમગીન થઇ ગઇ હતી સલ્મા તેને જોઇ તયપી ગઇ તેણે કહયું આ. ચચીજાન..........

રંજોગમના ભારથી સલ્માનો અવાજ ગળામાં રૂંધાઇ ગયો. લયલા એહેસ અને હસરત ભરી નજરે તેને જોઇ કહયું. ડાહી સલ્મા મને અઝરા પાસે લઇ ચાલ,

સલ્માએ ડુસકાં ભરતાં કયું, હાય કયાં લઇ જાઉં.......ચચી જાન અઝરા તો ગુમ થઇ ગઇ.

લયલા આ રહય ભેદક ખબર સાંભળતાંજ પીળી પડી ગઇ તેનું શરીર ધ્રુજવા લાગ્યું. હોંઠ સુકાઇ ગયા. તેણે એક આહ મારી કહયું. આહ મારી અઝરા......હાય તેકયાં ચાલી ગઇ ? સલ્મા તુતો તેની સાથે હતી.

સલ્મા—હા હું સાથે હતી, અમે બન્ને વાતો કરતા કરતાં પેલા સામે દેખાતા ઝાડ પાસે પહોંચી ગઇ. ત્યાં પહોંચ્યા પછી અઝરાને તરસ લાગી તેણે પાણી માંગ્યું મે ઘણુંએ કહયું કેમ્પમાં પાછા ચાલો પરંતુ તેણે ન માન્યું અને જીદ કરીને મને પાણી લેવા મોકલી. જ્યારે હું પાણી લઇને ગઇ તો તે ગુમ થએલી હતી. મે મારા ગજા ઉપરાંત તેની તલાશ કરી બુમા પાડી પરંતુ તે ન મળી લાચાર થઇ હું પાછી આવી.

આ સાનસનાટી ભરી ખબર સાંભળી ઘણા દરદો ગમના દરદથી લયલા આકુળ વ્યાકુળ થઇ ગઇ તેનુ કાળજું મોંમાં આવવા લાગ્યું. આંખોમાંથી ગમો હસરત વરસવા લાગ્યા. તેણે દરદ ભરી વાણીએ કહયું આહ અઝરા...હાય તુ કયાં ચાલી ગઇ હું તને કયાં શોધું સલ્મા ચાલ તેની શોધ કરીએ.

સલ્માની આંખોમાંથી હજુ આંસુઓ વહી રહયા હતા. તેણે કહયું ચચીજાન, કયાં શોધશો. મે બધી જગામાં શોધ કરી લીધી. ચાલો ચચા- જાનને ખબર કરીએ તેઓ બીજા માણસો સાથે મળી શોધ કરશે.

આ વાત લયલાની સમઝમાં આવી ગઇ જો કે ગમો દરદના બોઝથી તેને ચાલવું મુશ્કેલ હતું પરંતુ ચાલવું જરૂરી હતું તે સલ્માનો ટેકો લઇ પાછી ફરી. જ્યારે આ બન્ને કેમ્પમાં દાખલ થઇ ત્યારે તેમને આમીર મળ્યો. તેણે લયલાને જોઇ. તેણે લયલાને પુછ્યુ લયલા તમારી હાલત આમ કેમ છે ?

લયલાના આંસુ જારી થઇ ગયા. આમીર ગભરાઇ ગયો. તેણે જલ્દીથી કહયું. લયલા, લયલા, તમો શા માટે રડો છો ?

લયલા અમીરને વળગી પડી, અને ડુસકાં ભરતાં કહયું. આહ હું લુટાઇ ગઇ મારી અઝરા ગુમ થઇ ગઇ.

અમીર ઘણોજ હેરતમાં પડી ગયો. તેણે કહયું :- અઝરા ગુમ થઇ ગ,ઇ કેવી રીતે.

લયલાએ જે કંઇ સલ્મા પાસેથી સાંભળ્યું હતુ તે અટકી અટકીને તેને સંભળાવી દીધું. આમીર પર પણ આ દુઃખ દાયક ખબર ઘણી ખરાબ અસર કરી. તેના પર ગમનો પહાડ તુટી પડયો. દીલને કબજામાં રાખવા ઘણી કોશીશ કરી છતાં તેના પણ આંસુ નીકળી પડયા.

લયલા આમીરને આમ રડતાં જોઇ વધુ બેચેન થઇ ગઇ. તેણે આમીરના ઝબ્બાની કોર પકડી રડતાં રડતાં કહયું હાય મારી અઝરા ખુદા વાસ્તે મને તેની સાથે મેળવી આપો

આમીર લયલાની આવી ખરાબ હાલત જોઇ સ્વસ્થ થયો. તેણે ધીરજ અખત્યાર કરી અને પોતાના આંસુ ઝબ્બાના છેડાથી સાફ કરતાં તસલ્લી આપવા માટે કહયું.

લયલા આટલા બધા ન ગભરાઓ. અઝરા કંઇ જઇ શકતી નથી. તે જરૂર આ મેદાનમાં કંઇ બેઠી હશે કે પડી હશે. તમો તંબુમાં જઇ આરામ કરો હું તેને શોધવા માટે જઇ રહયા છું.

લયલા—જાઓ. ખુદા વાસ્તે જલ્દી જાઓ. અને તમારી સાથે બે ચાર માણસો લેતા જાઓ......હાય અલ્લાહમીયાં આ શું થઇ ગયું ખુદાયા મુઝ દુખીયારી પર રહેમ કર હાય મારે એકજ દીકરી છે. હું તેના ગુમ થવાના ગમને બરદાસ નહી કરી શકું.

આમીરે જોયું લયલા ધ્રુજી રહી છે. તેણે તેની કમરમાં હાથ નાખી સંભાળી લીધી અને પોતાનો ટેકો દઇ ધીમે ધીમે ચાલવા લાગ્યો. સલ્મા પણ તેમની સાથે ચાલવા લાગી. જ્યારે તેઓ પોતાના તંબુ પર પહોંચ્યા ત્યારે આમીરે લયલાને કહ્યું. લયલા, આટલો બધો ગમ ના કરે, તમો તંબુમાં આરામ અને નીરાંતે બેસો હું બહુ જલદી અઝરાને શોધી પાછો આવું છું.

લયલા પડું પડું થતા તંબુમાં દાખલ થઇ. આમીર આઠ દસ માણસો લઇ અઝરાની શોધ કરવા રવાના થયો. એ બધા મેદાનમાં પહોંચી છુટા છુટા પડી ગયા. તે દરેક બાજુ ઝાડી, ટેકરા ઝાડ વગેરે જગ્યા નીચે અઝરાની શોધ કરવા લાગ્યા. રાત ઘણી વીતી હોવાથી, ચાંદો જમીન પર પોતાની ચાંદની પાથરી દીધી હતી.

ઝાડ, પથ્થર, પાંદડા. તથા ઘાસ વીગેરે દુધે ધોળો પોશાક પહેરી લીધો હતો. નીરમળ ચાંદનીમાં દુરની ચીજ સાફ જણાતી હતી. આમીર અને તેના સાથીઓ અઝરાની શોધ કરી રહયા હતા. તેમણે મેદાનનો ખુણે ખુણો શોધી નાખ્યો પરંતુ અઝરાનો કઇ પત્તો લાગ્યો નહી. જ્યાં આમીરને અઝરાના ગુમ થવાનો ગમ હતો ત્યાં હયરત પણ હતી. તેની સમજમાં ન હતું આવતું કે અઝરા ક્યાં ચાલી ગઇ. કોને કોઇ લઇ ગયું, જ્યારે શોધ કરતાં કરતાં તે થાકી ગયા અને તેનો કંઇ પતો ન લાગ્યો તો મજબુર થઇને લોકો કેમ્પ તરફ પાછા ફર્યા.

આ વખતે અડધી કરતાં પણ વધુ રાત થઇ હતી, બધા મુસલમાનો સુઇ રહયા હતા. ઇસ્લામી લશકરમાં બીલકુલ ખામોશી હતી. આ લોકો પણ ચીંતાતુર, અને ગમગીન અને ખામોશી સાથે કેમ્પમાં દાખલ થઇ પોત પોતાના તંબુઓ પહોંચ્યાં.

જ્યારે આમીર પોતાના તંબુમાં પહોંચ્યો. તો તેણે લયલા અને સલ્માને બેઠેલા જોયા. લયલાએ આમીરને જોતાંજ પુછ્યુ અઝરા મળી.

આમ કહેતાંની સાથેજ તે ઉમ્મીદ ભરી નજરે આમીરને જોવા લાગી.

આમીરના ચહેરા પર હસરત અને નાઉમેદી સાફ દેખાઇ રહી હતી. ગમ અને ફીકરે તેને અધમુઓ કરી મુકયો હતો. તે લયલાની પાસે બેસી ગયો. લયલાએ પાછું પુછ્યું આહ...શું અઝરા ન મળી.

આમીરે કહયું, હમણા નથી મળી પણ સવાર સુધી મળી જશે.

આ જવાબ સાંભળી લયલાના કાળજામાં મુકકો લાગ્યો તે બેચેન થઇ ગઇ તેની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યા. તેણે ડચકાં ભરતાં કહ્યું હાય હું શું કરીશ ? કેવી રીતે જીવીશ ?

પરીજમાલ સલ્મા પણ રડી રહી હતી. આમીરનું પણ હ્રદય ભરાઇ આવ્યું. લયલા રોવા ધોવાથી શું ફાયદો. સબર કરો ખુદા પાસે અઝરા મળે એવી દુઆ માગો.

લયલાએ નીસાસો નાખી કહ્યું હા હું ખુદા પાસે દુઆ માંગીશ એકસો અને દુખયારા ઓનો તેજ ફરયાદ સાંભળે છે.

લયલા ઉભી થઇ. વજુ કરી નમાજ પઢી અને સીજદામાં પડી દુઆ માગવા લાગી આમીર અને સલ્માએ પણ વજુ કરી નમાજ પઢી અને ખરા અંત: કરણથી દુઆ માગવા લાગ્યા. આ ત્રણે જણાએ સાચા દીલથી સુબહો સાદીકના વખત સુધી દુઆ માગતા રહ્યા. જ્યારે સવારની નમાજની અજાન થઇ તો આમીર નમાજ પઢવા ચાલ્યો ગયો. તેણે જમાત સાથે નમાજ પઢી. નમાજ પઢયા પછી તે અબુ ઉબયદાની પાસે પહોંચ્યો, અબુ બયદાએ તેને ચીંતાતુર અને સમભ્રમ જોઇ પુછ્યું. આમીર શું વાત છે. તમારો ચહરો ઉતરેલો કેમ છે.

આમીરનું દીલ ભરાઇ આવ્યુ, બે અખત્યાર તેના આંસુ નીકળવા લાગ્યા. અબુ ઉબયદા ગભ રાઇ ગયો, તેણે પણ જલદી કહ્યું. અરે આમીર તમારી કેવી હાલત છે. ખુદા વાસ્તે જલ્દી મને તમારી હકીકત કહો.

આમીરે કહ્યુ યા સાલારે આજમ હું પર દેશમાં લુટાઇ ગયો. મારી પ્યારી દીકરી અઝરાનો રાતથી પત્તો નથી.

આ સાંભળતાંજ અબુઉબયદા ઘણા આશ્ચર્ય પામ્યા, તેમણે કહ્યું અઝરાનો પતો નથી. તે કયાં ચાલી ગઇ ?

આમીર—ખુદાને ખબર.

અબુઉબયદા—તેમોએ કંઇ શોધ કરી ?

આમીર—બહુજ, શરૂઆતથી અડધી રાત સુધી મે અને મારી સંગાથે બીજા આઠ દસ માણુસોએ ખુબજ શોધ કરી.

અબુ ઉબયદા—શું તે કોઇથી નાખુશ થઇ ગઇ હતી ?

આમિર—જી ના, તે કોઇ વખતે કોઇની સાથે નારાજ કે ગુસ્સે થઇ નથી.

અબુ ઉબયદા—તમારા તંબુમાં ખ્રિસ્તી ઓરતો આવતી જતી હતી ?

આમીર મે ધ્યાન આપ્યું નથી.

અબુ ઉબયદા—આ ખ્રિસ્તી ઓરતો ઘણી હોશીયાર અને ચાલાક હોય છે. કદાચ કોઇ ઓરતે એને ફોસલાવી હોય. પરંતુ નવાઇની વાત એ છે કે કોઇ રાતની વખતે આવી ઇસ્લામી કેમ્પમાંથી તેને કેવી રીતે લઇ ગયા, તમને એ કંઇ માલુમ પડ્યું કે તે તંબુમાંથી કેવી રીતે ગાયબ થઇ.

હવે આમીરે તે બધી હકીકત જે લયલા પાસે સાંભળી હતી તે બધી અબુ ઉબયદાને સંભળાવી દીધી, અબુ ઉબયદાને ઘણોજ રંજ થયો. તેમણે તસલ્લી આપતાં આપતાં કહયું આમીર ગભરાઓ નહિ. ઇન્શા અલ્લાહ અઝરા આવી જશે. મારા ધારવા પ્રમાણે તેના ગુપ થવામાં ખ્રિસ્તીઓનો હાથ છે. હું શહેર હલબનના રહેવાશીઓને બોલાવી તપાસ કરૂં છું.

અબુ ઉબયદાએ પોતાના ગુલામને બોલાવી હુકમ આપ્યો કે તે હલબના રઇસોને ઝટ બોલાવી લાવે.

ગુલામ તરત રવાના થયો. હવે અબુ ઉબયદા આમિરને સાથે લઇ પોતાના તંબુએ પહોંચ્યા.

અબુ ઉબયદાનો તંબુ લશકરની વચ્ચે એક ઉંચા ટેકરા પર હતો. એમના તંબુ પર ઇસ્લામી પરચમ (નીશાન) હવામાં ઉડી રહયો હતો. તંબુની અંદર ભોંય પર કામળા પાથરેલા હતા. કામળાઓ પર અરબ રઇશો અને ઇસ્લામી લશકરના સરદારો બેઠેલા હતા, આ લોકો અબુલ ઉબયદાને જોે તાજીમને માટે ઉભા થઇ ગયા, અબુ ઉબયદા તંબુની લાકડીને ટેકો દઇ વચ્ચમાં બેસી ગયા. આમીર પણ એક બાજુ બેશી ગયો. અબુઉબયદાએ બેસતાની સાથેજ અઝરાના ગુમ થવાની હકીકત બધા સાથેજ અઝરાના ગુમ થવાની હકીકત બધા મુસલમાનોને કહી સંભળાવી, બધાને આ રહયભેદક ખબર સાંભળી ઘણોજ રંજો મલાલ થયો તેમણે પોત પોતાના વીચારોજ જણાવવા શરૂ કર્યા, બધા એજ વાત પર એકમત થયા કે આ કામ ખ્રિસ્તીઓનું છે. આ લોકો હજી તો ભાંજગડ કરતાં હતા કે હજરત ખાલીદ ગભરાએલા તંબુમાં દાખલ થયો. તેમણે આવતાંની સાથેજ કહયું સાલારે આજમ ગજબ થઇ ગયો. બધા મુસલમાનો ઘણાજ ગુસ્સે થઇ હલબ શહેર પર હુમલો કરવા ચાહે છે.

બધા લોકો જે આ તંબુમાં બેઠા હતા તે આ ખબર સાંભળી આશ્ચર્યમાં પડયા. અબુ ઉબયદા પણ આશ્ચર્યમાં પડયા, તેમણે પુછયું શા માટે ?

ખાલીદને ફકત એટલી ખબર મળી છે કે ભાઇ આમીરની દીકરી રાતે ગુમ થઇ ગઇ છે. મુસલમાનોને તેના ગુમ થવાની ખબર પડી ગઇ છે તેમનું ધારવું છે કે હલબ શહેરના ખ્રિસ્તીઓએ તેને ફોસલાવી છે.

અબુ ઉબયદા—આ તો ખરાબ વાત છે. જ્યાં સુધી આપણે પુરતી તપાસ ન કરી લઇએ ત્યાં સુધી બીજા પર કેવી રીતે તોહમત મુકી શકીએ.

ખાલીદ—એ સાચું છે. પરંતુ તે લોકો માનતા નથી. બધા મુસલમાનમાં ઇન્તકામ લેવાનો જોશ પાછો ઉભરી આવ્યો છે બહુ જલદી ખબર લો. નહી તો હલબના બે ગુનાહ ખ્રિસ્તીઓને મોતને ઘાટ ઉતારી દેવામાં આવશે.

અબુ ઉબયદા—ઘણી મુશકેલી થઇ........

અબુ ઉબયદાનો વાકય પણુ પુરો થયો ન હોતો કે અલ્લાહો અકબરનો શીગાફ નાઅરાનો અવાજ આવ્યો. આ બધા લોકો ગભરાઇને ઉભા થઇ ગયા. અબુ ઉબયદાએ કહ્યું ખુદાયા મુસલમાનોને અકયો શકર અતા કર કે'બ તે ઇન્તેકામના જોશમાં ખ્રીસ્તીઓને કતલ કરવાનું શરૂ કરી દે.

તરત તેઓ તંબુમાંથી બહાર આવ્યા. તેમણે જોયું. કે મુસલમાનો ગુસ્સાથી ભરેલા છે તેઓ ટોળે ટોળા મળી હાથમાં ખુલ્લી તલવારો લઇ ઉભા છે. અબુ ઉબયદા આ દેખાવ જોઇ ગભરાઇ ગયા. તેઓ જલદીથી ટેકરા પરથી નીચે ઉતરી આવ્યા અને લોકોના ટોળામાં પેશી ગયા.

અબુ ઉબયદાને જોતાંજ મુસલમાનોએ કહયું. સાલારે આજમની ઉમરહરાજ હલબ શહેરના ખ્રીસ્તીઓને ફના કરી દો.

અબુ ઉબયદાએ હાથના ઇશારાથી બધાને ખામોશ થઇ જવાનો હુકમ કર્યો. જ્યારે બધા ખામોશ થઇ ગયા. તો તેમણે કહયુઃ-યા અલ્લાહ ! મને નવાઇ લાગે છે કે તમો એમ ધારીને કે બાઇ આમીરની દીકરી ને હલબ શહેરના ખ્રીસ્તીઓએ ફોસલાવી છે. તેથી તમો ઘણાજ ગુસ્સા અને ગમથી ઉશ્કેરાઇ ગયા છો. વાત એમ છે કે બાઇ આમીરની દીકરી ગુમ થઇ પણુ એમ નથી. કહી શકતા કે હલબ શહેરના ખ્રીસ્તીઓએ ગુમ કરી હજી સુધી એવો કોઇ શાહેદ નથી મળ્યો. જે ભરોસાની સાથે કહી શકે હલબના ખ્રીસ્તીઓએજ આ કામ કર્યું છે. જો તમોએ હલબન ખ્રીસ્તીઓને કતલ કરી નાખ્ય. ને બાદમાં ખબર મળે કે એ કામ એમનુ નહોતુ પરંતુ આ કાવતરામાં બીજા લોકો સંડોવાયલા હતા તો તે વખતે મને તેમજ તમોને પસ્તાવવું પડશે મ રા ધારવા પ્રમાણે આ અકલમંદી નથી. કે કોઇ ભરોસા લાયક શાક્ષીના કહયા વગર હલબ શહેરના ખ્રીસ્તીઓને વહેમથી કતલ કરી નાખીએ. આ બનાવ કંઇ જેવો તેવો નથી. ઘણોજ ભારે છે. એ ઇરાદો કરી લીધો છે. કે આ બાબતની પુરી તપાસ કરી જે લોકોએ આયેશાની ભર્યો ભાગ ભજવ્યો હશે તેમને સખતમાં સખત સજા કરીશ હુ જાણું છુ કે આ ઇજ્જત અને આબરૂનો સવાલ છે. હમણા મને અને તમને બધાનેજ ઘણોજ ગમ અને ગુસ્સો છે પરંતુ આપણે ગેજો ગજબમાં આવી કોઇ વાત એવી ન કરવી જોઇએ જેથી છેવટે પસ્તાવવુ અને શરમાવવુ પડે. તમો સબર અને શાંતીથી કામ લો અને આ મામલાને મારા પર મુકી દો. હું તેની પુરેપુરી તપાસ કરીશ અને ગુનેહગારને સખતમાં સખત સજા આપીશ.

કેટલાક મુસલમાનોએ ભેગા મળી કહયુ. પરંતુ તપાસ વહેલામાં વહેલી તકે થવી જોઇએ.

અબુઉબયદા—મે હલબ શહેરના ખ્રિસ્તી રઇસોને બોલાવ્યા છે. તેઓ આવતાજ હશે. તેમને પુછી તપાસ કરીશ, તમો લોકો પોત પોતાની જગાએ પાછા જાઓ સબર અને શાંતીથી મારી તપાસની વાટ જુઓ.

તે મુબારક જમાનો એવો હતો કે ન મુસલમાનોમાં કોઇ બાગી કે માથા ફરેલ હતા ન તેમને ચાલાકી આવડતી હતી. તેઓ પોતાના સરદારના ફરમાં બરદાર હતા. તેમણે સરદારનું કહેવું માથા પર ચઢાવ્યું અને છુટા પડી. પોત પોતાના તંબુ ભણી ચાલતા થયા. અબુ ઉબયદા તથા બીજા સરદારો પાછા તંબુમાં આવ્યા. તેમણે કહ્યું. હમણા મુસલમાનોને ઘણો ગમ અને ગુસ્સો છે. મને ધાસ્તી છે કે તેઓ કોઇ વખત હલબ પર હુમલો કરી ખુનરેજી શરૂ કરી દે માટે હું ચાહું છું કે બધા સરદારો પોત પોતાના સીપાહીઓ પર દેખરેખ રાખે.

હમણા આટલીજ વાતચીત થઇ હતી કે આઠ દસ આબરૂદાર ખ્રીસ્તીઓ આવ્યા. તંબુમાં જેટલા મુસલમાનો બેઠા હતા તેમણે તેમને આવકાર આપ્યો, તેમને સાલારે આજમે પોતાની પાસે બેસાડયા. જ્યારે તેઓ બેસી ગયા. તો અબુ ઉબયદાએ કહ્યું. મે આપ સાહેબોને અહીંઆ આવવાની એટલા માટે તકલીફ દીધી છે કે રાત્રે બાઇ આમીરની દીકરી અઝરા ફરવા માટે આ સામેના મેદાનમાં ગઇ હતી. તે ત્યારથી ગુમ થઇ ગઇ છે. એ તો હું ખાતરીથી કહું છું કે એ કામ કોઇ ખ્રીસ્તીનું છે. કેમકે કોઇ મુસલમાન તેને ગુમ કરે નહી. જરૂરથી આ કામ હલબ શહેરના ખ્રિસ્તીઓનું છે તે છોકરીના ગુમ થવાની ખબરથી બધા મુસલમાનો ઝનુનમાં આવી ગયા છે. હમણા તમો આવ્યા તે પહેલાં બધા મુસલમાનોએ હલબ પર હુમલો કરવાનો ઇરાદો કર્યો હતો. ઘણી મુશકેલીએ મે તેમને રોકયા. જેથી હું ચાહું છું કે તમો તે છોકરીનો અને તેને ફોસલાવનારનો પતો મેળવી બન્નેને અમારે હવાલે કરી દો.

ખ્રિસ્તીઓએ ઘણા આશ્ચર્યથી આ વાત સાંભળી તેમાનામાંથીએક ખ્રિસ્તીએ કહયું. યા સાલારે આજમ અમો કસમ ખાઇને કહીએ છીએ કે હલબ શહેરના ખ્રિસ્તીઓનું આ કામ નથી. અમો લોકો આપનો સારો વર્તાવ ઇમાનદારી, અને ઇન્સાફ પસન્દીથી અમો બહુ ખુશ છીએ અમો એવુ નથી ચાહતા કે અમારા તરફથી કોઇ કામ એવું ન થાય જેથી આપના ને અમારા સંબંધમાં વીઘ્ન પડે. પરંતુ આપ અમારા પર તહોમત મુકી ફના કરવા ચાહતા હો તો પછી આપની મરજી.

અબુલ ઉબયદા— અસતગ ફીરૂલ્લાહ આપને હરગીઝ એવો વીચાર કરવો જોઇએ નહી. મુસલમાનો વચન ભંગ કરનાર હોતા નથી, આપ લોકોને ખબર ન હોય અને કોઇ હલકટ માણસે આ કામ કર્યું હોય.

બીજા ખ્રિસ્તીએ અબુલ ઉબયદાને સંબોધી કહયું યા અમીરૂલ મુસ્લેમીન મારા ધારવા પ્રમાણે હલબ શહેરના કોઇપણ ખ્રિસ્તીની આટલી હીમત ચાલી શકે નહી કે તે કોઇ એવું કામ કરે જેથી મુસલમાનો ગુસ્સે થઇ તેને અને તેના બાલબચ્ચાને અને તેની કોમને કતલ કરી નાખે. મને હવે યાદ આવ્યું. કાલે હું શીકાર કરવા ગયો હતો. પાંછો ફરતાં વાર થઇ ગઇ. ઘણી રાત ગએ હું થાકયો પાકયો પાછો આવી રહયો

હતો. જ્યારે હું શહેર પાસે આવ્યો તો એક ભરવાડ એક બીજા માણસને કહી રહયો હતો કે ત્રણ માણસો એક મુસલમાન છોકરીને ઘોડા સવાર કરાવી ગમ્મા ભણી જઇ રહયા હતા, તે છોકરી રડતી હતી. હું આખા દીવસનો થાકેલો હોવાથી આગળ ચાલી નીકળ્યો અને તેની વાત પર ધ્યાન આપ્યું નહિ. વખતે તેજ છોકરી હોય જેની આપ તપાસ કરી રહયા છો.

બધા મુસલમાનો ઘણા ધ્યાન સાથે તેની વાત સાંભળી રહયા હતા. આમીર પણ બરાબર સાંભળી રહયો હતો. અબુ ઉબયદાએ કહયું જરા કોઇ માણસને મોકલી પેલા ભરવાડને બોલાવી મંગાવો તો સારૂં.

તરત એક ખ્રિસ્તીઓને પેલા ભરવાડને બોલાવવા માટે મોકલ્યો. મુસલમાનો તેના આવવાની વાર જોવા લાગ્યા. કેટલીક વાર પછી પેલો ખ્રિસ્તી પાછો આવ્યો. તેની પાછળ એક ભરવાડ હતો જે બહુ ડરેલો અને ગભરાએલો હતો.

ભરવાડે તંબુમાં દાખલ થતાંની સાથેજ સીજદાની પેઠે જમીન ભણી વાંકો વળ્યો. અબુ ઉબયદાએ જોરથી તેને કહયું ખબરદાર સીધા ઉભા રહો.

ભરવાડ વધુ ગભરાયો. તે ઉભો થઇ. બીહૃ અને બીકથી ધરૂજવા લાગ્યો.

અબુ ઉબયદાએ કહયું ખ્રિસ્તી બીરાદર બીઓ નહી. મે તમોને એક વાત પુછવા માટે બોલાવ્યા છે પહેલાં એ કહોકે તમો તમારા ઘેટાં કઇ બાજુ ચારવા લઇ જાઓ છો.

ભરવાડની હજી બીક દુર થઇ ન હોતી. તેણે જવાબ આપ્યો. હુજુરવાળા...અબુ ઉબયદાએ નરમાસથી વાત અટકાવી ને કહયું. જુઓ. હુજુર, સરકાર, અને એવી જાતના બીજા શબ્દો. ખુશામદ અને ચાપલુસીના છે. અમો એવા શબ્દો પસંદ કરતા નથી. તમો એવી રીતે વાત કરો. જેવી રીતે તમો પોતાના બરાબરીઆ સાથે કરો છો.

ભરવાડ—ઘણે ભાગે ગમ્મા ભણી મારા ઘેટાં લઇ જાઉં છું.

અબુ ઉબયદા—કાલે હું દુર નીકળી ગયો હતો. તેથી પાછા આવતાં વાર લાગી. ઘણી રાત થઇ ગઇ હતી.

અબુ ઉબયદા—તમોએ રસ્તામાં કોઇ મુસલમાન છોકરી જોઇ હતી.

ભરવાડ—જી હા એક છોકરી ઘોડા પર સવાર થઇ જઇ રહી હતી. તણે મુસલમાનો જેવા લુગડા પહેરેલાં હતાં, ત્રણ માણસો સાથમાં હતા, અને તે છોકરી રડી રહી હતી.

અબુ ઉબયદા—તે છોકરીએ લુગડા કેવા પહેર્યા હતા.

ભરવાડ—રાતનો વખત હતો. જેથી લુગડા જોયા નથી પરંતુ છોકરીની સુરત જોઇ હતી તે ઘણીજ ખુબસુરત હતી.

અબુ ઉબયદા—જે માણસો તેને લઇ જતા તે કોણ હતા ?

ભરવાડ—બે ખ્રિસ્તીઓ હતા, તેઓ ઘણું કરી મરઅશના રહેનાર હતા અને) એક અરબ ખ્રિસ્તી હતો.

અબુ ઉબયદા—તમોએ કેવી રીતે જાણ્યું કે તેઓ મરઅશના રહેનાર હતા?

ભરવાડ—મરઅશમાં મારા સગા રહે છે. ત્યાં હું ઘણીવાર જાઉં છું તેથી એ બન્ને મારા જોવામાં આવેલા.

હવે અબુ ઉબયદા અને બધા મુસલમાનોને જણાઇ ગયું અઝરા ખ્રિસ્તીઓ પંજામાં સપડાઇ ગઇ છે. આમીરને આ હકીકતથી ઘણો અફસોસ થયો. અબુ ઉબયદાએ એક ખ્રિસ્તીને સંબોધી પુછ્યું. શું ગમ્માથી અન્તાકીયા જવાનો રસ્તો છે.

ખ્રિસ્તી—જી, હા હલબથી જનાર ગમ્મા થઇને અન્તાકીયા જાય છે.

અબુ ઉબયદાએ બધા ખ્રિસ્તી સરદારને સંબોધી કહ્યુ. હું આપ સાહેબોનો ઘણો મશકુર છુ. આપના આવવાથી છોકરીનો પતો લાગી ગયો. હવે હું ઇન્શાઅલ્લાહ કાલે અન્તાકીયા પર હુમલો કરીશ.

ખ્રિસ્તીઓ સમજી ગયા કે હવે અમારી હાજરીની જરૂર નથી જેથી તેઓ રજા થયા અને શહેર તરફ પાછા રવાના થયા.

અબુ ઉબયદાએ તેજ વખતે મુસલમાનોને તઇયાર રહેવા અને બીજે દીવસે સવારમાંજ કુચ કરવાનો હુકમ સંભળાવી દીધો.

મુસલમાનો દરાર અને તેના સાથ વાળાઓના ગીરફતાર થઇ જવાથી જોશમાં આવી રહયા હતા, અઝરાના ગુમ થવાથી તેઓ વધુ જોશમાં આવી ગયા. તેમણે તઇયારી શરૂ કરી દીધી. બીજે દિવસે સવારની નમાજ પઢતાંજ ઇસ્લામી લશ્કર ઘણા જ્યજો ગજબની હાલતમાં અન્તાકીયા તરફ રવાના થયુ.



# પ્રકરણ અગીયારમું

———(०)———

## રોમતુલ કુબરાનું અજાયબ ખાનું (घर)

——:०:——

**મીલે ખાકમે કસ્રો એવાન કયા કયા**
**મીટાએ ફલકને અફાં કયસે કયસે**

પતરીસ સીફ્રારત (એલચી) પર રોમ્મતુ કુબરા ભણી રવાના થયો હતો. અન્તાકીયાથી રોમ્મતુલ કુબરા બસો માઇલ છેટે હતું. પતરીસ ઘણીજ ઝડપભેર કુચ કરી રહયો હતો. તેની સાથે બસો સવાર હતા. તેઓ લાંબી મજલ કાપી રહયા હોવાથી રસ્તામાં તકલીફ થતી હતી. પરંતુ તેઓ હેરકુલ આઝમના હુકમને આધીન થઇ કુચ કરી રહયા હતા. બરાબર આઠમે દીવસે તેઓ રોમ્મતુલ કુબરા જઇ પહોંચ્યા.

રોમ્મતુલ કુબરા ઘણું જુનું શહેર હતું. આ શહેર ઇ. સ. પુર્વે ૧૭૦ માં વસાવવામાં આવ્યું હતું. આ શહેરને ફ્રીતા નુમબ દશાહના પુર્વજોએ આબાદ કર્યું હતું તેણે પોતાના નામ પર આ શહેરનું નામ રોમ્મતુલ કુબરા પાડયું હતું. આ શહેર આબાદ થતાંજ ચારે બાજુએથી મશહુર થઇ ગયું આ શહેરમાં દુર દુરથી વેપારીઓ અને કારીગરો આવી વસવા લાગ્યા. આ શહેર એક ભવ્ય ઇમારતને લીધે ઘણુંજ મશહુર થઇ ગયું હતું. તે ઇમારતનું નામ અબુ સોફ્રાયા હતું. અબુ સોફ્રાયાને લગતી અજીબો ગરીબ વાતો મશહુર હતી. દુર દુરથી લોકો આ ઇમારતને જોવા માટે આવતા. દરેક વખતે જોનારાઓની ઠઠ જામેલી રહેતી. કેટલાક જોવા આવનારને આ ઇમારત એટલી પસંદ પડી હતી કે એ પણ અહીઆંજ રહી પડયાં હતાં એવી રીતે બહુ થોડી મુદતમાં આ શહેર એક મોટું ભવ્ય શહેર થઇ પડયું.

હરકુલઆઝમનો એલચી આવનાર છે એવી ખબર પહેલાંથી રમ્તુલ કુબરામાં પહોંચી ગઇ હતી. ફ્લીતાનુસ એલચીના આગમનની રાહ જોઇ રહયો હતો. જે દીવસે રોમ્મતુલ કુબરામાં સીફરતના લોકો દાખલ થયા તે દીવસે દરબાર ફ્લીતાનુસે ઘણા ભભકા સાથે દરબાર ભર્યો હતો. શહેરના લોકો એલચી તથા તેના સાથવાળાઓને જોવા માટે ટોળા બંધ એકઠા થયા હતા. લોકો એટલા બધા ભેગા મળ્યા હતા કે જવા આવવાના રસ્તા માણસોથી ચીકાર ભરાઇ ગયા હતા. ઘણી મુશ્કલીએ એલચી દરબારે આમની ભવ્ય ઇમારત સામે આવી પહોંચ્યો. અહી આ જગાએ ખ્રિસ્તીઓની જબરદસ્ત પલટણ દરવાજા પર ઉભેલી હતી આ પલટણના ઉપરી અમલદારે સફીરને સલામી આપી. અને પછી સફીર અને તેના સાથીઓને દરબારમાં જવા માટે રસ્તો કરી આપ્યો.

પતરીસ પોતાના બસો સાથીઓને લઇ દરબારમાં દાખલ થયો.

આ દરબારની ઇમારત ઘણીજ ઉંચી, પહોળી અને ભવ્ય હતી. એનો હોલ જેમાં દરબાર થઇ રહયો હતો ઘણોજ પહોળો હતો આ હોલમાં ગાલીચા પાથરેલા હતા આ ગાલીચાઓ ઉપર હારબંધ આબનુસી કુરસીઓ ગોઠવેલી હતી. મોટા દરવાજા સામે હોલમાં જવા આવવા માટે રસ્તો રાખેલો હતો. કુરસીઓ પર દરબારીઓ ભપકાબંધ પોશાકો પહેરી ઘણી શાન સાથે બેઠેલા હતા. હોલની ઉત્તરે છેડા પર લગભગ ૩૫ ચોરસ ફુટ ચબુતરો હતો. આ ચબુતરો જમીનથી ચાર ફુટ ઉંચો હતો. એની પાછળની ભીંતમાં એક બારણું બીજી બાજુ જવા માટે હતું. દરવાજા પર જાડા લાલ રેશમનો પડદો પડેલો હતો. જેના પર સુનેહરી ફુલ બનાવેલા હતા. ચબુતરાની ત્રણ બાજુએ ચાંદીનો કઠેરો ચોઢેલો હતો. ભોંય પર કીમતી ગાલીચા પાથરેલા હતા. એની વચ્ચોવચ ચાંદીનો હેડીઘાટનો તખ્ત હતો. આ તખ્ત ઘણોજ ખુબસુરત, નાજુક અને ઘણોજ ખુશનુમા હતો. એમાં સોનાના તારમાં હીરા ઝવેરાત ગુંથી લીધેલી ઝાલરો લટકી રહી હતી. આ તખ્ત ઉપર એક ઘરડો ખ્રિસ્તી બેઠેલો હતો, આ ખ્રિસ્તી જાડો અને રંગે લાલ-ધોળો હતો. એનો ચહેરો નુરાની અને દાઢી લાંબી હતી. દાઢીના વાળ સફેદ હતા. એની ઉંમર ૧૨૫ વરસથી વધુ હતી. તેણે રેશમની ઘણીજ કીમતી પોશાક પહેરેલી હતી. જેના છેડાઓ ઉપર મોતીઓ અને ઝવેરાતની ઝાલરો લગાવેલી હતી. જે ચળકાટ મારી રહી હતી. માથા પર સોનાનો ઘણોજ ઝગઝગાટ મારતો તાજ હતો. આ વખતે એજ રોમસતુલ કુબરનો બાદશાહ હતો. એનું નામ ફલીતાનુસ હતું. તે ઘણોજ શાન અને વકારની સાથે બેઠેલો હતો.

પતરીસ અને તેના સાથવાળા સીધા કઠેરા પાસે પહોંચ્યા. ફલીતનુસે તેમની ભણી જોયુ. તેઓ તરત સીજદામાં પડી ગયા.

જ્યારે તેઓ સીજદામાંથી ઉભા થયા તો ફલીતાનુસે પુછયું શું તમો અનતાકીયાથી આવ્યા છો?

પતરીસે ઘણોજ અદબથી અને ધીમે સાદે જવાબ આપ્યો આલીજાહ હું અનતાકીયાથીજ આવ્યો છુ. અઝીમે રૂમનો ફકીર છુ. હુઝુરની બારગાહે આલામાં એલનો ખીદમતમાં ખીદમતે અકદસમાં હાજર થયો છું.

ફલીતાનુસ—ઘણોજ અફસોસ છે કે અઝીમે રૂમ મુસલમાનોનો મુકાબલો કરી શકયા નહી. અને શામના મુલકમાના ઘણા મશહુર શહેરો ઉપર મુસલમાનોનો કબજો થઇ ગયો. બદ કીસમતીથી જમાન એલીયા (બેતુલ મુકદ્દસ) પર પણ જંગલી અરબોએ કબજો કરી લીધો. સાંભળ્યુ છે કે એમની હીમત એટલી બધી વધી ગઇ છે કે દારૂસલતનત અનતાકીયા પર હુમલો કરવાવાળા છે.

પતરીસ હુઝુરવાલા અઝીમ રૂમે મુસલમાનોના દળને અટકાવવા ઘણી કોશીશ કરી સૌથી પહેલાં આજના દેન માટે નેવુ હજાર લશકર મોકલ્યું તેની સામે

મુસલમાનો ફક્ત ત્રેવીસ હજાર હતા. ધારતા હતા કે ખ્રિસ્તીઓની ફતેહ થશે પણ બદ કીસમેતીએ હાર થઇ. બીજી વખત દસ લાખનું લશકર ભેગું કરી યરમુક મોકલ્યું તે લશકરમાં મુલકના નામચીન બહાદુરો સામેલ હતા. મુસલમાનો ફક્ત ૨૭ હજાર હતા પુરી ખાતરી હતી કે આ વખતે ખ્રિસ્તીઓની જીત થશે પરંતુ ખ્રિસ્તીઓની કીસમત ફરી ગઇ ખ્રિસ્તી- ઓના નામોશી ભરી હાર થઇ. આ મશહુર શહેરો સીવાય અજીમરૂમે દરેક કીલ્લા વાળાને મદદ મોકલી પરંતુ કોઇપણ જગાએ જીત ન સાંપડી. દરેક જગ્યાએ ખ્રિસ્તીઓની હાર થઇ.

ફલીતાનુસ—હવે અજીમરૂમે દારૂસ સલતનતને બચાવવા કેવો બંદોબસ્ત કર્યો છે.

પતરીસ—આ વખતે પાછું ઘણું મોટું લશકર ભેગું કરવામાં આવ્યું છે. હમણા સુધીમાં દશ લાખથી પણ વધુ લશકરીઓ ભેગા થઇ ગયા છે. બીજા લોકેાે જે મુસલમાનોના હાથથી બચી ગએલા છે. તેઓ ખ્રિસ્તીઓના ઝંડા નીચે ભેગા થઇ ગયા છે. હું અજીમ રૂમના હુકમથી હુઝુર- વાલાની ખીદમતમાં એટલા માટે હાજર થયો છું કે શાહી ફરમાન હજુરની ખીદમતમાં પેશ કરૂં.

પતરીસે શાહી ફરમાન કાઢી પોતાના બન્ને હાથ પર ધર્યું કઠેરાની પાસે એક પણોજ આબરૂ દાર ખ્રિસ્તી ચાંદીની ખુરસી પર બેઠો હતો. એ વજીરે આઝમ હતો. તે ઉભો થયો. અને ઘણા અદબ અને એહતેરામથી હાથ લાંબો કરી પતરીસ પાસેથી ફરમાન લીધું. તેણે ફરમાનને ચુંબન કર્યું. આંખોએ લગાડ્યું પછી ધ્યાનથી મોહોર દીઠી. આવી રીતે ખાતરી કરી કે મોહોર બરાબર છે. પછી મોહોર તોડી, લીફાફો ખોલ્યો. અને ફરમાન બહાર કાઢી પહેલાં પોતે તેને બીલકુલ ધીમે ધીમે વાંચી ગયો. પછી જોરથી વાંચવા માંડયો તે ફરમાનનો મજમુન આ હતો. "અઝ જનીબ અજીમ રૂમ મલક મોઅઝમ શાહેનશાહે આઝમ હરકુલ વાલીએ મુલ્ક સોરીયા તરફથી નાસેરદ્દીન ખ્રિસ્તી. ફખરે મુલુક ફલીતાનુસ વાલીએ રોમતુલ કુબરા, આજ ખ્રિસ્તીઓના પાપથી એમના પર ખુદાની જમીન તંગ થઇ ગઇ છે. પેલા રખડેલ અરબ જેઓ ખ્રિસ્તીઓનાં નામ સાંભળી થરથરી જતા હતા. તેઓ મુલ્ક શામમાં આવી ચઢ્યા છે. તેમણે ફક્ત શામનો ઘણો ભાગ જીતી લીધો એમ નથી પરંતુ આપણી પાક જમીન એલીયા (બેતુલ મુકદ્દસ) પણ જીતી લીધું—એ હવે તેમનો ઇરાદો દારૂસ સલતનત અનતાકીયા પર હુમલો કરવાનો છે. મે તેમનો મુકાબલો કરવા માટે દરેક રીતની તઇયારી કરી લીધી છે. મારો બહાદુર લશકર અને બીજા રજવાડાવાળાઓએ મુસલમાને મુલ્ક શામમાંથી કાઢી મુકવા તઇયાર થઇ ગયા છે. પરંતુ મુસલમાનોને મુલ્ક શામમાંથી જ કાઢી મુકવા નથી પણ મારો ઇરાદો છે કે હું મુલ્ક હજાજ પર ચઢાઇ કરી મક્કા મદીના ફરેલ અને ગુરતાખ અરબોને આપણા ઘોડાના ટાપુઓથી કચરી નાખું અને તેમના બાદશાહ એટલે ખલીફાને ગીરફતાર

કરી લઉં. ખાનએ કબાને પાડી નાખું અને જો મારું ચાલે તો એ કોમને દુન્યામાંથી નેસ્તો નાબુદ કરી નાખું એ લડાઇ માટે વધુ લશ્કરની જરૂરતછે. આ વખતે ખ્રિસ્તીઓ આપની સામે જોઇ રહયા છે. આ જંગમાં આપ ભાગ લેશો તો ખ્રિસ્તીઓને ઘણો જોશ ચઢી આવશે, તેઓ ખ્રિસ્તી મજહબને બચાવવા દોડી આવશે, યકીન છે કે આપ આ જંગમાં શરીક થઇને ખ્રિસ્તીઓની બહાદુરીમાં વધારો કરશો. અને મારો ઇરાદો પુરો થાય એવી કોશીશ કરશો."

અજઅનતાકીયા દાઇસ સલતનત મુલ્કશામ ફ્લીતાનુસ અને તેના બધા દરબારીઓ આ શાહી ફરમાન ઘણા ધ્યાનથી સાંભળી રહયા હતા. જ્યારે ફરમાન વંચાઇ રહયો. ત્યારે ફ્લીતાનુસે ઘણા જોશમાં આવીને કહયું "આ વખતે ખ્રિસ્તીઓની નાવ ભર દરીએ છે. અરબોએ ખ્રિસ્તીઓને અને ખ્રિસ્તીઓએ અરબોને ફના કરવાનો ઇરાદો કર્યો છે. અરબો સલેબને નીચે પાડવાનું કરી રહયા છે. હવે દરેક ખ્રિસ્તીઓની ફરજ થઇ ચુકી છે કે જમીન એલીયા (બેતુલ મુકદ્દસ) માટે, ખ્રીસ્તીધર્મ માટે, ગીરજાઓની હુરમત માટે આ ધાર્મિક લડાઇમાં શરીક થાય." માનવંતા એલચી તમારૂં નામ શું છે. પતરીસે અદબથી માથું ઝુકાવી જવાબ આપ્યો. આલી- જાહા આ ખાકસારનું નામ પતરીસ છે.

ફ્લીતાનુસ—પતરીસ હું જરૂર અનતાકીયા ચાલીશ ધાર્મિક લડાઇમાં ભાગ લઇશ, મે અરબોની બહાદુરીની વાતો ઘણી સાંભળી છે અને તેમની વાતો જે અક્કલમાં પણ ન આવે એવી મારા કાનો સુધી પહોંચી છે. મને કહેવામાં આવ્યું છે કે આજ દુન્યામાં મુસલમાનોથી વધુ બહાદુર બીજી કોઇ કોમ નથી તેઓ ઘણીજ બહાદુરી વતુરંત, અને જાન બાજીથી લડે છે. મને શોક છે. ફકત શોકજ નથી પણ આરજુ અને તમન્ના છે કે અરબોથી-લડુ પેલા અરબોથી જેઓના નામ સાંભળી ખ્રિસ્તીઓ થરથરવા લાગ્યા છે........" અરસ્તાલીસ (વજીરે આજમનું નામ) તમો વજીરે જંગને આજેજ કહી દો કે તે લશ્કરને તઇયારીનો હુકમ આપે. હું પરમ દીવસે અનતાકીયા ભણી કુચ કરીશ.

અરસ્તાલીસ ફરમાન હાથમાં લઇ હમણા સુધી ઉભો હતો. તેણે માથું નમાવી જવાબ આપ્યો. "બહુ સારૂ પીરો મુરશદ."

હવે ફ્લીતાનુસ દરબારીઓને સંબોધી કહેવા લાગ્યો:- સાધારણ લડાઇમાં ખરચ માટે ઘણી જરૂર પડે છે. આતો મોટી લડાઇ છે. જેથી ખરચ માટે ઘણી રકમ જોઇએ. એ માટે શું બંદોબસ્ત કરવો જોઇએ.

બીજા દરબારીઓ તો ચુપ રહયા પણ વડા વજીર અરસતા તાલીસે જવાબ આપ્યો આલી- જાહ જંગી ટેક્સ કાયમ કરી રઇયત પાસેથી વસુલ કરવામાં આવે.

ફલીતાનુસ—રઇયત આ ટેક્સનો બાર ઉપાડી શકશે નહી વખતે અમલદારો સખ્તાઇ વાપરીને ટેક્સ વસુલ કરે હું એ મુનાસબ ધારતો નથી, તેમ હવે ટેક્સવસુલ વસુ કરવાનો પણ વખત નથી.

અરસ્તા તાલીસ—મારી કહેવાની મતલબ એવી છે કે આ ટેક્સ બધી રઇયત પાસેથી વસુલ કરવામાં ન આવે પણ અમીર અને ઊમરાવો પાસેથી વસુલ કરવામાં આવે.

ફલીતાનુસ—આમીર અને ઉમરાવોમાં પણ ઘણા એવા હશે કે જેમને આ બાર વધુ માલુમ પડશે અને એ હું પસંદ કરતો નથી.

અરસ્તાલીસ—તો પછી રાજ્યના અમલદારો પાસેથી આ ટેક્સ વસુલ કરવામાં આવે.

ફલીતાનુસ—વખતે અમલદારો પણ આ ટેક્સને વધારો પડતો ગણે તો ?

અરસતાતાલીસ—તો હવે આપ જે તજવીજ ફરમાવો તેનો અમલ કરવામાં આવે !

ફલીતાનુસ—આપ સાહેબોને આ વાતની ખબર છે કે આપણા આ મશહુર શહેરમાં એક અજાયબ ઘર છે તેનું નામ અંમુસોફલા છે. એ એક અજીબો ગરીબ ઇમારત છે. જ્યારથી એ ઇમારત બંધાઇ તઇયાર થઇ ત્યારથી આજ સુધી ખોલવામાં આવી નથી. એ ઇમારતને લગતી અજીબો ગરીબ વાતો મશહુર છે. એથી કોઇ બાદશાહે તેને ઉઘાડવાની હીમત કરી નથી. પણ દરેક બાદશાહ જે વખતે ગાદી પર બેઠો તે દિવસે એક તાલો તેમાં મારતો ગયો. હું ધારૂં છુ કે એ ઇમારતમાં આપણા બુજર્ગોએ ખજાનો દાટયો હશે અને એટલા માટે કે કોઇ ખજાનો કાઢી ન લઇ જાય તે માટે અજીબ અને ડરામણી વાતો મશહુર કરી દીધી હોવી જોઇએ. તેથીજ એવી વાતોના સબબે કોઇને આજ સુધી આ ઇમારત ખોલવાનો વીચાર ન થયો ન હીમત થઇ, હવે મે પાકો ઇરાદો કર્યો છે કે આ ઇમારતને ઉઘાડું........

બધા દરબારીઓએ હયરત અને ખોફની નજરથી ફલીતાનુસને જોયો, અરસતા તાલીસે આશ્ચર્યની નજર નાખી, ફલીતાનુસે કહયું તમો અચંબામાં પડી જઇ ખોફજદા થઇ રહયા છો. હું એને વહેમ ગણું છુ. ફક્ત તમો તમારા વહેમને લીધે ઇમારત ઉઘાડવાનું ના કરો છો.

અરસ્તા તાલીસે જવાબ આપ્યો :– હુજુર વાલા, જે ઇમારત વરસોથી તો શું પણ સદીઓ થી બધ છે અને જેને ન ઉઘાડવા થઇ ગએલો બાદશાહો વસીયત કરતા ગયા છે તેને ઉઘાડવી મારા ધારવા પ્રમાણે આપણી કોમને તેમજ આપણા મુલકને મુસીબતમાં સપડાવવો છે. સારી વાત તો એ છે કે એ ઇમારત ન ઉઘાડવી ફલીતાનુસે જોશમાં આવી કહયું. એજ વહેમ પરસ્તી છે, ખુદાવંદ (હ. ઇસા) આજ વહેમ પરસ્તીને મટાડવા આવ્યા હતા.આપણે ખ્રિસ્તીઓને આવા વહેમ મુકી દેવા જોઇએ. મેં પાકો ઇરાદો અંબુ સોફાલા ખોલવાનો કરી લીધો છે. જેથી હવે હું મારો ઇરાદો ફેરવી શકતો નથી.

અરસતા તાલેસ—પરંતુ જહાંપનાહ, જ્યારે આ ઇમારતના ખોલવાથી મુલ્ક અને કોમપર તબાહી આવી પડશે, હકુમત અને સલતનતને પણ નુકસાન પહોંચવા સંબંધ છે તો પછી એને ન ઉઘાડવી એજ સારૂં છે. હુજુરે વાલા દરેક કોમ ખજનાની હીફાજત કરે છે, જો અબુ સોફ્યામાં ખજાનો હોત તો આપના પુર્વજોએ ઇમારતની આજુ બાજુ ફોજની છાવણીઓ રાખતે, તેને વસ્તીથી દુર અને કોઇપણ જાતની સંભાળ વગર આમ રહેવા દેતે નહિ. મારા ધારવા પ્રમાણે આમાં કોઇ ગુપ્તભેદ દફન છે. આપણને હુકમ નથી કે એ ભેદને જાહેર કરીએ.

ફલીતાનુસે માથું નમાવી લીધું અને થોડીકવાર સુધી કંઇ વિચાર કરતો રહયો પછી માથું ઉંચું કરી કહયું અરસતા તાલીબ, ગુપ્ત ભેદ હો કે ગમે તેમ પણ ખજાનો કાલે હું જરૂર અબુ સોફયાને ઉઘાડીશ. તમો અતમાઉસ કે જે અબુ સોફ્યાનો રખવાળ છે તેને હુકમ કરો કે તે કાલે નવ વાગે સવારમાં બધી કુંચીઓ લઇ અબુ સોફ્યાના દરવાજા પર હાજર રહે.

પતરીસને સંબોધી કહયું તમો ઘણા દુરથી આવ્યા છો. માટે હમણાં આરામ કરો. કાલે હું તે અજીબો ગરીબ મકાનને ઉઘાડીશ જે. ઇ. સ. પુર્વે ૧૭૦ વરસ પહેલાં બાંધવામાં આવ્યું છે. એ ઇમારત જ્યારથી તઇયાર થઇ છે. ત્યારથી આજ સુધી બંધજ પડી છે જો તમો એની અજાયબાત જોવા ચાહતા હો તો કાલે સવારમાંજ અબુ સોફ્યાના દરવાજા પર પહોંચ જજો.

પતરીસે માથું નમાવી અદબ અને એહતેરામથી કહયું હજુરેવાલા અબુસોફ્યા અને તેના અજાયબાતની વાતો રમતુલ કુબરામાંથી નીકળી, આખા શામના મુલ્કમાં ફેલાઇ ગઇ છે. દરેક માણસે અજાયબખાનાને જોવા ચાહે છે. મારી પણ આરજુ છે હું એને જરૂર જોઇશ.

બધા દરબારીઓ આ વખતે ખોફજદહ અને હયરતમાં પડી ગયા હતા! તેઓ આંખો ફાડી ઘણીજ ફીકર અંદેશા અને તાઅજુબની નજરે ફલીતાનુસને જોઇ રહયા હતા, તેઓનું ધારવું હતુ કે અબુ સોફ્યા ઉઘાડતાંજ તેમનો મુલક અને પોતે ફના થઇ જશે. અરસતા તાલીસે તેમની મનની વાત બાદશાહ આગળ જાહેર કરી દીધી હતી, પરંતુ રાજ હઠને લીધે ફલીતાનુસે તેની કંઇ પરવાહ ન કરી એક ઘરડો દરબારી ઉભો થયો. તેણે કહયું આલીજાહા.

ફલીતાનુસે તેની તરફ જોઇ કહયું. તમો પણ અબુ સોફ્યા ન ઉઘાડવા બાબત કંઇ કહેશો.

પેલો ઘરડો દરબારી—જહાપનાહ અબુ સોફિયા ઉઘાડવાની બાબત સાંભળી મારૂં દીલ ધરજવા લાગ્યું છે. હમણા બધા દરબારીઓ ચીંતાતુર અને ગમગીન થઇ ગયા છે.

જેથી એજ સારૂં છે કે એ ઇમારત ઉઘાડવાનું બંધ રાખશો.

ફ્લીતાનુસ—ના, એમ બનેજ નહી. કાલે જરૂર અબુ સોફયા ઉઘાડવામાં આવશે. તમો બધા જોશો કે એમાં કઇ ચીજ સંતાડવામાં આવી છે. બસ હવે કાલ સુધી રૂખસત.

ફ્લીતાનુસ ઉભો થઇ ગયો. તેના ઉભા થવાથી બધા દરબારીઓ પણ ઉભા થઇ ગયા. આ બધાના ઉભા થતાંજ પાછળના દરવાજા તરફથી ઘણીજ સુર મળેલી અને રૂહ પરવર વાજાનો અવાજ આવવા લાગ્યો. અરસતાતાલીસ આગળ વધ્યો અને સીજદામાં પડી બાદશાહને સલામ કર્યો અને સીધા કદમે પાછો થઇ પોતાની કરસીની પાસે માથું નમાવી ચાલ્યો ગયો. આવી રીતે બધા દરબારીઓએ પણ સલામ કર્યો જ્યારે બધા દરબારીઓ સલામ કરી રહયા કે દરવાજા પર પડેલો પરદો ઉંચો થયો. અને ૮–૧૦, નવ ઉપર છોકરીઓ ભપકાબંધ પોશાક પહેરેલી હાજર થઇ, આ છોકરીઓ ઘણી ખુબસુરત હતી. એમની ખુબસુરતીએ બધા દરબારને ઝગઝગાવી મુકયો. આ વખતે એ બધીની પોશાકો લીલા રેશમની હતી જેમના છેડા પર હીરા અને ઝવેરાત ટાંકેલા હતા. તે ચળકાટ મારી રહયા. આ હસીન છોકરી- ઓ કંઇ એવી ચંચળ હતી કે એમની બોટી બોટી ફડકી રહી હતી. પરાની પેઠે એમને ચેનજ નહોતું પડતું તેમનું આખું શરીર એક અદાએ દીલરૂબાનાની પેઠે ફડકી રહયું હતું તે સંગે મરમરના ફરશ પર બીલકુલ એવી ભાસતી હતી કે જેવા ધોળા ધોળા વાદળા પર વિજળી ચમકારા મારી રહી હોય કોઇનામાં હીમત નહોતી કે તેમને જીવ ભરીને જોઇ લે. તજલ્લીએ હુસ્ન આંખોમાં ચકોચોંદ પેદા કરી દેતી હતી, તેમણે દરવાજામાંથી નીકળતાંજ વાંકા વળી સલામ કર્યો. ફ્લીતાનુસ આ હુસ્નની પુતળીઓને જોઇ મુસકરાયો. તેણે કહયું. એ હુસ્નો જમાલની તસ્વીરો. મરહબા. તમોને જોતાંજ મારા બધા ગમ અને ફીકરો દુર થઇ જાય છે. મારી રૂહ દરયાએ હુસ્નમાં ડુબી, તે નુરના કે જેના કીનારાનો તાગ નથી ત્યાં પહોંચી જાય છે. જ્યાં દરેક હુસ્ન અને નુર વગર બીજું કંઇ નથી. હું કેટલો બધો ભાગ્યશાળી છું કે મારા ઘરમાં હુસ્નો જમાલની દેવીયો છે. જેના પર હુસ્નો જમાલ નાજ કરી શકે છે.

વાજું હવે ઘણુજ સુરીલા અવાજથી વાગી રહયું હતું એની રૂહ વરવર અવાજમાં બધા દરબારીઓની રૂહો ડુબી રહી હતી. આ વખત બધાની વજદના જેવી હતી. હવે ફ્લીતાનુસ મહેલમાં જવા માટે દરવાજા તરફ આગળ વધ્યો. તરત હસીન છોકરીઓએ આગળ વધી તેનો ઝુબો પોતાના નાજુક હાથેમાં લઇ લીધો. તેઓ ધીમે ધીમે એવી રીતે આગળ વધી રહયા હતા. જેવી રીતે તેઓ વાજાના સુર અને તબલાની થાપ પર કદમ રાખી રહયા હોય.

બધા દરબારીઓ આ વખતે પુતળાઓની પેઠે ઉભેલા હતા તેમને ખબર નહોતી કે હમણાં શું થઇ રહયું છે. તેઓ બધા માથું ઝુકાવી ઉભા હતા.

ફ્લીતાનુસ ધીમે ધીમે ચાલી દરવાજામાં પેઠો અને ઝટ દરવાજાની બીજી બાજુએ ચાલ્યો ગયો તેનો ઝુબો ઉચકનાર નાજનીનો પણ સાથમાં ચાલી ગઇ.

હવે વાજાનો અવાજ ધીમો આવી રહયો હતો જણાતું હતું કે વાજા વાળા પણ ફ્લીતાનુસની સાથે સાથે જઇ રહ્યા છે. થોડી વારમાં વાજાનો અવાજ સંભળાતો બંધ થઇ ગયો. કેટલીક વાર પછી, પુતળા બનેલા દરબારીઓ હોશીયાર થયા તેમણે નજર ઉંચી કરી દરવાજા ભણી જોયું, ત્યાં હવે શું રાખ્યું હતું. ફ્લીતાનુસ અને પેલી નાજ આફ્રીન છોકરીઓ ચાલી ગઇ હતી. વાજુ બંધ થઇ ગયું હતું. તેમણે નીરાંતનો દમ લીધો, અને એક એક બે બે મળી પોતાના ઘર તરફ ચાલવા લાગ્યા.

પતરીસ શાહી મેહમાન હતો. તેને ઘણાજ અદબ અને એહતરામ સાથે બાદશાહી મહેમાન ખાનામાં પહોંચાડવામાં આવ્યો. તેના સાથવાળા પણ તેની પાસે પહોંચી ગયા. તેમણે લશકરી પોશાક ઉતારી આરામ કર્યો.

જે વખતે દુન્યામાં કોઇ મહાન કે સનસનાટી ફેલાવે એવો બનાવ બનતો તો સાતે દરવાજાના બુતો ચારે બાજુ ચકકર ચકકરે ફરવા લાગતા તેમના ફરવાથી એક બીહામણી અવાજ નીકળતી કે લોકોના દીલ ધરૂજી ઉઠતા જયારે એવી અવાજ શરૂ થતી કે તરત સાતે બુતો પોત પોતાની તખતીને ઉંચી કરી દેતા હતા. એમની તખતીઓનો અકસ (પડછાયો) મોટા ચાંદીના બુતની તખતી પર પડતો હતો. જેથી મોટી તખતી રોશન થઇ જતી અને તેમાં કાળા મોટા મોટા અક્ષરો દેખાવા શરૂ થઇ જતા એ અક્ષરોથી શબ્દો બનતા અને પછી વાકયો બની જતા એ વાકયો એટલા મોટા અને ચળકાટ મારતા તથા કે દીવસ હો કે રાત દુરથી પણ વંચાતા હતા. એવી રીતે રોમમતુલ કુબરાયા રહેવાસીઓને ઘર બેઠા દુન્યા ભરના ઘણા જરૂરી અને નવા બનાવોને ખબર થઇ જતી.

ઘણાજ આલીશાન અને ઉંચા હતા. તે આઠ દરવાજામાંથી સાત દરવાજા પર એક એક બુત માણુસના જેવા હતા તેમની આંખો નાક અને કાન ચાંદીના હતા.

અને આંખોની કીડીઓ સોનાની હતી. આ બુતોમાં કોઇ એવી જાતનો મસાલો ભરવામાં આવ્યો હતો કે રાત્રીના વખતે તે એવા ચમકતા હતા કે તેમના શરીરના ભાગો દુર દુરથી દેખાતા હતા. એ સાથે બુતોના હાથ ઘણાં લાંબા હતા. એ બધા બુતોના જમણા હાથમાં સોનાની એક એક તખતી હતી.

આ દરવાજામાંથી પસાર થઇ આગળ વધતાં વચમા એક મોટો આઠ ખુણાવાળો ગુમબદ હતો. જે સોનાના થાંભલાઓ પર બાંધવામાં આવ્યો હતો. ગુમબદ એટલે ઘુમટ ખાસ તાંબાનો હતો આ ગુમબદ પર એક ઘણોજ મોટો નકકર ચાંદીનો બુત હતો. એનો ચહેરો સોનાનો હતો. એ રાત અને દીવસ બરાબર ચળકાટ કર્યા કરતો હતો. આ મોટા બુતના હાથમાં પણ સોનાની એક મોટી તખતી હતી.

દરબારમાંથી દરબારીઓના બહાર નીકળતાંજ અને બીજાઓને જાણ થતાંજ કે કાલે અબુ સોફ્યા ઉઘાડવામાં આવશે. ઘણી ફીકર અને ચીંતાના ભોગ થઇ પડયા. તેઓ હયરત અને બેચેની સાથે એક બીજાનું મોહું જોવા લાગ્યા. તેમને ફક્ત વહેમેજ નહોતો, પરંતુ યકીન અને યકીન શું પાકો ભરોસો થઇ ગયો કે કાલે રૂમતુલ કુબરા, રોમતુલ કુબરાનો બાદશાહ અને તેની રઇયત પર જરૂર કોઇ આફ્ત આવનાર છે. આ શક, ફીકર, અને ભરોસાએ બધા શહેરીઓને ઘણાજ ભયગ્રસ્ત અને બદહવાસ કરી દીધા. ઘર ઘર આ વાતની ચરચા થવા લાગી, બધા ગીરજાઓમાં દુઆ માગવામાં આવી કે ખુદા રોમમતુલ કુબરા પર નાજીલ થનારી આફ્ત અને મુસીબતને દુર કરી દે.

ફ્લીતાનુનુસ રહેમદીલ મુનસીફ મીજાજ, રઆયા પરવર અને મુલ્કો કોમનો ખેરઅંદેશ હતો. એના રાજ્ય કારભારના વખતમાં લોકો ઘણાજ આરામ, ઇતમીનાન અને ખુશહાલીથી જીંદગી ગુજારી રહયા હતા, તેની રઇયત તેનાથી ઘણીજ ખુશ હતી, દરેક માણસ તેની મહોબત અને ઇજ્જત કરતો હતો. તેઓ નહોતા ઇચ્છતા કે તેમનો એ બાદશાહ જે એમના દીલ પર હુકુમત કરી રહયો છે. અબુ સોફ્યા ઉઘાડી પોતે પણ મુસીબતમાં સપડાય અને મુલ્કો કોમને પણ મુ- સીબતમાં સપડાવે. આખી રાત રોમતુલ કુબરાના રહેવાસીઓ ચીંતા તથા ગમથી પરેશાન રહયા. તેમણે ઘણીજ બેચેની અને ચીંતાતુર સ્થીતીમાં રાત પસાર કરી. જ્યારે સવાર થઇ અને આફતાબ આલમતાબ ચમકતા કીરણોનો તાજ માથા પર ધરી પુર્વ દીશામાં ઉગ્યો, અને તેની ઝગઝગાત કીરણોએ દુન્યાને રોશન કરી મુકી તો રોમતુલ બાશીંદા જાગી ગયા, તેઓ જલદી જલદી નિત્ય ક્રમથી પરવારી અબુ સોફ્યાના સામે ભેગા થવા લાગ્યા.

અબુ સોફ્યા એક જબરદસ્ત, ઘણી મજબુત અને આલીશાન ઇમારત હતી. આ ઇમારત લગભગ નવ્વાણું ફીટ ચોરસ હતી, એની ચારે બાજુએ બબ્બે દરવાજા હતા, આ દરવાજા

આજે સાયન્સવાળાઓ પોત પોતાની બનાવટ પર નાજ કરે છે કેટલાક પોતાની બનાવટ પર મગરૂર બની ખુદાને પણ ભુલી જાય છે. સાચું કહીએ તો તેઓ હમણાં સુધી એટલી બધી બનાવટ નથી કરી શકયા જેટલી પ્રાચીન કાળમાં થઇ ગઇ તે અને જેને ગરદીશે જમાનાએ નાશ કરી દીધો.

અબુ સોફ્યાના આઠમાં દરવાજા પર એક ઘણો ઉંચો અને બીહામણો સંગે મુસાનો બુત હતો જેમાં ઠેકઠેકાણે સંગેમરમરની ટીકડીયો લગાડેલી હતી. આ બુતમાંહેથી પોકળ હતો. જ્યારે વસંત રૂતુની શરૂઆત થતી, ઝાડોમાં નવી નવી કુપલો નીકળવા લાગતી. પુલોના છોડ- વાઓ પર કળીઓ આવી જતી. તો આ કાળા બુતમાંથી એવી સખત અવાજ નીકળતી કે લોકો થરથરી જતાં, બાળકો અને સ્ત્રીઓ બેહોશ થઇ જતા.

પરંતુ ખુદાની કુદરત કહો કે તે બુતના અવાજનો ગુણ જુઓ કે પક્ષીઓ પોતપોતાની ચાંચમાં રોગને જેતુન ભરી ભરીને લાવતા અને આ ઘણાંજ મોટા બુતના માથાપર નાખતા તે એટલે સુધી કે એનો બધો પોકળ ભાગ ભરાઇ જતો. પક્ષીઓ એટલું બધું રોગને જેતુન તેના પર નાખતા કે તે આખો તેલથી તરબોળ થઇ જતો. જયારે એ બુતનો માંહેલો ભાગ ભરાઇ જતો ત્યારે અવાજ નીકળતો બંધ થઇ જતો અને પક્ષીઓ ચડી જતા. આ બુતના બન્ને પગ ના તળીયામાં નાના કાણા હતા એ કાણાઓમાંથી તેલ ટપકવા લાગતું તેથી રોમતુલ કુબરાના રહેનારાઓ આ તેલને વાસણોમાં ભરી લેતા અને આખું વરસ કામમાં લેતા.

અબુ સોફ્યાની ચારે બાજુ ઘણુંજ મોટું હરીઆળીથી ભરપુર એવું મેદાન હતું આજે આ બધું મેદાન માણસોથી ઉભરાઇ ગયું હતું. ચારે બાજુ માણસોનો દરીયાની પેઠે લહેરો મારી રહયો હતો. રોમમતુલ કુબરાના અને તેની આજુ બાજુના ગામોમાં રહેતા માણસો એ જોવા માટે ભેગા થયા હતા કે તેમનો બાદશાહ અબુ સોફ્યામાં દાખલ શું કરશે પરંતુ આ બધા લોકો જે આ વખતે અહીં ભેગા થયા હતા ઘણાજ ચીંતાતુર અને પરેશાન દેખાતા હતા.

જયારે સુરજ ઉંચે ચઢયોઅને તેની કીરણો અબુસોફ્યા પર પડવા લાગી તો ફલીતાનુસ ઘણાંજ ભપકા અને દેખાવથી પોતાના અમીર ઉમરાઓ અને મસાહબો સાથે ઘોડે સવાર થઇ આવતો દેખાયો. તેને દેખતાં બધા લોકો સલામે કરવા માટે સીજદામાં પડી ગયા. માણસની પુજા કરવાનો આ ઘણો સારો દેખાવ હતો. ફલીતાનુસ અબુસોફીયાની સામે આવીને ઉભો રહી ગયો લોકો સીજદામાંથી ઉભા થયા. તેમણે ફલીતાનુસ જીંદાબાદનો પોકાર કર્યો.

ફલીતાનુસ ઘોડાપરથી ઉતરી અબુસોફ્યાના દરવાજાપર પહોંચ્યો. આ ઠેકાણે તેને એક ઘણોજ ઘરડો ખ્રીસ્તી મળ્યો, જે એટલો બધો ઘરડો હતો કે તેના માથા, દાઢી અને ભરમરના વાળ ચાંદીના જેવા ધોળા થઇ ગયા હતા કમર વાંકી વળી ગએલી હતી બદન કંપતું હતું. તેણે ધોળા રેશમના લુગડા પહેરેલા હતા. એક કાળી રેશમની દોરી કમર પર બાંધેલી હતી. એ દોરીની જમણી મેર કુંચીઓનો મોટો ઝુમખો લટકી રહયો હતો.

અને ડાબી બાજુએ મોટા મોટા દાણાની તસ્બીહ હતી. છાતી પર લાલ રંગની સ્લેબ હતી. એના હાથમાં ચાંદીની લાકડી હતી, એ લાકડીના ટેકાથી ચાલી શકતો હતો. ઘડપણને લીધે તના આખા ચહેરા પર કરચળીઓ પડી ગઇ હતી, આંખો ઉંડી ઉતરી ગઇ હતી. પણ આસમાની રંગની કીકીઓ આંખોમાં ફરી રહી હતી, આ ઘરડા ખ્રિસ્તીઓનું નામ અતમાઉસ હતું. આ વખતે એજ અબુ સોફ્યાનો રખેવાળ હતો.

જ્યારે રોમમતુલ કુબરાની સલતનત કાયમ થઇ તેજ વખતે અબુ સોફ્યાની ઈમારત પણ બંધાઇને તઇયાર થઇ હતી. અને જયારે અબુ સોફ્યા તઇયાર થઇ તેજ

વખતની તેના રખેવાળ તરીકે અતમાઉસના બુજર્ગોને કાયમ કરવામાં આવ્યા હતા જેવી રીતે ફ્લીતાનુસ પેઢી દર પેઢી પોતાના ખાનદાનમાં આ વખતે બાદશાહ હતો એવીજ રીતે અતમાઉસ પણ પોતાનાં બુજર્ગોનો વારીસ તરીકે અબુ સોફ્યાનો હમણા રખવાળ હતો.

અતમાઉસે ફ્લીતાનુસની પાસે જઇ ઘણાજ અદબથી વાંકા વળી સલામ કર્યો. ફ્લીતાનુસ તેને ઘણું માન આપતો હતો. જેથી તેણે આગળ વધી તેના કરચળીવાળો હાથ હાથમાં લઇ ચુમ્બન કર્યું અને કહ્યું મોહતરમ બુજર્ગ આજ અબુ સોફ્યા ઉઘાડવાનો વખત આવી લાગ્યો છે, જેથી મને કુંચીઓનો ઝુમખો આપો હું એને ઉઘાડીશ.

અતમાઉસના ચહેરા પર ગમો ફીકર સીવાય હમદરદી અને માયાળુ પણાના ચીન્હો જાહેર થયા ગઇ તેણે પોતાનું મોહુ ઉઘાડયું. કરચલી પડી ગએલા હોઠ ઉઘાડતાંજ તેના મોઢામાથી વરાળ નીકળી તેના લુગડા પર પડી. તેનું માથુ તથાં શરીર જોરજોરથી કંપવા લાગ્યાં. તેણે ઘણે ધીમે અને અટકી અટકી એવા ધીમા સાદે કહેવા માડયું જે ઘણીએ મુશકેલીએ સમઝાઇ શકાય તેણે કહ્યું મને નવાઇ લાગે છે કે હજુર એ વાતનો ઇરાદો કરી રહયા છે જેવો ઇરાદો આપના કોઇ પણ બુજર્ગે કોઇ કાળે કર્યો નથી, આ ઇમારતને બંધાએ સાતસો વરસથી પણ વધુ મુદત થઇ ગઇ છે છતાં આજ સુધી કોઇએ એને ઉઘાડી નથી દરેક બાદશાહ વસીયત કરતા ગયા છે કે પોતાનો વારીસ આ ઇમારત ઉઘાડે નહીં. જહાંપનાહ આ ઇમારતમાં અકકલ તથા દાનીશ અને ઇલ્મો હીકમત વગર બીજું કઇજ નથી પહેલાં થઇ ગએલા હકીમો અને અકકલમંદોએ આ ઇમારત તઇયાર કરી છે. આ સબબથી રોમતુલ કુબરાના રહેવાસીઓ આખી દુન્યાના જાણવા લાયક સમાચાર ઘર બેઠા જાણી લે છે હુજુરની રઇયત વગર મહેનતે આખું વરસ ચાલે એટલું રોગને જયતુન ભેગું કરી લે છે. એ ઇમારત દુન્યામાં બેનજીર અને અજીબો ગરીબ છે. જેથી હુજુરે વાલાએ ઇમારત ઉઘાડી આ અજાયબાતનો નાશ ન કરો મારૂં ધારવું છે કે એને ઉઘાડતાંજ એને આશ્ચર્ય ભરેલી વાતો જતી રહેશે. અને પાછળથી પસતાવું પડશે. આ જમાનામાં એવા અકકલમંદ ઇલ્મવાળા, સમઝદાર, અને હકીમો નથી જેઓ એના જેવી બીજી ઇમારત તઇયાર કરી આપે. મારા હુજુર બુજર્ગોનું કહેવું છે જ્યારે આ ઇમારત ઉઘાડવામાં આવશે ત્યારે રોમતુલ કુબરાના દરવાજા પર બરબાદી અને નાશ આવી ઉભા રહેશે.

અતમાઇસ અટકી અટકીને ધીમે ધીમે વાત કરી રહયો હતો. ફ્લીનાતુસને તેની વાત મુંઝવી રહી હતી. પરંતુ તે એનો ઘણો અદબ કરતો હોવાથી ચુપચાપ વાત સાંભળી રહયો હતો.

અતમાઉસ ખામોશ થઈને હાંફવા લાગ્યો. ફલીતાનુસે કહ્યુ' એ બુજર્ગ માણસ હું એને ઉઘાડવાનો પાકો વીચાર કરી ચુકયો .હું માટે જરૂર ઉઘાડીશ પછી ભલે આપણે તેની બરકતો અને અજાયબાતથી વીમુખ રહી જઈએ.

અતમાઉસે પાછું કહ્યુ' જહાંપનાહ એને ઉઘાડવાનો ઇરાદો ન કરો. મે મારા બુજર્ગોના મોઢાએ સાંભળ્યું છે કે જે બાદશાહ અબુ સોફયાને ઉઘાડશે. તે રોમમતુલ કુબરાનો છેલ્લો બાદશાહ હશે.

ફલીતાનુસે જલદીથી જવાબ આપ્યો. ઓહ કંઈ પરવાહ નહી. મારા ખાનદાનમાં થી બાદશાહી જતી રહે કે મારા પર કંઈ આફત આવે. હું તો જરૂર એને ઉઘાડીશ. તમો આગ્રહ ન કરો. મારી તબાહીનો વખત આવી લાગ્યો છે. મારી સલતનતની તબાહીનો વખત આવી પુગ્યો છે, વળી સઉથી વધુ ખ્રિસ્તી ધર્મના નાશનો વખત આવી લાગ્યો છે ? હું એ દરેક વાતો સમજું છું મારા માથા પર નહુસતના વાદળો છવાઈ ગયા છે તેણે મને મજબુર કરી દીધો છે કે હું આ અજાયબ ઘર ઉઘાડું. લાવો મને કુંચી આપો.

અતમાઉસ મજબુર થઇ ગયો તેણે ધરૂજતે હાથે કુચીઓનો ઝુમખો કાઢી ફલીતાનુસને આપ્યો ફલીતાનુસને અબુસોફયા ઉઘાડવાનો એટલો બધો શોક હતો કે તેણે પોતે બધા તાળા પોતાના હાથે ખોલી તેણે જોરથી દરવાજાને ધકેલ્યો. જેથી દરવાજા ઉઘડી ગયા. ફલીતાનુસ, અને તેના થોડાક મસાહબ, ધરડો અતમાઉસ અને વજીરેઆઝમ અંદર દાખલ થયા. તેઓ વચમાંનો મેદાન પસાર કરી આઠ ખુણા વાળા ઘુમટમાં પહોંચ્યા.

આ વખતે બાદશાહના બધા સાથવાળાઓના દીલ ધડકી રહયા હતા. તે ડરી રહયા હતા. એમના ચહેરાનો રંગ ઉડી ગયો હતો. એમને એવું લાગી રહયું હતું કે જાણે હમણા કોઇ મુસીબત આવી પડવાની છે. તેઓ આમ તેમ ખોફજદાહ નજરે જોતા ધીમે ધીમે કદમ આગળ વધારી રહયા હતા. જયારે તેઓ ચાર ખુણાવાળા ઘુમટ પાસે પહોંચ્યા તો તેમણે તેને એવી હસરત ભરી નજરે જોવા લાગ્યા. જાણે હમણા એ ફના થઇ જશે એઓમાં ફકત એક ફલીતાનુસ એવો હતો જેને જરાએ જેટલી બીક નહોતી તે બહાદુરી સાથે આઠ ખુણાવાળા ઘુમટમાં દાખલ થયો.

આ ઘુમટ બીલકુલ ખાલી હતો. ફકત દીવારો પર નકશા અને તસ્વીરો લટકાવેલી હતી, જમણી બાજુએ એક તરફ એક મોટો બેયતુલ મુકદદસનો નકશો લટકી રહયો હતો. એમણે એ નકશાઓ જોયા એ બધા નકશા મુલ્કે શામના મશહુર કીલ્લા અને શહેરોના હતા, દરેક નકશા પર એક એક તસવીર હતી. એ તસવીરો એ લોકોની હતી જે આ વખતે એ કીલ્લા કે શહેરો પર હુકુમત કરી રહયા હતા. જે વખતે અબુ સોફયા ઉઘાડવામાં આવ્યું

આ બધા માણસો આ તસ્વીરો જોઇ આશ્ચર્ય પામ્યા. તેમની સમઝમાં નહોતું આવતું કે સદીઓ પહેલાં કીલ્લા અને કીલ્લેદારોની તસ્વીરો અને નકશા કેવી રીતે તૈયાર કર્યાં હશે અને આ તસવીરો અને નકશા શા માટે રાખ્યા હશે.

આ માણસો આ તસવીરોને જોતાં જોતાં જ્યારે સામેની દીવાર પાસે પહોંચ્યા તો તેમણે અનતાકીયનો નકશો જોયો એ નકશાપર હરકુલ આજમની તસ્વીર હતી. બધા લોકો આ નકશાને અને હરકુલ આજમની તસ્વીર જોઇ વધુ હયરત થયા. તેમણે જોયું કે હરકુલ આઝમની તસ્વીર થી ગમો ફીકર દેખાય છે. તે હસરત ભરી નજરે સામેની દીવાર પર જોઇ રહયો છે ફલીતાનુસે કહયું. હરકુલ આજમ સામે જોઇ રહયો છે માટે જુઓ સામેની દીવાર પર શું છે.

તરત અરસતાતાલીસ આગળ વધી બીજી દીવાર પાસે ગયો. અને તેણે તરત કહયું. આલીજાહા અહીં એક લખાણ લટકાવેલું છે.

તરત ફલીતાનુસ તથા તેના સાથવાળા ઝડપ ભેર તે દીવાર પાસે પહોંચ્યા તેમણે ત્યાં સોનાના પતરા પર એક લખાણ જોયું આ લખાણ લાલ રંગથી લખાએલું હતું અને લાલ અક્ષરો આગના ભડકાની પેઠે ચળકાટ મારી રહયા હતા. ફલીતાનુસે એ લખાણ વાંચવા માંડયું તેમાં લખ્યું હતું કે.

અફસોસ છે એનાપર જેણે આ મકાન ઉઘાડયું. આ મકાનને ઉઘાડતાંજ એની બધી બરકતો જતી રહેશે. અજાયબાત દુર થઇ જશે, ફારેગુલબાલી અને બેફીકરી જતી રહેશે, પરંતુ જેવી રીતે કયામતનો એક દીવસ મુકરરર છે તેવી રીતે આ મકાનને પણ ઉઘાડવાનો દીવસ મુકરરર કર્યો છે. જે માણસ આ ઇમારતને ઉઘાડશે તેને ફકત અફસોસ અને નાઉમેદી સીવાય કંઇ હાંસીલ થશે નહી આ ખજાનાએ નથી તેમ દુન્યાની કોઇ બીજી નઅમત પણ નથી.

એ આ મકાનના ખોલવાવાળા હોશીયારી સાથે સાંભળ, ઇલ્મ હાંસીલ કરવુ દરેક માણસ માટે એવું જરૂરી છે. ઇલ્મથી અકકલ વધે છે. દીલો દીમાગ રોશન થઇ જાય છે. દીલો દીમાગ રોશન થઇ જવાથી છુપા ભેદો આપો આપ ખુલ્લા થતા જાય છે. અને જણાવા લાગે છે. ઇલ્મથી વધુ દુન્યામાં બીજી કોઇ નેમત નથી. આ નેમત ઘણી મોટી છે. અમોને એ અમુલ્ય નેમત એટલે ઇલ્મથી જણાયું છે કે જ્યારે દુન્યામાં કુફરો દલાલતનો જોર થઇ ગયો છે. મખલુક, સાચા ખુદાને ભુલી જશે બુત પરસ્તી ઠેર ઠેર થવા લાગશે, લોકોના નઠારા ફંદમાં પડી એટલા બધા ગુનેહગાર થઇ જશે કે ખુદાને બીલકુલ ભુલી જશે. તે વખતે ગયરતે ખુદાવંદી જોશમાં આવી જશે અને જમીન તહામહ ( મકકા ) માંથી એ આફતાબે હીદાયત નીકળીઆખી દુન્યાને મુનવ્વર કરી મુકશે. સાહેબે હીદાયત લોકોને દીન ઇસ્લામ ની દાવત આપશે. જેઓ ખુશનસીબ

હશે તેઓ દાવત સાંભળી મુસલમાન થઇ જશે. એ સાહેબે હીદાયત પછી તેમના જાનશીન એક દુબળા પાતળા અને લાંબા બુઝુરગ થશે. તેઓ રહેમ દીલ હશે. એમનું દીલ દીન ઇસલામથી મુનવ્વર હશે. તેઓ પણ ઇસ્લામની તબલીગ કરશે. દુન્યાનો થોડો ભાગ તેમની જીંદેગાનીમાં મુસલમાનોના તાબે થઇ જશે. એમના બાદ એક સાંવળા રંગના લાંબા કદના અને મજબુત શરીર વાળા તેમના જાનશીન થશે, એ ઘણાંજ દબદબા વાળા, ચાલાક, ઘણા સમજદાર, આદીલ અને બહાદુર હશે. એમના રૂઆબથી કયસરો કસરા કાંપવા લાગશે. અદાલત કરવી એમની સીફત હશે. પરહેજગારી એમનો હુન્નર હશે. તેમનો પોશાક થીંગડા મારેલી ચાદર હશે. તેમની તરવાર તેમનો ચાબુક હશે. એમના જમાનામાં સલતનતે ઉંચી થઇ જશે. મુલકશામ ફતેહ થઇ જશે. મુલ્ક શામ પર તેમનો કબજો થઇ જશે, મીસરને પણ ફતેહ કરી લેશે, ઇરાન પણ તેમના કબજામાં આવી જશે, ખ્રિસ્તીઓનો હરકુલ આઝમ તેમના જમાનામાં થશે. તે ખ્રિસ્તીઓનો છેલ્લો બાદશાહ હશે. તેની બાદશાહત તબાહ થઇ જશે ખ્રિસ્તીઓ હારી જશે. આખી દુન્યામાં ઇસ્લામ અને મુસલમાનોનુ જોર હશે લોકો ખુશી ખુશી મઝહબે ઇસ્લામમાં દાખલ થશે આ તે જમાનો ...... હશે જયારે આ મકાન ઉઘાડવામાં આવશે. મુબારક હોજો તે માણસપર જેણે ઇલ્મ હાંસીલ કર્યું જેની ઇલ્મથી અકકલ વધારે થઇ અને અકકલે સીધે રસ્તે ચાલવા શીખવ્યું તેમજ માણસ સદહજાર ધન્યવાદને લાયક છે.

બધા લોકો આ લખાણ સાંભળી ઘણાજ હયરત થયા. તેઓ એક બીજાનું મોઢું તાકી તાકીને જોવા લાગ્યા. ફલીતાનુસ પણ અચંબામાં પડી ગયો. અતમાઉસ બીક અને ચીંતાથી આમ તેમ જોવા લાગ્યો થોડી વાર પછી ફલીતાનુસે કહ્યું કંઇ નહી એ બધું વહેમ છે. હું સમજતો હતો કે આ મકાનમાં ખજાનો હશે. પણ અહીં આ ખજાનો વજાનો કંઇ નથી ફકત નકશા તસવીરો, અને એક વગર મતલબનું લખાણ છે. આવો પાછા જઇએ.

હવે એ બધા ઘુંમટમાંથી બહાર નીકળ્યા. ફલીતાનુસના ચહેરા પર અફસોસ અને નાઉમેદીના ચીન્હો દેખાતા હતા. પરંતુ બીજા લોકો ઘણાં ખોફજદા હતા. જે વખતે એ બધા ખોફજદા થઇ રહયા હતા અને તેઓ ઘુમથી બહાર નીકળ્યા એજ વખતે કાળા બુતના મોઢામાંથી બીહામણો અવાજ નીકળવો શરૂ થઇ ગયો. ફલીતાનુંસનો વજીર મુસાહબ અને અમીર ઉમરાવો એ બીહામણા અવાજથી ડરી ગયા કે દોડીને અબુસારીયાની બહાર નીકળી જાય પરંતુ ફલીતાનુસ ગમગીન, ચીંતાતુર, અને નાઉમેદ થઇ રહયો હતો તે ધીમે ધીમે ચાલતો રહયો હતો. તેથી એના સાથવાળાઓએ સબર કર્યો. અને પોતાના બાદશાહની પાછળ પાછળ ચાલવા લાગ્યા.

અવાજ ધીમે ધીમે વધુને વધુ થતો ગયો તે એટલે સુધી કે કાનના પડદા ચીરાઇ જવા લાગ્યા. આ લોકોના દમ ગમો ફીકરના દરયામાં ડુબવા લાગ્યા. એમના

ચહેરા પીળા પડી ગયા હતા. હાથ પગ થરથરવા લાગ્યા. તેમણે મોટા બુતની સામે જોયું. આ વખતે એ બુત હાલી રહયો હતો એને હલતાં જોઇ માણસો ઘણા ગભરાયા. તેઓ વધુ એટલા માટે ગભરાયા કે વખતે આ બુત અમારા પર આવી ન પડે. અને અમે એના નીચે છુંદાઇ જઇએ. છેવટે જેમ તેમ કરી તેઓ અબુસોફીયાની બહાર નીકળી આવ્યા. બહાર આવીને જોયું કે સેંકડો માણસો બુતની ગર્જના સાંભળી બેશુધ્ધ થઇ જમીન પર પડી ગયા છે જે લોકો હોશમાં હતા તેઓ નજર ઉંચી કરી હસરત, હસરત અને અફસોસ ભરી નજરે મોટા બુતને જોઇ રહયા હતા.

આ લોકો જેવા અબુસોફીયાની ઇમારતમાંથી બહાર નીકળયા કે તરતજ એ ઇમારત પાનખર રૂતુમાં જેવી રીતે પાંદડાં હાલીને તુટી પડે છે તેમ હલવા લાગી આ વખતે મોટો બુત જોર જોરથી આમ તેમ હાલી રહયો હતો. તેની ગર્જના એટલી બધી વધુ થઇ ગઇ હતી કે દસ માઇલ દુરથી પણ સંભળાઇ શકે. લોકોના કાનના પરદા ચીરાઇ રહયા હતા. ઘણાં માણસોએ કાનમાં રૂમાલ તથા લુગડા ભરી દીધા હતા. પરંતુ ગર્જના એટલી વધી ગઇ હતી કે કાનમાં લુગડા ભરી લીધા હતા છતાં ગર્જના બરાબર સંભળાતી હતી.

હવે મોટો બુત એટલો જોશથી હલી રહયો હતો કે બન્ને બાજુની જમીન સુધી પહોંચી જતો હતો. ઘુમટ તથા ઘુમટની બહારની ઇમારત પણ એટલા જોશથી હલી રહી હતી કે જાણે હમણાંજ તુટી પડશે લોકો પર ઘણીજ બીક અને ચીંતાએ સવારી કરી લીધી હતી અને કેટલાક તો બેશુધ્ધ થઇ જમીન પર પડકાઇ રહયા હતા. ઘરડો આતમાઉસ પણ ભોંય પર પડી ગયો હતો. બીચારો ગરીબ ઘરડો નીચે પડતાંજ મુડદે બકાની કુચ કરી ગયો. કુલીતાનુસ હયરાન પરેશાન ઉભો હતો અને કાનોમાં રૂમાલ ભરી ઉપરથી આંગળીઓ દાબી હસરતો અફસોસ ભરી નજરે મોટા બુતને જોઇ રહયો હતો જોત જોતામાં મોટો બુત ઘણા જોરથી ભોંય પર પડી ગયો. તેના પડવાથી જમીન કંપી ગઇ લોકોના દીલ થરથરી ગયા રોમતુલ કુબરામાં ધરતીકંપ થઇ ગયો. કેટલાક મકાનો પડી ગયા. સેંકડો માણસો દટાઇ ગયા શહેરના રહેનારાઓ શહેર છુડી બહાર નીકળી જાન બચાવવા દોડવા લાગ્યા.

જ્યારે મોટો બુત પડી ગયો તો હવે બાકી ના પેલા નાના આઠ બુતો ઘણી ઝડપથી ફરવા લાગ્યા. એમના એવી રીતે ફરવાથી દરવાજાના પાટા શુંબ્બાં હાલવા લાગ્યા. આખી ઇમારત એવી રીતે કંપવા લાગી જેવી રીતે ઘણાં સખત પવનથી ઝાડના પાંદડાં હાલે છે. એવામાં એકાએક આઠે નાના બુતો જમીન પર પડી ગયા એમના પડવાથી એટલા જોરથી ધડાકો થયો કે પહેલાંની પેઠે ફરીવાર રોમતુલ કુબરામાં ધરતીકંપ થયો. અને સેંકડો ઇમારતો તુટી પડી. આજુ બાજુના ગામડાઓમાં પણ આ ધરતીકંપે ઘણા મકાનો તેમજ માણસોનો ભોગ લીધો છે.

પેલા બધા બુતો પડયા તેની સાથેજ બધુ સોફીયામાં એકાએક આગ સળગી ઉઠી અને થોડીકજ વારમાં આગના મોટા મોટા ભડકા ઉંચા થવા લાગ્યા, દરો દીવાર, પત્થર લાકડા બધા બળી ફાટવા લાગ્યા. લોકો આગના ભડકાજ અને પત્થરા તથા લાકડાના ફાટવાથી ઉડતા તણખલાઓથી બચવા દૂર દુર નાશી ગયા પરંતુ જે લોકો પાસે રહી ગયા અગર બેહોશ થઇ જમીન પર ઢળી પડયા હતા તેમને આગે બાળી મુકયા.

ફ્લીતાનુસ અને તેના સાથવાળા દોડીને દૂર જઇ ઉભા તે વખતે લોકોને ઘણો રંજ અને અફસોસ થઇ રહયો હતો. થોડીકજ વારમાં આ પ્રખ્યાત ઇમારત આગનો ભોગ થઇ રાખનો ઢગલો થઇ પડી, પરંતુ પેલા બુતો હજી તેજ હાલતમાં પડેલા હતા. અને સળગી રહયા હતા દરેક માણુસ તેમને જોઇ ખોફ ખાઇ રહયા હતા.

કેટલીક વાર પછી ફ્લીતાનુસ મગમુમ અને ચીંતાતુર હાલતમાં માથું નીચું નમાવી રોમતુલ કુબરા તરફ ચાલવા લાગ્યો, એના સાથ વાળા પણ એની પાછળ પાછળ ચાલવા લાગ્યા જયારે એ લોકો રોમતુલ કુબરામાં પહોંચ્યા. તો અહીઆં પણ ઘણાં મકાનોને પડી ગએલા જોયા આ જોઇ એમને સખ્ત રંજો મલાલ થયો.

ફ્લીતાનુસે બેહોશ માણુસોને હોશમાં લાવી હોશીયાર કરવાનો હુકમ આપી પોતે મહેલમાં ચાલ્યો ગયો. તે આખો દીવસ ચીંતાતુર અને મગમુન રહયો. રાત્રે પણ એની એવી હાલત રહી. બીજે દીવસે સવારમાં તે જાગૃત થયો. તેણે જાગતાંજ લશકરને તઇયાર થઇ અનતાકીયા તરફ ચાલવાનો હુકમ આપ્યો. બહુ જલદી લશકર થઇ કુચ કરવા તતપર થઇ ગયું એજ દીવસે લશકરની પહેલી ટુકડી- લશ્કરી સમાનના ગાડા ખોરાકના થેલા, અને તંબુ વગેરે રવાના થઇ ગયા. ત્રીજે દીવસે સવારના વખતે ફ્લીતાનુસ પણ પોતાના ત્રીસ હજાર લશકરી લઇ ઘણીજ શાન અને શવકત સાથે અનતાકીયા તરફ રવાના થયો. પરંતુ તે કંઇક ગમગીન, ચીંતાતુર, અને રંજો અલમમાં ડુબેલો હતો. એના દીલની શાંતી જતી રહી હતી, તે ઘણોજ મુરદા દીલ, પસ્તાવા, અને નાઉમેદી સાથે કુચ કરી રહયો હતો તેના લશકરીઓ પણ દુઃખી દીલે અને રંજો અલમમાં ગીરફતાર કુચે કરી રહયા હતા.



# પ્રકરણ બારમું.

———(૦)———

## અરબની હુર ખ્રીસ્તીઓના પંજામાં

——:૦:——

**રહે દીલોંમે સફર બનકર બસે થે આંખોંમે નુર બનકર**
**કીસે ખબરથી રહેંગે હુમભી અસીર કયદે ફીરંગ હોકર**

જ્યારે સલીમા પાણી લેવા ચાલી ગઇ ત્યારે હુરવશ અઝરા થોડી દુર ચાલી બેસી ગઇ આ વખતે તે ઘણીજ ચીંતાતુર તથા ગમગુમ થઇ રહી હતી. તેથી નરગીસી આંખોમાં આંસુઓ ભરેલા હતા. અફસોસ ભરેલો ચહેરો ઘણોજ પ્યારો દેખાઇ રહયો હતો. તે એમે ઘણી નાજુક લડકી હતી. મહોબતે એને વધુ નાજુક કરી મુકી હતી અને હમણાં વળી વધુ નાજુક થઇ ગઇ હતી. અને આમ નાજુક થઇ જવાથી તે જરા જેટલો પણ રંજ વેઠી શકે એમ નહોતું.

આ વખતે અઝરા જ્યાં બેઠી હતી એ જગ્યા તેજ હતી જ્યાં બે દીવસ પહેલાં તે કયસની સાથે તેને જીહાદ પર ન જવા બાબત વાતો કરી હતી. તેને કયસ સાથે આ જગ્યાએ વાતો કરવાનું યાદ આવતાં તેના કલેજામાં જાણે મુક્કો લાગ્યો હોય તેમ આ વખતે કયસને યાદ કરી રડવા લાગી તેને એટલું બધું દુઃખ થયું કે તેનો જીવ ગભરાવવા લાગ્યો. તેણે જબત અને સબર કરવા ચાહયું એણે પોતાના નાજુક હોંઠોને મોતી જેવા દાંતોમાં દાબી લીધા. એમ કરવાથી એનો ગમ ઓર વધુ થઇ ગયો. એનો ચહેરો બીલકુલ પીળો થઇ ગયો.

ચાંદ આ હુર પર એવી રીતે ફીદા થઇ રહયો હતો કે ઘણી ઉલટ સાથે એની ચાંદ સરીખી સુરતને તાકી રહયો હતો. ચાંદની પુરનુર કીરણો તેના મુનવ્વર ચહેરા પરથી નીસાર થઇ રહી હતી બે અદબ હવા તેના કાળા કસ્તુરીની ખુશબો વાલા બાલની સાથે છેડછાડ કરી રહી હતી. તેના નાજુક માથા પરથી ઓઢણી ખસી તેના નાજુક ખભા પર આવી પડી હતી. એની કાળી ભમર જુલ્ફો ચાંદનીના તેજથી કાળા નાગના જેવી ચમકી રહી હતી.

ચાંદ ઘણો આબો તાબથી નીકળેલો હતો. ધોળી ધોળી ચાંદની હરીયાળી પર લોટતી હોય એવો ખ્યાલ આપી રહી હતી. નવજુવાને ચમન ફુલોના ગુચ્છા માથા પર ઉપાડી અકડીને ઉભા હતા. ફુલ ચાંદના પ્રકાશમાં ચમકી રહયા હતા. તે વખત ઘણોજ નજર ફરેબ દેખાવ થઇ રહયો હતો. દરેક માણસનું દીલ ચાહતું હતું કે આ દીલ ફરેબ દેખાવ જોયાજ કરે પરંતુ એક અઝરા હતી જેને કુદરતની આ દીલ

ફુરેબીથી કંઇ પણ મજા મેળવતી ન્હોતી બલકે ઉલટું તે ઘણી પરેશાન અને ગમગીન થઇ રહી હતી.

હમણાં અજરાને એહાં થોડીકજ વાર થઇ હતી કે પોતાની નજદીકજ કોઇના કદમોનો અવાજ સંભળાયો. તેથી તે તરત ઉભી થઇ ગઇ અને ખોફજદહ હરણીની પેઠે જે બાજુએથી અવાજ આવી રહયો હતો તે બાજુ જોવા લાગી. એને પોતાના બણી એક નવજુવાન અરબ આવતો નજરે પડયો. તેણે એને પહેલીજ નજરે ઓળખી લીધો તે એજ અરબ હતો જે તે પહેલાં કયસની સાથે એણે કનસરીનમાં અને પછી આ જગાપર બે દીવસ પહેલાં જોયો હતો. મારા પ્રિય વાંચકોએ અરબને સારી પેઠે ઓળખો છો અનું નામ હાઝીમ હતું.

અઝરા આ વખતે એકલી હતી. ગમો રંજે એને નાજુકથી નાજુક કરી મુકી હતી. તે હાઝીમને પોતાની તરફ આવતો જોઇ ખોફજદહ થઇ ગઇ.

હાઝીમ આ હુરવશની સામે આવીને ઉભો રહી ગયો. તેણે ઘણાજ મહોબ્બત અને લેહજામાં કહયું એ અરબની હુર અસ્સલામો અલયકુમ.

હુરવશ અઝરાએ તરતજ એજ લેહજામાં જવાબ આપ્યો. વઅલયકુમસ્સલામ.

અઝરા તેના સલામ કરવાથી તેને મુસલમાન સમજી. તે મુસલમાનોને નેક અને નુકસાન ન પહોંચાડનાર જાણતી હતી. એથી એનો ખોફ જતો રહયો. અને તે બેખોફ થઇ માથું નમાવી તેની સામે ઉભી રહી.

હાઝીમ તેને લલચાઇની નજરે જોઇ રહયો હતો. એણે પાછું પુછયું. અય હોશરૂબા લડકી તમારૂં નામ શું છે.

પોતાને આવી રીતે સંબોધવાથી અઝરાને હાઝીમ પર શક ગયો. કારણ મુસલમાનોની રીત ભાતથી ખીલાફ હતું કે તે કોઇ છોકરીના સામે તેની તારીફ કરે, અઝરા શરમાઇ ગઇ તેણે મરમ ભરેલી નજરે હાઝીમને કહયુ મારૂ નામ અઝરા છે.

હાઝીમે મોહબ્બત ખેજ નજરે અઝરાને જોઇ કહયું અહાહા કેવું પ્યારૂં નામ છે. અય શીરીન અદા લડકી જેવી તમો ખુબસુરત અને પ્યારી છો તેવુંજ તમારૂં નામ પણ પ્યારૂં છે. પરી જમાલ અઝરા તમોને ખબર છે હું કયારનો અને કેમ સાથ છું ?

અઝરા એ શરમ અફજા લેહજામાં ભોળપણ ના સાથે જવાબ આપ્યો. મને શું ખબર હાઝીમે પોતાની તેજ નજર અઝરાના નાજુક ફુલ જેવા ગાલો પર ચીટકાડી કહયું. તમને ખબર નથી. તમો કેટલા બધા બેદાદ સીતમ પરવર અને ભુલી જનાર છો. અય અરબની હુર હું તમારી સંગાથે દમીસકથી આવ્યો છું. મે તમોને સૌથી પહેલાં દમીશકમાં જોયા હતા. તમને જોતાંજ હું હજારો જાનથી તમારા પર આશક થઇ પડયો,........તમો શરમાઇ રહયા છો. તમારી આ અદા પણ કેટલી બધી

હોશરૂબા છે. અઝરા હું તમારા પર મોહીત થઇ ગયો છું. તમો હસ્તીના ને જહાનના સરતાજ છો. હજરત મસીહાની કસમ તમો બેનઝીર હસીન છે. અને અય નાજ આફ્રીન લડકી હું હમદાંનનો શાહજાદો છું. બાદશાહ જબલ્લાહનો ભત્રીજો છું. મારૂં નામ હાજીમ છે. મારાપર સેંકડો ખ્રિસ્તી ઓરતો રીઝા છે. પરંતુ હું.........હા હું તમારો પરસ્તાર છું તમારા પર રીઝા છું. તમારી દરેક અદા પર જાન આપું છું.

હાજીમ ચુપ થઇ ગયો. અઝરાને પહેલાંથીજ શક પડી ગયો હતો કે તેની સાથે વાતચીત કરનાર ખ્રિસ્તી ધર્મ માનનારો છે. જ્યારે તેણે પોતાને હમદાનનો શાહજાદો અને જબલ્લાહનો ભત્રીજો જણાવ્યો. તો એને ખ્રિસ્તી હોવાની પાકી ખાત્રી થઇ ગઇ. હવે તેને હાજીમ તરફથી બીક પેદા થયો. કે કઇ મને તે તકલીફ ન પહોંચાડે. તેણે નજર ઉંચી કરી સામે જોયું સામે દુર મેદાનમાં લશકર પડેલું હતું. આખા લશકરમાં ઘણીજ આગ સળગી રહી હતી. તેનું ધારવું હતું કે રાખને સલમા પાણી લઇ આવી રહી હોય. પરંતુ સલમાનો પત્તો પણ નહોતો. હાજીમે પાછું બોલવું શરૂ કર્યું તેણે કહ્યું......અય હુસ્નની દેવી તમારી મહોબત મારી રગે રગમાં સમાઇ ગઇ છે. હું દમાસ્કથી તમારી સાથે સાથે આવ્યો અને એ વાતની કોશીશમાં રહયો કે તમારી સાથે એકાંતમાં વાત કરવાનો વખત મળે પરંતુ કમબખ્ત કયસ.........પડછાયાની પેઠે હર ઘડી તમારી સાથે રહેતો હતો. તે બદ્દતમીજે તમારી સાથે એકાંતમાં મળવાનો દાવજ ન આપ્યો. પરમ દીવસે મને ખબર પડી કે તે દરોંનની સાથે જેહાદપર જનાર છે. જેથી હું તેને ગીરફતાર કરવાના કામમાં મંડી પડયો. અને છેવટે તેને ગીરફતાર કરાવી આવ્યો.

અઝરા આ વાત સાંભળી ચોંકી પડી. તે સમજી ગઇ કે કયસને ગીરફતારે બલા કરવા વાળો હાજીમ છે. તેથી તેને હાજીમ પ્રત્યે નફરત પેદા થઇ ગઇ. હાજીમે એની એ હાલત જોઇ તેણે પાછું કહયું. મારી ભોળી દોશીજહ રશકે કમર તમો એ ખબર સાંભળી ચોંકી ઉઠયા હુર વશ અઝરા કયસને મુસીબતમાં નાખનાર હુંજ છું, મેજ એજ ગુન્હો કર્યો છે. શાયદ તમોને તેની ગીરફતારીનો મલાલ છે. તમો મલાલ ન કરો તમારો આટલો બધો હુસ્ન હજારો કયસ જેવા નવજવાનોના માથા તમારા કદમોમાં ઝુકાવી દેશે. એકલો મને જુઓ. હું તમારા પર પતંગી આ પેઠે રીઝા છું. તમારી સુરતનો પુજારી છું. મેં મારો નાજ પરવરદહ દીલ તમારા ચરણોમાં ધરી દીધો છે. હવે એક જાન બાકી છે એને પણ તમારા ઉપર કુરબાન કરવા તઇયાર થયો છું. અય હુસનની રાણી. મને ખબર છે કે તમો યમનના રઇસની દીકરી છો. નાજો નઅમમાં મોટી થઇ છે. તમારી દરેક તમન્ના પુરી કરવામાં આવી હશે. પરતુ અઝરા.........હું શાહજાદો છું. મારી પાસે એટલી બધી દોલત છે. કે તેને હું કોઇ પણ રીતે ખરચી

શકતો નથી. સેંકડો મારા ગુલામ છે. હજારો લોંડીઓ છે. ઘણાં વીશાળ મહેલાતો છે. બાદશાહી જીંદગી ગુજારવા જાગીર છે. હું ચાહું છું કે તમો મારી દોલત અને બાગવગના ભાગીદાર થઇ જાઓ હજરત મસીહના કસમ હું તમોને શાહજાદીની પેઠે રાખીશ તમારા માટે દુન્યાભરની નેમતો હાજર કરીશ. શું તમોને મંજુર છે.

અઝરા નફરત અને હકારતની નજરે તેની સામે જોઇ રહી હતી તે ખામોશ હતી. હાજીમ તેને મહોબ્બત ભરી અને લલચાએલી નજરે જોઇ રહયો હતો. તેણે પાછું કહેવા માંડયું. અય નુરે મુજસ્સીમે ખામોશ કેમ છો જલદી જવાબ આપો મને અદેશો છે કે કંઇ સલમા જેને તમોએ પાણી લેવા મોકલી છે તે આવી લાગે મારી રહેરવાં મારી તમન્ના છે કે હું તમોને અનતાકીયા કે જે દુન્યાની જન્નત છે. એમાં ઘણાં દીલ ખુશા બગીચા. દીલફરેબ ઝરણા વીગેરે છે હું તમારી હરકુલ આજમની દીકરી જયતુન સાથે મુલાકાત કરાવી આપીશ. બાદશાહી મહેલમાં લઇ જઇશ. તમો ત્યાંના અજીબો ગરીબ અને નજર ફરેબ ચીજો જોઇ ઘણાં ખુશ થશો.

હવે અઝરાને ગુસ્સો ચઢી આવ્યો. તેના પ્યારા પ્યારા ચહેરા પર હલકો ગુલાબી રંગ દોડી ગયો આંખો એવી લાલ થઇ ગઇ કે જોવા વાળાનું દીલ એમ ચાહે કે તેની આંખો જોયાજ કરે. એણે ગુસ્સા ભરે સાદે બારીક અવાજથી કહયું. હું દોલતની ભુખી નથી. મને જર ઝવેરની જરૂરત નથી તેમજ મારે હરકુલ આજમનો મહેલ અને તેની અજાયબીઓ જોવી નથી. તમોએ કયસને ગીરફતાર કરાવી મારા દીલને સદમો પહોંચાડયો છે. જેથી મને તમારા ઉપર નફરત પેદા થઇ ગઇ છે. જેથી મારૂં દીલ એ પણ પસંદ કરતું નથી કે હું તમારી સાથ વાત કરૂં. હાજીમ—એ હું પહેલાંથીજ જાણતો હતો પરંતુ અય અરબની હુર તમો મારી સાથે નફરત કરો યા હકારતની નજરે જુઓ. હું તમારી સાથે મહોબ્બત કરૂં છું. તમારી કાતીલ નજરનો જખમી છું. જેથી આજે તમોને મારી સાથે લઇ જવાનો ઠરાવ કર્યો છે જો તમો ખુશીથી ચાલો તો ઘણી સારી વાત છે. નહી તો મારે બળાતકારે તેમ કરવું પડશે.

અઝરા ગભરાઇ ગઇ. તેણે વાત કાપીને કહયું ના ના, તમારે એવું ન કરવું જોઇએ.

હાજીમ—જો તમો ખુશીથી ચાલશો તો બળાતકાર નહિ કરૂં.

હવે હાજીમે આગળ વધી હુરવશ અઝરાનો હાથ પોતાના મજબુત પંજામાં પકડી લઇ કહયું વખત ઘણો થોડો છે. સલમા આવનાર છે. જેથી હું તમને મારી બાથમાં પકડી ઉચકું. સારી વાત તો એ છે કે તમો રાજી ખુશીથી ચાલો.

અઝરા ડરી ગઇ તેની આંખોમાંથી ખોફને હીરાસ ટપકવા લાગ્યા તેણે આજીજીથી કહયું ના હાજીમ આવું ન કરો મેં તમારી સાથે કાંઇ બુરાઇ કરી નથી જેથી તમો પણ મારી સાથે બુરાઇ ન કરો.

હાજીમે તેજ નજરે અઝરાને જોઈ કહયુ' અય જાને જહાં હું તયારી પુરકત છોડી શકતો નથી. હું ધારતો હતો કે તમો મારી સાથે રાજી ખુશીથી ચાલશો. પરંતુ તમો તઈયાર થતા નથી. જેથી લાચારીએ હું જબરદસ્તીએ તમને લઇ જઇશ.

હવે હાજીમે ફુરવશ અઝરાને પોતાની બાથમાં લઇ લીધી. અઝરાએ હસરત ભરી નજરે ઇસ્લામી લશકર તરફ જોયુ' તેણે ધાર્યુ કે વખતે સલમા પાણી લઇ આવતી હોય પરંતુ હજી સુધી સલમાનો પત્તો નહોતો તેમજ બીજો કોઇ માણસ પણ નજરે પડતો નહોતો. મુસલમાની લશકર દુર પડેલુ' હતુ'. તે જાણતી હતી કે મદદ માટે બુમો પાડવી નકામી છે કારણ લશ્કર દુર હતું. તે આ વખતે ઘણીજ ગમજદહ હતી. નાજ આફ્રીન લડકી કંઇ પર કરી શકતી નહોતી આંખો એના કબજામાં હતી. એ આંખોમાંથી આંસુઓ જારી હતાં અને તે બે જબાન પક્ષીની પેઠ શીકારીના કબજામાં આવી ગઇ.

હાજીમે તેને ગોદમાં ઉપાડી લીધી. તે ધાન પાન અને હલકી હતી. હાજીમ તેને ઘણી આસાની સાથે ઉંચકી અંતાકીયા જવાના રસ્તા તરફ ચાલવા લાગ્યો તે થોડીક દુર ગયો કે તેને બીજા બે માણસો મળ્યા. હાજીમે તેમને જોતાંજ કહયુ ઘોડા કયાં છે વહેલો લાવો.

તરત એક માણસ દોડી ગયો અને એક ઘોડો લઇ આવ્યો. હાજીમે અઝરાને સંબોધી કહયુ'. પરીજતાલ અઝરા આ ઘોડા પર સવાર થઇ જાઓ.

અઝરા રડી રહી હતી. એની આંખોમાંથી આંસુઓનો વરસાદ વરસી રહયો હતો. એણે ડુસકાં ભરતાં કહયું'. હાજીમ મને ન સતાવો હું પોતે ગમજદહ છું'. ખુદાથી ડરો જે સીતમ જદો અને દરદ મંદોની ફરયાદ સાંભળે છે. તે લાકડીમાં અવાજ હોતો નથી.

હાજીમે અઝરા વખત ઘણો થોડો છે. હું એ કીમતી વખતે વાતોમાં ગુમાવવા ચાહતો નથી. ખુદા કોઇની મદદ કરતો નથી. પણ માણસ ખુદ પોતાને મદદ કરે છે. સારી વાત તો એ છે કે તમો પોતે ઘોડા પર સવાર થઇ જાઓ. નહી તો મારે તમોને ઉંચકી સવાર કરાવવા પડશે.

અઝરા તરત ઘોડાપર સવાર થઇ ગઇ તે હજીએ જારો કતાર રડી રહી હતી. હાજીમે ઘોડાની લગામ પકડી લીધી અને ધીમે ધીમે ચાલવા માંડયુ'. પેલા બન્ને માણસોએ તેની પાછળ પાછળ ચાલવા માંડયું એ થોડુંક ચાલ્યા હશે કે તેમને સામે એક બકરાં ચારનાર મળ્યો જે રાત થઇ જવાથી પોતાના બકરાંને ઉતાવળે ઉતાવળે હાંકી હલબ શહેર ભણી જઇ રહયો હતો. એ બકરાં ચારનાર તેજ હતો જેણે હજરત અબુ અબીદા સામે સાક્ષી આપી હતી.

થોડી દુર ચાલીને તેઓ એક મોટા ઝાડની પાસે આવીને ઉભા રહ્યા. એ ઝાડના છાંયા નીચે બે ઘોડા ઉભા હતા. એમાંથી એક માણુસે જઇ ઘોડા લઇ આવ્યો. એક ઘોડા પર હાજીમ સવાર થઇ ગયો બીજાપર તેના સાથ વાળામાંથી એક જણુ સવાર થઇ ગયો. અઝરાની એક બાજુ તેનો સાથીદાર થઇ ગયો આ ત્રણે સવારો ઘણી ઝડપથી રવાના થયા હાજીમનો એક સાથી ત્યાંજ રહી ગયો.

હવે રાત ઘણી થઇ વીતી ચુકી હતી ચાંદ ઘણી આબોતાબથી નીકળેલો હતો. ચારે બાજુ ચાંદની ફેલાયલી હતી. રાત્રીની શાંતી ફેલાયલી હતી. ગમજદહ અઝરા જફાકાર હાજીમની સાથે સફર કરી રહી હતી. તે નાજુક અન્દામ હતી. તેને દિવસે સફર કરવાની આદત હતી. જેથી રાત્રી ના સફરને લીધે તે બીલકુલ થાકી ગઇ હતી. સુબ્હ સાદીકના વખતે એ ત્રણે ગમ્માહ પહોંચ્યા ગમ્માહ તેજ ગામ છે જેમાં ત્રણ દીવસ પહેલાં દરીર કયસ અને તેમના સાથવાળા આવ્યા હતા. હાજીમ પેલા ગીરજા પાસે જઇને ઉભો રહ્યો. જેના પાદરી નકીતા સાથે દરીરે વાતચીત કરી હતી. હજી બરાબર સવાર નહોતી થઇ જેથી ગીરજાના બારણા હજી બંધ હતા. હાજીમે દરવાજા પર જઇ બારણું ઠોકયુ થોડીવારમાં દરવાજો ખોલવામાં આવ્યો અને પાદરી નકીતા બહાર નીકળ્યો. તેણે હાજીમને જોઇ કહ્યું અહાહા શાહજાદા તમો આ વખતે કયાં (અઝરાપર નજર પડવાથી) આ પરી જમાલ લડકી કોણ છે.

હાજીમ નકીતાને જોઇ ઘોડા પરથી નીચે ઉતરી પડયો. તેણે રૂમી જબાનમાં જવાબ આપ્યો મુકદ્દસ બાપ, આ લડકી મુસલમાન છે. અને ખ્રિસ્તી મઝહબમાં દાખલ થવા આવી છે. એટલી વારમાં હાજીમનો સાથ વાળો પણ ઘોડા પરથી ઉતરી પડયો.

જયારે નકીતાએ સાંભળ્યું કે એ છોકરી ખ્રિસ્તી ધર્મમાં દાખલ થવા આવી છે, તો તે ખુશ થઇ ગયો. તેની આંખો ખુશીથી ચમકવા લાગી તેણે અઝરાને કહ્યું "ખુશ આમદીદ" બોલી બોલી હુરવશ લડકી ખુશ આમદીદ. ખુદા વંદે તારા ઉપર મહેરબાની કરી. આજ તને મસીહી પાક મઝહબ પોતાના આગોશમાં લેવા તઇયાર છે.

આ બધી વાતચીત હાજીમ અને નકીતાએ રૂમી જબાનમાં કરી હતી અઝરા રૂમી જબાન સમજી શકતી ન હોવાથી તે આ વાતચીતનો એક પણ શબ્દ સમજી શકી નહી હાજીમે નકીતાને કહ્યુ મુકદ્દસ બાપ અમોએ આખી રાત મુસાફરી કરી છે. જેથી અમોને આરામ કરવાની જરૂર છે. અને આ લડકીના માટે......

નકીતાએ વાત કાપીને કહ્યું. માફ કરજો હું ફરત ખુશીથી એ વાતજ ભુલી ગયો. આવો ગીરજામાં તશરીફ લઇ ચાલો. પણ એ તો કહો લડકીનું નામ શું ?

હાજીમ—એનુ નામ અઝરા છે. એણે આજેજ પહેલી વખતે પોતાના

માબાપને મુકી આવી છે, એથી એમની યાદથી ઘણી પરેશાન થઇ રહી છે. જેથી એનુ' દીલ ખુશ થાય એવું......

નકીતાએ પાછી વાત કાપી કહયુ' એનુ દીલ ખુશ કરવાને બ દોબસ્તની જરૂર છે. નનો અવ સેન્ટ * હાજર છે. એમની સોહબતમાં દીલ ખુશ થઇ જશે. ચાલો તમો ગીરજામાં તો ચાલો.

હવે હાજીમે અઝરાને ઘોડા પરથી નીચે ઉતરવાને કહયું. અઝરા હાજીમનો ટેકો લઇ ઘોડા પરથી નીચે ઉતરી પડી. તેણે પાદરીને વલીઅલ્લાહ ધારી સલામ કર્યો પાદરીએ દુઆ આપી.

પાદરીએ બધાને લઇ ગીરજામાં દાખલ થયો. એ એક મોટો કમ્પાઉંડ હતો. જે ઘણો પહોળો હતો. એ કમ્પાઉ'ડની ચારે બાજુએ ઉંચી દીવાર હતી. પુર્વ દીશાએ ઘોડાઓના તબેલા હતા. વચ્ચો વચ્ચ ગીરજાની આલીશાન ઇમારત હતી. આ ઇમારતની પાસેજ ઇશાન ખુણાપર એક કમ્પાઉ'ડ હતો. એમાં એક રળીયામણો બાગ હતો. ત્રણ બાજુએ ઓરડીઓ બાંધેલી હતી એ ઓરડીઓમાં નનો રહેતી હતી. બહાર જે ઓરડીઓ હતી તેમાં સેન્ટ રહેતા હતા.

નકીતા એ લોકોને લઇ બહારની ઓરડી પાસે ગયો. પહેલાં તેણે ઘોડાઓને તબેલામા મોકલી આપ્યા હાજીમના સાથવાળાને ત્યાંજ મુકી દેવામાં આવ્યો અને અઝરા તથા હાજીમને સાથમાં લઇ નનોની ઓરડીઓ પાસે આવી ઉભો રહયો અહી' એક દરવાજો હતો તેની બન્ને બાજુએ કેટલીક ઓરડીઓ હતી એ ઓરડીઓમાંથી એકમાં નકીતા પોતે રહેતો હતો અને બીજીઓમાં મહેમાન તેમજ રાહીબ વગેરે આવી ઉતરતા હતા. નકીતાએ એક ઓરડી ભણી ઇશારો કરી હાજીમને કહયુ' આપ આ ઓરડીમાં આરામ ફરમાવો. હુ' આ છોકરીને તેની પાકબાજ બહેનોની પાસે પહોંચાડી આવુ'.

હાજીમ પોતાના કાકાની સાથે મુરતદ થઇ ખ્રિસ્તી થઇ ગયો હતો, તે બધા ખ્રિસ્તીઓ નનો અને રાહીબોને સારી પેઠે ઓળખતો હતો તેને ખબર હતી કે ઘણી ખરી નનો અને પાદરી વ્યભીચારી (બદચાલ) હોય છે. જેથી તેને ચી'તા થવા માંડી કે કોઇ સેન્ટ અઝરાને ફોસલાવી લે તેથી એણે કહયુ' મુકદ્દસ બાપ અઝરાને પણ આજ કોટડીમાં રહેવા દો.

નકીતાએ તરતજ જવાબ આપ્યો શાહજાદા એને અહી'આ તકલીફ થશે. હુ' એને કોઇ એનીબરાબર ઉમરવાળી નનને સોંપીશ ત્યાં એ આરામથી રહેશે.

હાજીમ નકીતાને પાક માણસ જાણતો હતો. તેને એના પર ભરોસો હતો

---

* સેન્ટ એટલે ઓલીયા દીનદાર પાદરી અને એકાંતમાં રહેનાર રાહીબ બી. પી.

એ સીવાય નકીતો બુઢ્ઢો હતો. જેથી તેના ઉપર બદગુમાની કરવાનું કારણ નહોતુ.' જેથી એણે કહ્યું બહુ સારૂં. જો આપની એવીજ મરજી છે. તો એને ત્યાંજ લઇ જાઓ. પરંતુ એના આરામ માટે સારો બંદોબસ્ત કરજો. અને જે નનને સોંપો તેની ભલામણ કરજો કે એ આખી રાત જાગતી રહી છે. જેથી એને સારી પેઠે ઉંઘવા દેજો

નકીતા—એમજ થશે. એ છોકરીનું નામ શું છે? હું તો ભુલી ગયો.

હાજીમ—એનું નામ અઝરા છે.

હવે નકીતાએ અઝરાને કહ્યું અઝરા મારી સાથે આવે.

આ વાકય તેણે અરબી જ બાનમાં કહયો હતો. તેમજ અઝરા હાજીમથીદુર થવા ચાહતી હતી એટલા માટે ચુપચાપ નકીતાની સાથે થઇ ગઇ. નકીતા અઝરાને સાથે લઇ નનોના કમ્પાઉન્ડમાં દાખલ થયો. આ બાગમાં બન્ને બાજુએ નાની નાની લીલી ઘાસ ઉગેલી હતી તેમજ ફુલોના ઘણા છોડ ઉભેલા હતા. જેમના પર ઘણાજ ફુલો ખીલી રહયા હતા. ફુલોની ખુશબોથી એ આખો બાગ મહેકી રહયો હતો.

ચાંદ હજી સુધી પુર બહારમાં ચમકી રહયો હતો. ચાંદની સર્વત્ર ફેલાઇ રહી હતી. ખુશ રંગ ફુલો ચાંદનીમાં ચળકાટ મારી રહયા હતા.

નકીતા અઝરાને લઇ ઉત્તર દિશાની એક કોટડી આગળ પહોંચ્યો તેણે દરવાજો ઠોકયો થોડીવારમાં દરવાજો ઉઘડયો. અને એક છોકરીએ પોતાનું નાજુક માથું બારણામાંથી બહાર કાઢી પુછ્યું. શું છે?

નકીતાએ કહ્યું. એલ્યા શું તમો હજી સુધી સુઇ રહયા છો. ?

આ છોકરીનું નામ એલ્યા હતુ તે બારણાંમાંથી બહાર આવી. અને કહ્યું મુકદ્દસ બાપ આટલા વહેલા શા માટે આવ્યા ?

અઝરાએ એલ્યાને જોઇ. એલ્યા ઘણી ખુબસુરત હતી. તેણે ઢીલાઢાલા ધોળા કપડા પહેરેલા હતા. અઝરાએ કોઇ દીવસે પણ રાહીબ કે નન જોયા નહોતા. તે એલ્યાના આવા લુગડા જોઇ અચંબામાં પડી. નકીતાએ એલ્યાને કહ્યું એલ્યા આજ એક છોકરી મહેમાન આવી છે. એ છોકરી મુસલેમાન છે. તે ખ્રિસ્તી થવા આવી છે એણે આખી રાત મુસાફરી કરી છે. જે હું એને તમારી પાસે લાવ્યો છું જેથી તમો એને તમારી કોટડીમાં સુવાડો. અને એ પોતે ન જાગે ત્યાં સુધી આરામ લેવા દો.

મુકદ્દસ બાપ એમજ થશે. એલ્યાએ જવાબ આપ્યો. હવે તેણે અઝરાને ભાંગી તુટી અરબી ભાષમા કહ્યું. આવો બહેન મારી પાસે આરામ કરજો.

અઝરા ખામોશી સાથે એલ્યાની સાથે ચાલી ગઇ નકીતા પછો ચાલ્યો ગયો. એલ્યાએ ઓરડીમાં જઇ દીવા કર્યો અજવાળું થવાથી અઝરાએ ઓરડીમાં શું શું છે તે જોવા માંડયું.

આ એક નાની સરખી ઓરડી હતી. એની દીવાલો પર લાઇટ વરદી રંગ લગાડેલો હતો. ટાટનો ફરશ હતો. ઓરડીની વચ્ચો વચ્ચ એક કોચ પડેલો હતો. જેના પર ખાખી રંગનું કપડું ચઢાવેલું હતું માથા તરફની દીવાર પર હજરત ઇસા. અને હજરત મરયમની તસવીરો ટાંગેલી હતી. એલ્યા મહોબતથી અઝરાનો હાથ પકડી કોચ પર બેસી ગઇ. અને પછી મહોબત ભર્યા લેહજામાં કહયું બહેન તમોએ આખી રાત મુસાફરી કરી છે જેથી આઓ સુઇ જાઓ અને આરામ કરો.

અઝરાએ કંઇ પણ જવાબ આપ્યો નહી. તે શું જવાબ આપે. તેને ગમો ફીકરે પરેશાન કરી મુકી હતી. એને બળાત્કારે માબાપથી જુદી પાડવામાં આવી હતી. આખી રાત બળજબરીએ મુસાફરી કરાવી હતી તે આ વખતે ઘણીજ થાકેલી ચીંતાતુર અને ગમઝદાહ હતી તે ખામોશીથી સુઇ ગઇ સુતાજની સાથે માબાપ યાદ આવ્યા. તેના કલેજા પર મુકકો લાગ્યો. તેની નરગીસી આંખો આસુઓથી ભરાઇ ગઇ. તેની દીલ ચાહતું હતુ કે પોક મુકીને રૂએ પણ તેણે સબર કર્યો અને એલ્યા તરફથી માથું ફેરવી પાંસુ બદલી સુઇ ગઇ.

આ વાત સાચી છે. ઉંઘ સુળીપર પણ આવે છે દાકતરોનો અભીપ્રાય છે કે ઇનસાન ચોવીસ કલાકમાં ફકત થોડીકજ મીનીટ આરામથી ભર ઉંઘમાં પડે છે. બાકીનો વખત તેના પર ખોરાકનો ઘેન સવાર હોય છે વખતે આ વાત સાચી હોય પરંતુ ઉંઘને ઉંઘ કહો કે ઘેન માણુસ માટે ઘણું ફાયદામંદ અને જરૂરી છે. માણુસ કેવોએ ચીંતાતુર અને પરેશાન હોય એને સખતમાં સખત તકલીફ, દુઃખ કે બેચેની હોય. પરંતુ જયારે તે સુઇ જાય છે તો તેને રૂહ પરવર શાંતી મળી જાય છે થોડીવાર માટે. તકલીફ, ગમ, અને ફીકર દુર થઇ જાય છે. એવી રીતે માણુસ જાગીને પાછો દુન્યાના ઝગડા ઓનો મુકાબલો કરવા તઇયાર થઇ જાય છે.

મુસીબત જદહ અઝરા થોડીવાર આમ પડી રહી અને ફીકરોના વંટોળ અને ગમનાં હીચ કોલા ખાતી રહી. પરંતુ ધીમે ધીમે ઉંઘે તેના પર પોતાનો કબ્જો જમાવવા માંડયો. અને તે બધા ગમ અને ફીકરથી છુટકારો મેળવી ગફલતની નીદ્રામાં પડી. તે ઘણી વાર સુધી આરામથી સુઇ રહી. જ્યારે તે ઉંઘમાંથી જાગી ત્યારે બપોર થઇ ગઇ હતી. તે ઉઠી નીત્ય નીયમના કામોથી પરવારી વઝુ કર્યો અને બગીચાની લીલી ઘાસ પર ઉભી થઇ સવારની ફજ્ર નમાજ પઢવા લાગી.

બધી નનો અઝરાને જોઇ આશ્ચર્યમાં પડી ગઇ. તેમણે હયરત અને તાઅજ્જુબીથી તેને નમાજ પઢતી જોઇ. આજ સુધી આ નનોએ કોઇ પણ મુસલમાનને જોયો નહોતો તો નમાજ પઢતાં તો કયાંથી જુએ જેથી તેઓ બધી હયરત અને તાઅજ્જુબીની નજરે અઝરાને નમાજ પઢતી જોઇ રહી.

અઝરાએ નમાજ પઢી ઘણા અંતઃકરણથી દુઆ માગી. દુઆ માગી તે ઉભી

થઇ હવે તેણે બધી નનોને જોઇ આ બધી નનોએ એકજ જાતના ધોળા અને ઢીલા લુગડા પહેરેલા હતા. તેમણે બધીએ માથા પર ધોળો રૂમાલ વીંટાડેલો હતો. બધાની છાતી પર લાલ રંગની સલેબ લટકી રહી હતી. આ બધી છોકરીઓ નવયુવાન નવબેજ અને ખુબસુરત હતી. જો કે તેમણે બેડોળ લુગડા પહેરેલા હતા. તો પણ તેમની ખુબસુરતી આ લીબાસમાં પણ દીલફરેબ જણાતી હતી અઝરા આ નનોને જોઇ તાઅજુબ થઇ.

અઝરા હસીન હતી. જુઠું. બલકે હુસનો જમાલની દેવી હતી. ન તો તેના આલમ અફરોજ હુસ્ન જોઇ આશ્ચર્ય ચકીત થઇ રહી હતી.

જ્યારે અઝરા નમાજ પઢીને ઉભી થઇ ત્યારે એલ્યા તેની પાસે આવી અને હસીને પુછ્યું બહેન તમારૂં નામ શું છે. અઝરાએ શરમાઇને જવાબ આપ્યો મારૂં નામ અઝરા છે.

એલ્યા—અઝરા તમો હમણા શું કરી રહયા હતા.

અઝરા—હું નમાજ પઢતી હતી.

એલ્યાએ આશ્રર્ય પામી કહયુ, નમાજ પઢી રહયા હતા? પણ તમો તો ખ્રિસ્તી થવા આવ્યા છો તો પછી મુસલમાની ધર્મ પ્રમાણે નમાજ પઢવાની શું જરૂર છે.

અઝરા આ વાત સાંભળી સન્નાટામાં આવી ગઇ એને સ્વપનામાં પણ વીચાર નહીંલો કે પોતે ખ્રિસ્તી થશે તે એલ્યાની વાતચીત ઉપરથી સમજી ગઇ કે તેને ખ્રિસ્તી બનાવવાની કોશીશ કરવામાં આવેશે કે કોશીશ થઇ રહી છે.

તેને આ વાતથી ઘણુંજ દુઃખ થયું. તેનો ચહેરો પીળો ગયો. તે મુસલમાન હતી. તે કોઇ પણ રીતે એમ કરવા તઇયાર નહોતી કે ઇસ્લામ ધર્મ મુકી ખ્રિસ્તી થઇ જાય.

અઝરાને ઘણું દુઃખ થયું. પણ તેણે રાત્રથીજ પોતાના દીલપર જબત અને સંયમ કરવું શીખી લીધું હતુ. તેનામાં કેટલેક અંસે સયમ કરવાની શકિત આવી ગઇ હતી. તે તકદીરના લખ્યા પર શુક્ર કરી ખુદાપાકની મરજીને તાબે થઇ ગઇ.

એલ્યાએ તેને ખામોશ જોઇ કહયું અઝરા તમો ચુપ કેમ થઇ ગયા? તમોને ઘર છુટવાનો રંજ છે કે કોઇની સાથે બહોબત છે.

અઝરાએ એવી નઝરે એલ્યાની જોઇ જેનાથી અફસોસ અને નારાજીના ચીન્હો જણાતા હતા.

એલ્યાએ પાછું કહયું અઝરા રંજો ગમ ન કરો. તમોને અહીંઆં તમારા ઘરથી વધુ આરામ મળશે. અમારા ગીરજાના સેન્ટ (વલી અલ્લાહ) ઘણાજ ખુબસુરત છે. તેઓ તમને ખુશ કરશે.

અઝરાને એલ્યાના દરેક વાકયથી એક નવી વાત જાણવામાં આવતી હતી.

ખ્રિસ્તીઓના ચાલચલનથી નાવાકેફ હોવાને કારણે આવી સાધારણ વાતોને પણ તે ઘણી મહત્વની સમજતી હતી. એણે હયરતની નજરે એલ્યાને જોઇ કહ્યું "એલ્યા......શાયદ તમારૂં નામ એલ્યા છે. રાત્રે એ નામે પાદરીએ તમોને બોલાવ્યાં હતા.

એલ્યાએ હસીને જવાબ આપ્યો. હા મારૂં નામ એલ્યા છે.

અઝરા નનો કે સેન્ટોથી વાકેફ નહોતી. તેણે દમીશ્ક વગેરેમાં ખ્રિસ્તી સ્ત્રીઓને લુગડા પહેરેલા જોયા હતા તેમનાથી આ નનોનાં લુગડા જુદા હતા. તેણે એલ્યાને પુછ્યું." તમો બધી છોકરીઓએ આવા ઢીલાં અને બેડોળ લુગડાં કેમ પહેરયાં છે?

એલ્યાએ હસીને જવાબ આપ્યો. અઝરા અમો બધી છોકરીઓ આબીદાઓને જાહીદા છીએ. અમોએ સંસારનો ત્યાગ કર્યો છે. મોજ શોખ અને શણગારને મુકી દીધો છે. અમો રાતને દીવસ ઇબાદતમાં મશગુલ રહીએ છીએ અમો નન કહેવાઇએ અમોને જીંદગી ભર કુંવારા રહેવું પડે છે. ખ્રિસ્તીઓ અમારો ઘણોજ અદબ અને સત્કાર કરે છે.

અઝરા—અને એ સેન્ટ કોણુ હોય છે?

એલ્યા—સેન્ટ એવા માણુસોને કહે છે જે ઓ અમારી પેઠે રાત દીવસે ઇબાદત અને રીયાઝતમાં રચ્યાપચ્યા રહે છે. એ લોકો પાકા દીનદાર હોય છે એમને વલીઅલ્લાહ કહેવામાં આવે છે. એ પણ આખો જનમારો કુંવારી અવસ્થામાં ગુઝારે છે. આ ગીરજામાં લગભગ સો સેન્ટ છે. એમાં એક સેન્ટ મરકશ નામનો ઘણોજ દેખાવડો અને ખુબસુરત છે. બધી નનો તેને પ્યાર કરે છે. તમો પણ તેને જોઇ ખુશ થઇ જશો. હઝરત મસીહની કસમ તમો પણ તેમને જોઇ ખુશ થઇ જશો. હઝરત મસીહની કસમ તે ઘણો ખુબસુરત છે.

મશકશની તારીફ કરતાં કરતાં એલ્યાને જોશ આવી ગયો. એનો ચહેરો ગુલનાર થઇ ગયો. આંખોમાં ચમક પેદા થઇ ગઇ. અઝરાએ તેની એ હાલત જોઇ તો એણે એલ્યાને કહ્યું: એલ્યા જ્યારે નનો આબેદા અને ઝાહેદા છે, એમણે આખી ઉમર કુંવારા રહેવાનો પાકો ઠરાવ કરી લીધો છે, અને મરકશ વલીઅલ્લાહ છે તે પણ કુંવારા રહેવાનો ઓહદ કરી ચુકયા છે તો પછી નનો તેને કેમ પ્યાર કરે છે?

એલ્યાએ સાદાઇથી તરત જવાબ આપ્યો કે સારી ચીઝ બધાને સારી દેખાય છે. મરકશ એવો ખુબસુરત અને બાંકો જવાન છે કે દરેક નનને પ્યાર કરવાનું મન થઇ જાય છે. એમાં બુરાઇની કઇ વાત છે? જરા અમારા ગીરજાનો કાનુન એવો સખત છે કે અમો ઓરતો અને મરદો ઘણી વાર સુધી એક જગાએ ભેગા રહી શકતા નથી. તો પણ જેવખત મળે છે તેને ગનીમત સમજી હમો દીલ ખુશ કરી લઇએ છીએ.

અઝરા—એમ દીલ ખુશ કરવાનો નતીજો એલ્યાએ શુખીથી મુસાફરાઇને કહ્યું. નતીજો ગીરજાના તેહખાના (ભોંયરા) થી દરયાફ્ત કરો. તે તેહખાનામાં નાની નાની કબરો મોજુદ છે. તમો ધીમે ધીમે બધું જાણી જશો.

અઝરા કંઇ કહેવા જતી હતી કે પાદરી નકીતા આવી લાગ્યો. નકીતાને જોતાંજ સઘળી નનો તેની ચારે બાજુએ ભેગી થઇ ગઇ. અને બધીએ ઘુટણ સુધી નમી તેના હાથ અને ઝુબ્બાના છેડાને ચુમવા લાગી. જ્યારે બધીએ ચુમવાનુ પુરૂ કર્યું તો બે ડગલા પાછળ ખસી અર્ધ ગોળ આકારે ઉભી રહી ગઇ. નકીતા અઝરાની પાસે આવ્યો. એણે ગોરથી અઝરાની સુરત જોઇ. રાત્રે તે સારી પેઠે અઝરાની સુરત જોઇ શક્યો નહોતો આ વખતે અઝરા તેને ગુલાબના પેલા ફુલની પેઠે ખુબસુરત દેખાઇ, જે ઝાકળ પડવાથી નીખરી ગયો હોય. તે એના હુસ્ન આલમે અફરોઝ ને જોઇ હયરાન રહી ગયો. તેની બધી કુવ્વતોને અઝરાના હુસ્ન ખેંચી ખેંચી લીધી.

નકીતા અઝરાને ઘુરીને જોઇ રહયો હતો જેથી તે શરમાઇ ગઇ. તેણે શરમના બોઝથી પોતાનું નાઝુક માથું ઝુકાવી લીધું.

થોડી વારમાં નકીતા હોશીયાર થઇ તેને કહયું, તું કેટલી બધી પ્યારી લડકી છે. તારી આટલી બધી ખુબસુરતી આખી દુન્યાને તાબે કરવા બસ છે. હાજીમ તને અરબની હુર કહે છે પરંતુ તે ગલતી પર છે. તું તો આસ્માની હુર છે. તે હુર જેનો બ્યાન ઇનજીલમાં છે. જો સાચી વાત પુછો તો બેહિસ્તની હુરથી પણ તુ વધુ ખુબસુરત છે તુ ચાંદનો કટકો છે. ના ના મેં ગલતી કરી, ચૌદમી રાતનો ચાંદ ખુદ તારા રૂખે રોશનનો ઝાંખો અકસ છે. આખી દુન્યાના બાદશાહ અને શહેનશાહ તારી કફશ બરદારી (જોડા ઉચકવા) ને ફખર સમજે. તુ તો નુરે મજસ્સસીમ છે...... અરે તુ તો શરમાઇ રહી છે. શાયદ તુ તારીફ સાંભળી શકતી નથી. ઘણા માણુસો પોતાની તારીફ સાંભળી શરમાઇ જાય છે. હવે હું તારી વધુ તારીફ કરી તને નહિ શરમાવું. અને હું તારી તારીફજ કરી શકતો નથી. દુન્યાનો કોઇ પણ માણુસ તરા હુસ્નની તારીફ કરી શકતો નથી.

કોઇ ખ્રિસ્તી ઓરત હોત તો એક પેશવાએ દીનના મુખે પોતાની તારીફ સાંભળી ખુશ થઇ જાત. તેમના મુલકમાં એજ રીત રીવાજ હતો. કે મરદો ઓરતોની તારીફ કરે, પરંતુ અઝરા એવા મુલકમાં મોટી થઇ હતી જ્યાં પરદાનો રીવાજ હતો, ઓરત અને મરદ જુદા જુદા રહેતા હતા. ઓરતો પરાયા મરદ સાથે આવતી નહોતી. પોતે કોઇની તારીફ કરતી ન હતી, તેમ કોઇ તેમની તારીફ કરતું ન હતું. અઝરા પોતાની તારીફ સાંભળી શરમાઇ રહી હતી. ઘણીજ શરમને લીધે. તેના ફુલ જેવા ગાલપર પરસેવાના ટીપા દેખાવા લાગ્યા. તેનું નાઝુક માથું ઝુકી ગયું, તો પણ હજી સુધી નકીતા તેની તારીફ

કરી રહયો હતો. પરંતુ જ્યારે તેણે જોયું કે અઝરા ઘણીજ શરમાઈ રહી છે, તો કહયું, ન શરમાઓ અય બેહિસ્તની હુરોની શરમાવનારી ખુબસુરત લડકી ન શરમાઓ. આટલી બધી શરમ સારી લાગતી નથી. તમારી ઉમરની છોકરીઓમાં તો શોખી અને ચંચળ- પણું સારૂં લાગે છે.

અઝરા હજી ચુપ હતી. હવે નકીતા આગળ વધ્યો. તેણે તેની નાઝુક હડપચીના નીચે પોતાનો કરચળીઓ વાળો હાથ લગાડી તેનું ચાંદ સમુ મુખ ઉંચું કરી કહયું, અય રશ્કે કમર! આટલી બધી શરમ શા કામની! હંસો અને બોલો!

એલ્યાએ નકીતાને કહયું, મુકદદસ બાપ! એ આપણા મુલકના રીત રીવાજથી વાકેફ નથી નવી જગા છે, અને વળી નવા મરદોને જોઈ શરમાઈ રહી છે, બે ચાર દીવસમાં શરમ દુર થઈ જશે......

નકીતાએ વાત કાપીને કહયું, હા, હા. તું ઠીક કહી રહી છે. એલ્યા તુ આજથી જ એને ખ્રિસ્તી ધર્મની તાલીમ આપવાની શરૂઆત કરી દે. જો એણે નન થવાનું મન્ઝુર કરી લીધું તો હઝરત મસીહની કસમ એ બધાથી ખુબસુરત નન થશે આપણો ગીરજો એની હાઝરીથી દુન્યા ભરમાં મશહુર થઇ જશે. મોટા મોટા રાજાઓ આપણા ગીરજાનો દરવાજો ચુમવામાં ફખર સમજશે. ઉમરાવો અને રઈસોનો તો હરવખત મેળો ભરા- યેલો રહેશે. સોના ચાંદીના ઢગલા થઇ જશે. હીરા ઝવેરાત અને બલોની કસરતથી ગીરજા ઝગઝગાટ મારશે. ઓહો! તે વખત પણ કેવો હશે અસકફ આઝમ (પોપ) થી પણ મારી આબરૂ વધી જશે. ઓ મારા ખુદા ઓ મારા ખુદાવન્દા......

નકીતા આ વખતે એવી રીતે ખુશ થઇ રહયો હતો જેવી રીતે કે કોઇ નાદાન બચ્ચાએ તે રમકડું મળે અને તે ખુશ થાય. તે શેખચલ્લીની પેઠે હવા અને રેતી પર કીલ્લો બાંધી રહયો હતો. ઘણીજ ખુશીથી તેનો અવાઝ પણ ગુંગળાવા લાગ્યો. તે વાકય પણ પુરો કરી શકયો નહી. આથી તેણે ધાર્યું કે વખતે નનો મારી મશકરી કરે આથી તે ખંખારીને પાછો બોલવા લાગ્યો, એલ્યા જેવી રીતે થઇ શકે તેને સમજાવીને ખ્રિસ્તી બનાવી લે. જુવો જમવાની ઘંટી વાગી રહી છે. હવે જમવા માટે ચાલો.

આ વખતે ઘણા મધુર અવાઝે ઘંટી વાગી રહી હતી. એ જમણ તઇયાર થવાની ખબર હતી. એ ઘંટીનો અવાઝ સાંભળતાંજ બધી છોકરીઓ ચાર ચારની લાઇન બાંધી દુર સુધી ઉભી થઇ ગઇ. એલ્યાએ અઝરાનો હાથ પકડીને પોતાની બરાબરમાં ઉભી કરી લીધી. નકીતાએ નનોને ચાલવા ઇશારો કર્યો, તેથી તેઓ આહીસ્તા આહીસ્તા ચાલવા લાગી.

આ નનો પચાસેક હતી. તે નાઝુક કદમે ચાલી કમ્પાઉન્ડમાંથી બહાર આવી. અને

ગીરજા તરફ ચાલી ગીરજાના દરવાઝા પર એક આધેડ ઉમરની ઓરત નનોનો સત્કાર કરવા ઉભી હતી. નનોનો એ દરવાઝાની પાસે પહોંચી પોતાનુ નાઝુક માથું નમાવી દુરથી સલામ કર્યો. પેલી ઓરતે હાથના ઇશારાથી તેમને દુઆ દીધી.

ગીરજાની ઇમારત ઝમીનથી લગભગ ચાર ફુટ પહોળી સીડી હતી. એના સદર દરવાઝાની બાજુએ ફુટ પહોળી સીડી હતી. નનો સીડી પર થઈ દરવાઝા પર પહોંચી. તે ઓરત જે દરવાઝા પર ઉભી હતી તે એક બાજુ ખસી ગઇ. નનો દરવાઝામાં દાખલ થઇ. દરવાઝામાં દાખલ થતાંજ તેમણે પોતાના બન્ને હાથ પોત પોતાની છાતી ઉપર એવી રીતે રાખી લીધા કે હાથની કોણીયો બેઉ બાજુથી બહાર નીકળેલી રહે. હવે તેમણે ઘણા મધુર સાદે ગાવું શરૂ કર્યુ. આ ગીતને સૌ ભેગી કોઇ વખત ધીમે સાદે ગાતી હતી, જેવી રીતે આજકાલ થીએટરમાં રામઝાગર ગાય છે.

દરવાઝો વટાવી આ નનો એક વીશાળ કમરામાં પહોંચી. અહીં પહોંચતાજ તેમણે ગીત બંધ કરી દીધો. આ કમરામાં આતશદાન (આગ રાખવાની જગા) હતો. આતશદાનની ઉપર હઝરત ઇસાની કદે આદમ બરાબરની તસ્વીર હતી. એ તસ્વીર સંગે મરમરની હતી. બધી નનોએ તસ્વીરની સામે માથુ ઝુકાવી ઉભી રહી ગઇ.

આ જમાએ નકીતાએ ઘુંટણુ મંડી પડી ધીમે ધીમે ઇનજીલની આયતો પઢી [illegible] પડી તે ઉભો થયો. તેના ઉભા થવાની સાથેજ નનો તે કમરાના બગલી દરવાઝામાં દાખલ થઇ બીજા કમરામાં પહોંચી. આ કમરો પેલા કમરા કરતાં ઘણો મોટો હતો. ફર્શ પર સંગે મરમરના પથરા જડેલા હતા. દીવારો પર સોના ચાંદીનુ કામ થઇ રહ્યું હતુ. બયતુલ મુકદ્દસ તરફ કુરબાનગાહ બનેલી હતી. કુરબાનગાહની જમણી બાજુ હઝરત મરયમ તથા ડાબી બાજુ રૂહુલ કુદ્સ (હ. જીબ્રાઇલ.) ની ખ્યાલી તસ્વીરો ટાંગેલી હતી. બરાબર કુરબાન ગાહની ઉપર હઝરત ઇસાની તસ્વીર હતી. કુરબાનગાહની જમણા હાથ બાજુ એક લાંબી સફમાં નવ જુવાન પાદરી ખામોશ માથુ ઝુકાવી અને હાથ બાંધી ઉભા હતા. એ પાદરી કે રાહીબ હતા. એઓ લગભગ એંસીથી નેવું જેટલા હશે. નનો તેમની સામે બાઇનબંધ ઉભી રહી ગઇ. પાદરીઓનો લીબાસ પણ ઢીલોઢાલો અને ટખના (ઘુંટી) સુધીનો લાંબો હતો. તેઓએ જુબ્બા પહેરેલા હતા. એ જુબ્બા બીલકુલ ધોળા હતા. એ બધા પાદરીઓની કમરો કાળી દોરીથી બાંધેલી હતી. એ દોરીઓમાં ડાબી બાજુએ મોટા મોટા કાળા દાણાની તસ્બીહ લટકી રહી હતી છાતી ઉપર નનોની માફક લાલ રંગની સલેબ લટકતી હતી. એઓ લોકો સેન્ટ યા વલીઅલ્લાહ કહેવાતા હતા.

નકીતા આ નનો અને પાદરીઓની વચ્ચે ઉભો થઇ ગયો. તેણે કહેવા માંડ્યું, શુક્ર કરો અય મસીહી જાંનીસારો શુક્ર કરો. ખ્રિસ્તી મઝહબના પરસ્તારો શુક્ર કરો એવે તમને ખ્રિસ્તી મઝહબમાં પેદા કર્યા એ ખુદાવંદાના શુક્ર કરો જે પોતાના ઉમ્મતીઓના

ગુન્હાના કફારામાં સલીબ પર ચઢી ગયો.

રાહીબોએ કહયું અમારી ઝબાનમાં શકિત નથી કે અમો ખુદાના શુકર કરીએ. તે ખુદાનો જેણે પોતાનો દીકરો અમારી હીદાયત માટે મોકલ્યો. જો અમારા શરીરના દરેક રૂંઆંમા જીભ પેદા થઇ જાય તો પણ અમો તેનો શુકર કરી શકીએ નહીં.

નકીતા—તમોએ સાચું કહયું આપણે ન ખુદાનો શુકર અદા કરી શકીએ છીએ ન ખુદાવન્દાનો. આહ તે ખુદાવન્દા જે પોતાની ઉમ્મતની ખાતર તકલીફો ઉઠાવતો ચાલ્યો ગયો. આજ સુધી કોઈ પણ રસુલ અને પયગમ્બર એવો નથી થયો જે પોતાની ઉમ્મત ખાતર ઉમ્મતના ગુન્હાઓના બદલે સુળી પર ચઢી ગયો હોય. એવી દીલેરી ખુદાવન્દેજ કરી છે. ખુદાવન્દના બાપે ખુદાવન્દની આ દીલેરીથી ખુશ થઇ તેની બધી ઉમ્મતના ગુન્હા માફ કરી દીધા. આપણો ખુદા લાયકે સદ હઝાર તેહસીન છે. તેના ઉમ્મતી કાબીલે મુબારકબાદ છે. તારીફ કરો ખુદાવન્દની, તારીફ કરો તેની તારીફ કરો જે આપણા માટે સુળી પર ચઢી ગયો, તેની તારીફ કરો જે આપણી રેહબરી માટે ઝમીન પર આવ્યો.

નનોએ ઘણીજ સુરેલી વાણીમાં કહયુ. કે ગેરમુમકીન છે અમો તેની તારીફ કરી શકીએ. ન અમારી ઝબાનમાં એટલી તાકત છે, ન અમારામ એટલી લીયાકત છે, ન જુરઅત છે ન હીમત છે. અમો ખુદાવન્દની તારીફ કરી શકતા નથી.

નકીતા—બેશક, બેશક અય મુકદ્દસ હસ્તી ઓ બેશક ખુદાવન્દાની તારીફ થઇ શકતી નથી.... ખુદાવંદા તમો ખુદાના દીકરા છો. તમારો મઝહબ ખુદાઇ મઝહબ છે. અમો નકામા, મુસીબતમાં પડેલા. ગુન્હેગાર તરા દરબારમાં હાઝિર થયા છીએ. અમો પર લુત્ફ અને મહેરબાની કરો. તમો તમારા બાપના લાડકવાયા છો. અમો તમારા ઉમ્મતીઓ છીએ. સૌથી વધુ અમોજ તમારા લુત્ફો ઇનાયતના લાયક છીએ.

નકીતા ચુપ થઇ ગયો. તે ખામોશ થયો કે તરત નનોએ મીઠા રાગે ગીત ગાવાનું શરૂ કર્યું. આ ગીતની ત્રણ લીટીઓ નનો ગાતી હતી અને ચોથી લીટી રાહીબો પોતાના ભારે અને જાડા રાગે ગાતા હતા.

અઝરાને ખ્રિસ્તીઓની આ વાતો અજીબ લાગી રહી હતી. તે ખામોશ ઉભી હયરતખેઝ નઝરે જોઇ રહી હતી. તે ઇચ્છતી હતી કે પરાયા મરદોની સામે ઉઘાડું મોઢું રાખી ઉભી ન રહે પરંતુ શું કરે. તેની પાસે ન તો બુરકો હતો ન કોઇ નીકાબ હતો. ઘુંઘટ કાઢવા એણે દુરસ્ત ન ધાર્યું એથી લાચારીએ ઉઘાડા મોંએજ ઉભી રહી.

અઝરાના હુસ્નમાં કુદરતે કંઇ એવી સહેરખેઝ દીલકશી, અને દીલફરેબી પયદા કરી હતી કે ગેર મુમકીન હતું કે કોઇ એક વખત તેને જોઇ બીજી વાર જોવાની તમન્ના ન કરે. સેન્ટોએ તેને આવતાં જોઇ હતી. તેઓ અઝરાનો આલમ આફરીન હુસ્ન જોઇ હયરાન અને મેહસુર થઇ ગયા હતા. જોકે પાદરી નકીતા તેમની સાથે

ઉભો હતો. અને તેઓ આ પાદરીને ઘણું માન આપતા હતા. મુકદ્દસ નનો હઝરત ઇસાનું ગીત ગાઇ રહી હતી. તેઓ પણ આ ગીતમાં શામિલ હતા. ગીરજાની અંદર પવીત્રમાં પવીત્ર જગા કુરબાનગાહની સામે તે ઉભા હતા. પાદરીઓના લુગડા પહેરેલા હતા. હઝરત ઇસા, હઝરત મરયમ અને રૂહુલ કુદસની તસ્વીરો તેમની સામે લટકી રહી હતી. આ બધી વાતો એવી હતી કે જેથી તેમના દીલ પર અસર કરી ખુદાની તરફ દીલ ચોંટી જાય. પરંતુ તેઓ ચોરી છુપીની નઝરે હુરવશ અઝરાની પ્યારી પ્યારી સુરત જોઇ રહયા હતા.

થોડી વાર પછી ગીત પુરૂં થયું. પેલી ઓરત જે ગીરજાના દરવાઝા પર ઉભી હતી તેણે કુરબાનગાહ પરથી એક ચાંદીનો પ્યાલો ઉપાડયો. એ પ્યાલામાં માઅ માઅમુદીયહ (તે પવિત્ર પાણી જેથી ખ્રિસ્તીઓને બેપ્ટીઝમ આપવામાં આવે છે) હતું. પેલી ઓરતે આ પ્યાલો નકીતાને આપ્યો. નકીતાએ આ પાણીમાં પોતાની શહાદતની આંગળી ( અંગુઠા પાસેની આંગળી ) નાખી પહેલાં પોતાની પેશાનીપર સલેબનું ચીન્હ કર્યું પછી પેલી ઔરતના સીના પર સ્લેબની તસ્વીર બનાવી. પછી બધા સેન્ટોની પેશાની પર પાણીમા આંગળી નાખી સલેબના નીશાન બનાવ્યા. સેન્ટો, પછી તે નનો તરફ વળ્યો અને તેમના સીનાં તથા પેશાનીઓ પર સ્લેબની નીશાનીઓ કરવા લાગ્યો. તે જયારે અઝરાની પાસે આવ્યો અને તેની પેશાની પર નીશાન બનાવવા ચાહયુ તો અઝરા એકદમ પાછળ હઠી ગઇ.

નકીતાએ તાઅજ્જુબખેઝ નઝરે જોઇ કહયું, હં ! તમો પાછાં ખશી જાઓ છો ! આ પાણી પવિત્રમાં પવિત્ર પાણી છે. કુરબાનગાહ ઉપર રાખેલું પાણી છે. માઅ મેઅમુદીયહ આ ઘણી બરકતની ચીઝ છે. એ મેળવવા માટે તો ખ્રિસ્તીઓ ઘણી કોશીશ કરે છે. ઘણો પઇસો ખરચ કરે છે. કોની કીસમતમાં જેને એવી નાયાબ, ઘણી કીમતી, પાક અને બરકતવાળી ચીઝ મળે. આવ આગળ આવ. હું તમારી મુનવ્વર પેશાની પર સ્લેબનો નીશાન બનાવું.

અઝરાની રગોમાં અરબી ખુન હતું. એના દીલમાં ઇસ્લામી જોશ હતો. એને ખબર હતી કે ખ્રિસ્તીઓ હઝરત ઇસાને ખુદાનો દીકરો કહે છે. રૂહુલ કુદસને અજલી કહે છે. સ્લેબની પુજા કરે છે. આજ એણે પોતાની આંખોએ સઉ જોયું. તે ખુદાના ખોફથી કાંપી રહી હતી. જયારે પાદરી- એ તેની પેશાની પર સ્લેબનું નીશાન કરવા ચાહયું તો તે તરત પાછળ હઠી ગઇ. નકીતાએ એને પાછળ ખસી જતાં જોઇ ભાષણ શરૂ કરી દીધું, તો તેણે નારાઝ થઇ કહયું "બસ મહેરબાની કરો."

અઝરાને આ વખતે જોશ આવી ગયો હતો. આ જોશના સબબથી ખુન એના ખુબસુરત અને મુનવ્વર ચહેરાની ઝીણી ઝીણી રગોમાં ઝડપ ફેર ફરવા માંડયું હતુ. જેથી, એના ચહેરા પર સુરખી ચમકવા લાગી. સુરખી ચમકવાથી એનો ચહેરો એવો

દીલફરેબ અને એવો દીલકશ થઇ ગયો હતો કે દીલ ચાહતું હતું કે એને જોયાજ કરો.

નકીતાએ અઝરાની નાખુશી જોઇ લીધી. તે દબી ગયો. તેણે આજીઝી સાથે કહ્યું:

"અઝરા તમો હમણા નથી સમજી શકતા કે આ કઇ ચીઝ છે. ખયર કંઇ હરજ નહી. ગીરજામાં રહેવાથી બધું સારી પેઠે સમજી જશો."

હવે તેણે બીજી નનોની પેશાની અને સીના પર સ્લેબના નીશાન બનાવવા શરૂ કર્યા........જ્યારે બધાના નીશાન બનાવી ચુકયો, તો તેણે કહ્યું: પાકબાઝ નનો ખુદા રસીદાહ ઝાહેદો, તમો પાક થઇ ગયા. બીલકુલ પાક માઅ મેહમુદીયહએ તમોને પાક કરી દીધા. ફરીશતાઓ તમારી પાકીના ગવાહ થઇ ગયા. ખુદાએ તમારૂં નામ પાક બન્દાઓના લીષ્ટમાં લખી લીધું. ખુશ કીસમત છે તે હસ્તીઓ જે દરરોઝ પાક થઇ ખુદા અને ખુદાવન્દાની હુઝુરમાં હાઝિર થયા હવે ચાલો અને ચાલીને ખાણાને ઇન્સાફ આપો.

હવે આ બધા મરદ અને ઓરતો ઘુંટણ સુધી વાંકી વળી. માથું નમાવી દુઆ માંગી. પછી ઉભા થઇ ધીમે ધીમે ચાલવા લાગ્યા. તેઓ ગીરજામાંથી બહાર નીકળી ઉત્તર દીશા ભણી થોડીકજ દુર ચાલી એક ઘણાંજ લાંબા અને પહોળા કમરામાં દાખલ થયા. આ કમરાની વચમાં મેજો પડેલી હતી જે પુર્વથી પશ્ચિમ સુધી બે ત્રણ લાઇનમાં હતી. મેજો પર ધોળા મેઝ- પોશ નાખેલા હતા અને મેજોની બન્ને બાજુએ કુરસીઓ હતી. એ કુરસીઓ પર એક બાજુએ ત્રણ અને બીજી બાજુએ બે સેન્ટ બેસી ગયા. એવી રીતે બધા સેન્ટો અને નનો બેસી ગયા. એ બેઠા કે તરત કેટલાક ખાદીમો ખાવાનું લઇ આવ્યા. એમણે જલદી જલદી બધાની સામે ખાવાનું મુકી દીધું. જ્યારે બધાને સામે ખાવાનું મુકી દીધું તો પાદરી નકીતા ઉભો થયો. એણે દુઆ પઢી. દુઆ પછી ખાવાનું શરૂ કરવા ફરમાવ્યું એટલે બધા ખાવા લાગ્યા.

ખાવાનું ઘણુ સાદુ હતું. પણ બપોર થઇ ગએલ હોવાથી તેમ ભુખ પણ ઘણી લાગેલી હોવાથી બધાએ હોંશે હોંશે ખાધું. અલબત અઝરા એક એવી હતી જે ધીમે ધીમે ને શરમાઇને ખાઇ રહી હતી. થોડી વારમાં બધા ખાઇને પરવાર્યા. ખાદીમોએ વાસણો ઉપાડી લીધા. નકીતા પાછો ઉભો થયો. એણે બીજીવાર દુઆ પઢી અને પછી આ કમરામાંથી બહાર ચાલ્યો ગયો.

નકીતાના બહાર જતાંની સાથેજ સેન્ટો અને નનો ભેગી મળી ગઇ અને હંસી હંસીને વાતો કરવા વાગી, આવખતે એમનામાં જેવી રીતની વાતો, છેડછાડ, અને ઇશારા બાઝીઓ થઇ રહી હતી, તે જોઇ કોઇ પણ માણસ તેમને ખુદા રસીદા યા ખુદા પરસ્ત કહી શકે નહિ. વ્યભીચારી કે બદચલણ માણસ એ કારણથી બદનામ થઇ જાય છે કે તે ખુલ્લમ ખુલ્લા વ્યાભીચાર કે બદચલણ કરે છે, પરંતુ જે દેખાવ આ વખતે નઝર સામે હતો એ જોઇને એવો ખ્યાલ થયો હતો કે કોઇ પણ માણસ, પછી ભલે તે દુન્યાદાર હોય કે દીનદાર વ્યાભીચાર કે બદચલણથી ખાલી નથી.

આ સેન્ટોમાં એક સેન્ટ કંઈક ખુબરૂ અને નવજવાન હતો. કેટલીક નનો એની ચારે તરફ વીંટળાઈ વળી હતી. તે નનોની સાથે છેડખાની કરી રહયો. હતો, જયારે તે કોઈ નનને ચુંટીભરતો તો તે સીસકી ભરી ઉછળી પડતી હતી. અને બીજી નનો જોરથી હસી પડતી. એવી રીતે તે થોડી વાર હસી મઝાક કરતો રહયો. પરંતુ જયારે તેની પાસે વધારે નનો ભેગી થઇ ગઇ ત્યારે તે ત્યાંથી ઉઠી એલ્યાની પાસે આવ્યો.

એલ્યા અઝરાની પાસે બેઠેલી હતી. પેલે સેન્ટે એલ્યાની પાસે આવી અઝરાને પ્યારભરી નઝરે જોઇ કહયું, " અલ્લાહ ! અલ્લાહ ! એલ્યા, તમો તો આફતાબે હુસ્નના પાસે બેઠાં છો. કંઇ તાબેશે હુસ્નની ગરમી તમારી રગોમાં આતીશે મોહબ્બત ન દોડાવી દે ! "

એલ્યાએ મુસકરાઇને લગાવટ આમેઝના સાથે કહયું, "આપ બે ફીકર રહો. મારા પર એમની ગરમીએ હુસ્ન અસર કરશે નહિ."

આ સેન્ટે હસીને કહયું "હા, તમો પર શા માટે અસર કરો. આખીર તમો પણ એજ તીના છો ને. એલ્યા, આ પરી પયકર કોણ છે ?"

એલ્યા—એ મુસલમાન છોકરી છે. એનું નામ અઝરા છે. ખ્રિસ્તી થવા માટે આવી છે. મિહરબાની કરી એને ધારી ધારીને ન જુઓ.

સેન્ટ—એલ્યા, એ કેટલી બધી ખુબસુરત છે ! હઝરત મસીહની કસમ, મેં એનાથી સારી તો શું પણ એના જેવી કોઇ છોકરી આજ સુધી જોઇ નથી. તેના આટલા બધા હુસ્નથી મારા રદયમાં તુફાન મચી રહયું છે.

એલ્યા શોખીથી મુસકરાઇ, અને કહયું, "મરકશ તે હુસ્નની દેવીની તરફ લલચાએલી નઝરે ન જુઓ, જુઓ તમારી ગરમ નઝરીથી એને નઝર લાગી જશે. આ સેન્ટનું નામ મરકશ હતુ. એલ્યાએ અઝરા પાસે એની તારીફ કરી હતી. એ સેન્ટને કેટલીક નનો ચાહતી હતી. મરકશે કહયું "એલ્યા, ખુદાવન્દની કસમ, આ દોશીઝહના હુસ્ને મારા સબરો કરાર જલાવી દીધા છે. તમો એની સાથે મારી ઓળખાણ તો કરાવો. "

એલ્યાએ મુસકુરાઇને કહયું, " સબર કરો. હમણાં નહી. એ નવી નવી આવી છે. વાત વાતમાં જંગલની હરણી પેઠે ભડકી ઉઠે છે. બેચાર દીવસમાં એની ચમક જતી રહેશે તો હું તમારી સાથે ઓળખાણ કરાવી આપીશ. "

મરકશ કંઇ કહેવા જતો હતો. તેવામાં પાછી ઘંટી વાગી. આ ઘંટી એમ સુચવી રહી હતી કે હવે તમારો હસી મઝાકનો ટાઇમ પુરો થયો. જેથી બધા ઉભા થઇ કમરામાંથી બહાર નીકળી આવ્યા. સેન્ટ તો પોતાની ઓરડી ભણી ચાલ્યા ગયા, અને નનો પોતાની જગા તરફ ચાલવા લાગી. અઝરા પણ તેમની સાથમાં હતી. જ્યારે તેઓ પોતાના કમ્પાઉન્ડ પાસે પહોંચી ત્યારે અઝરાએ હાજીમને ઉભેલો જોયો. તેની સુરત

જોતાંજ એને ઘણો ગુસ્સો ચઢી આવ્યો. કારણ એણેજ એને ઘરથી જુદી પાડી હતી. મુસલ માનોમાંથી કાઢી ખ્રિસ્તીઓના પંજામાં સપડાવી હતી. જેથી ઘણા ગુસ્સા સાથે તેણે હાજીમ તરફથી પોતાનું મોઢું ફેરવી લીધું. અને નનો સાથે ઝડપથી ચાલી કમ્પાઉન્ડમાં દખિલ થઇ ગઈ. કમપાઉન્ડમાંથી સીધી એલ્યાના કમરામાં પહોંચી ગઈ.

આજ એણે એવા દેખાવ જોયા હતા જેનો અસર એના દીલો દીમાગ પર ઘણો થયો હતો. જેથી કમરામાં આવતાંજ કોચ પર પડી ગઇ. એની બાજુમાં એલ્યા પણ સુઇ ગઇ. એલ્યાએ એની સાથે વાતચીત કરવા ચાહી, પણ અઝરા તેનાથી નાખુશ થએલી હોવાથી પાસું ફેરવી સુઇ રહી. જયારે ઝોહરની નમાઝનો વખત થયો ત્યારે તે ઉઠી. અને વઝુ કરી નમાઝ પઢી. નમાઝ પઢીને તે બગીચાની લીલી લીલી ઘાસ પર ફુલોના છોડવા પાસે બેશી ગઇ. તેને આમ બેઠેલી જોઇ નનો પણ તેની પાસે આવી બેશી ગઇ. અને પોત પોતામાં હસી મઝાક કરવા લાગી. બધી નનો અરબી જાણતી નહોતી. અને અઝરા રૂમી ઝુબાન સમજી શકતી નહોતી. જેથી તે એ નનો સાથે વાર્તાલાપ કરી શકતી નહોતી. તેમજ અઝરા તેમની સાથે વાતચીત કરવા ચાહતી નહોતી. અસરની વખ્તે એણે અસરની નમાઝ પઢી. અને પછી બગીચામાં ફરવા લાગી. એલ્યા પડછાયાની પેઠે એની પાછળજ હતી. એણે ફુલ તોડી તોડીને અઝરાને આપ્યા અઝરા ફુલોને ઘણી પસંદ કરતી હતી. એણે પોતાની ઓઢણીના છેડામાં ફુલો એકઠાં કરવા માંડયા. થોડીકજ વારમાં મગરીબની નમાઝનો વખત થયો. અઝરાએ ફુલો ઘાસપર નાખી દીધા અને પોતે મગરીબની નમાઝ પઢવા લાગી. એટલી વારમાં એલ્યાએ ફુલોના ગજરા તઇયાર કરી લીધા. જયારે અઝરા નમાઝ પઢી રહી ત્યારે એલ્યાએ ગજરા એની નાઝુક અને પુરનુર સુરાહીદાર ગરદનમાં પહેરાવી દીધા. અઝરાએ હસીને એલ્યાનો પાડ માન્યો. એલ્યાએ મુસકરાઇને કહ્યું, "અઝરા, તમે મારો પાડ ન માનો. હું તમારીપર ફરેફ્તાહ થઇ ચુકી છુ. તમારી ખીદમત કરવી મારી ફર્ઝ સમજું છું. હું ચાહું છું કે તમો ઉદાસ અને ગમગીન ન રહયા કરો. ચુપચાપ અને ગમગીન રહેવાથી બહુ જલદી બીમાર થઇ જશો."

અઝરાએ થંડો સાંસ ભરી જવાબ આપ્યો, "એલ્યા, તમોને ખબર નથી હું કેવી ફીકર અને મુસીબતમાં ગીરફ્તાર છું."

એલ્યા—મને કહો તો ખબર પડે.

અઝરા– હમણા નહી. જ્યારે વખ્ત આવશે ત્યારે હું મારી આપવીતી તમને કહીશ. મને ટાઢ લાગી રહી છે. ચાલો હવે કમરામાં જઇએ.

હવે એ બન્ને કમરા ભણી રવાના થઇ. બીજી નનો આ પહેલાં પોત પોતાના કમરામાં ચાલી ગઈ હતી. આ બન્ને કમરામાં પહોંચી. રાત થઇ ગઇ હતી. કમરામાં દીવો સળગી રહયો હતો. એલ્યાએ ગરમ ચાદર અઝરાને આપી. અઝરાએ તે ચાદર

ઓઢી લીધી અને બેથી ગઇ. બતીની મધમ રવશની હિરવેલ અઝરાના પુરનુર ચેહરો જોઇ ઝાંખી પડી ગઇ. તેઓ નીરાંતે બેઠીએ નહોતી. કે જમવાની ઘંટી વાગી. બધી નનો ઘંટીનો આવાઝ સાંભળી પોત પોતાના કમરાથી બહાર નીકળી બગીચામાં આવી ઉભી રહી. એલ્યાએ અઝરાને ચાલવા કહયું. અઝરા સારી પેઠે જાણુતી હતી કે એણે જે દેખાવ જોયા હતા તે હમણા પણ જોવામાં આવશે, એ એવા દેખાવ જોવા ચાહતી. તેથી તેણે જવા માટે ના કહી. જો કે એલ્યાએ ઘણું એ કહયું પણ ત્યાં જવા માટે તે રઝામંદ થઇ નહિ. આખરે એલ્યા ચાલી ગઇ.

અઝરા હવે પોતાની હાલતપર ગોર કરવા લાગી. એને પોતાના માબાપનો ખ્યાલ આવ્યો. તેનું દીલ ભરાઇ આવ્યું. તેણે એક આહ મારી, અને સબરે શુક્ર કરી ખામોશ થઇ ગઇ. થોડીવાર પછી પાદરી નકીતા એને બોલાવવા આવ્યો. એણે માથું દુઃખવાનું બહાનું કરી દીધું. પાદરી પાછો ચાલ્યો ગયો. કેટલીકવાર પછી એલ્યા તેના માટે ખાવાનું લઇ પાછી આવી એલ્યાના આગ્રહથી અઝરાએ થોડુંક ખાધું. જમીને તેણે ઇશાની નમાઝ પઢી, જ્યારે તે નમાઝ પઢી રહી હતી ત્યારે બીજી નનો જમીને પાછી આવી પોત પોતાના કમરામાં ચાલી ગઇ. એલ્યા કોચ પર સુઇ ગઇ. અઝરા પણ નમાઝ પુરી કરી તેની પાસે જઇ સુઇ ગઇ એ બન્ને થોડી વાર તો ખામોશ પડી રહી થોડી વારમાં બન્ને ઉંઘી ગઇ. ખુદા જાણે તેમણે કેટલો વખ્ત ઉંઘમાં કાઢયો હશે. અઝરાની આંખ ઉઘડી ગઇ. એણે ગીરજાના મોટા ઘંટને જોરજોરથી વાગતો સાંભળ્યો તે ગભરાઇને બેઠી થઇ ગઇ. તેણે હાથ ફેરવીને બાજુમાં જોયું તો એલ્યા નહોતી. જ્યારે તે કંઇક ઉંઘમાંથી હોશીયાર થઇ તો તેણે દરવાઝા ભણી નઝર કરી, તો એને એલ્યા હાથમાં બત્તી લઇ દરવાઝામાં ઉભી ઉભી બહાર કંઇ જોતી નઝરે પડી. તે પણ ઉભી થઇ એલ્યાની પાસે પહોંચી. અને પુછયું, "એલ્યા, આ વખતે ઘંટ કેવો વાગી રહયો છે ?"

આ વખ્તે એલ્યા ખોફો હીરાસથી થરથરી રહી હતી. એનો ચહેરો પીળો પડી ગયો હતો. એણે જવાબ આપ્યો, "અઝરા, આ વખ્ત કોઇ ખતરનાક બનાવ બન્યો છે. એ ઘંટ ખતરનાક વખતેજ વગાડવામાં આવે છે. ખુદા જાણે આ વખ્તે શું ગંભીર બનાવ બન્યો હશે."

અઝરાએ દરવાઝા બહાર જોયું. એણે બધી નનોને પોત પોતાના કમરાના દરવાઝામાં હાથમાં બતી લઇ ઉભેલી જોઇ. બતીઓની ધ્રુજતી રોશની એમના ચેહરા પર પડી રહી હતી. એ બધાના ચેહરા ખવફ અને હીરાસથી પીળા થઇ રહયા હતા. ચાંદ નીકળેલો હતો. ચાંદની દરેક બાજુએ ટાઢી ધુપની માફક ફેલાયલી હતી. પરંતુ આ નવાઇ ભરેલી વાત હતી કે આ વખ્તે ચાંદની પણ ઉદાસ દેખાતી હતી. અઝરા ખવફ-ઝદહ નનોની તરફ હયરતથી જોવા લાગી.

# પ્રકરણ તેરમું.

## ભયભીત કાફલો

ચેન હતી નહીં ગરદીશે અય્યામ કહીં
દીન કહીં રાત કહીં સુબ્હ કહિં શામ કહીં

ઘંટો જોર જોરથી વાગી રહયો હતો. ખોફ ઝદહ નનો પોત પોતાના કમરાના દરવાઝામાં ઉભી ઉભી બહાર જોઇ રહી હતી. આ વખતે અરધી રાત પસાર થઇ ગઇ હતી. ચાંદની ખુબ નીકળેલી હતી. બગીચાના ફુલો પર પડીને ચાંદનીએ તેમને અજીબો ગરીબ પોલઅત પહેરાવી દીધા હતા. અલબત મોટા ઝાડોની નીચે અંધારૂં હતું. પણ તે એ અંધારૂં ઘણું નહોતું, કેમકે કોઇ કોઇ જગાએથી પાંદડાંમાં થઇ ચાંદની અંધારાને દુર કરવા કોશીશ કરી રહી હતી.

હવે ઘંટ વાગવો બંધ થઇ ગયો. થોડીકજ વારમાં કમ્પાઉન્ડનો દરવાજો ઉઘાડયો અને સેન્ટ આવતા નઝરે પડયા. નનો જે ખોફ અને હીરાસથી કંપી રહી હતી, એ સેન્ટોને જોઇ કંઇક સ્વસ્થ થઇ. સેન્ટ બગીચામાં આવી ઘાસ પર બેસી ગયા. નનો પણ બતીને દરવાઝામાં અને તાકોગાં મુકી તેમની પાસે આવી બેસી ગઇ. અઝરાનું દીલ આ ટોળામાં આવવા ચાહતું ન હતું. પરંતુ એને આ વખતનો ઘંટ શા માટે વગાડવામાં આવ્યો તે જાણવાનો શોક પયદા થયો હતો. તેણે ધાર્યું કે શાયદ મુસલમાનોએ આ ગામ પર છાપો માર્યો હશે. જેથી સવાર પહેલાં ખ્રિસ્તીઓના પંજામાંથી મુકતી મળે. આ વીચારથી તેને કંઇક ખુશી અને તસલ્લી હાસીલ થઇ. અઝરા ધીમે ધીમે ચાલી એક ખુણામાં એક નાના ઝાડના છાયામાં બધાથી અલગ એ માટે બેઠી કે એને કોઇ ન જુવે, અને પોતે ઘંટ વાગવાની હકીકત જાણી તરત પાછી પોતાના કમરામાં પહોંચી જાય. એણે બેસીને નનો અને સેન્ટોને જોયા. એલ્યા પણ ધીમે પગલે એમની પાસે આવી બેસી ગઇ. અઝરાએ મરકશને ગુલાબના છોડ પાસે બેઠેલો જોયો. આ વખ્તે પણ મરકશની ચારે બાજુએ નનો ભેગી થઇ ગઇ હતી. જો કે એઓ બધા આ જગાએ કવખતનો ઘંટ કેમ વાગ્યો તે જાણવા ભેગા મળ્યા હતા. એમના દીલો પર ખોફ અને હીરાસ છવાયા હતા. પરન્તુ અઝરાએ જોયું કે બપોરની પેઠે આ વખ્તે પણ ખરાબ હરકતો શુરૂ થઇ ગઇ. અસભ્ય વર્તણુંક, બેશરમી ભરેલી ઇશારાબાઝીઓ, અને નામાકુલ હરકતો શુરૂ થઇ. એક નન જે એલ્યાથી કંઇક ઓછી ખુબસુરત હતી, મરકશના ઉપર વાંકી વળી રહી હતી. મરકશ ખામોશ બેઠો જોઇ રહયો હતો. છેવટે તે એનાપર ઓરથી

બધી વાંકી વળી ગઇ કે તેના ગાલ મરકશના મોં પાસે આવી લાગ્યા. મરકશ એક માણસ હતો. નવજવાન મર્દ હતો. ઇન્સાનની તમામ ખાસીયતો તેમાં હતી. જેથી એણે પેલી નનનું ચુંબન લઇ લીધું. ઘણી નનોએ મરકશનું આ કૃત્ય જોયુ. તેઓ જોરથી હંસી પડી. પેલી નન કે જેનો બોસો મરકશે લીધો હતો તે શરમાઇ ગઇ અને પાછળ હઠી ગઇ.

અઝરાને આવી નાઝેબા હરકતોથી બીલકુલ નફરત હતી. એને એ બન્નેની એ હરકત ઘણી ખરાબ લાગી. એણે એલ્યા તરફ એટલા માટે જોયું કે આ અનીચ્છનીય હરકતથી એના પર કેવી અસર થઇ છે.

આ વખતે એલ્યાનો ચેહરો લાલચોળ થઇ રહયો હતો. એના ચેહરા પર ગુસ્સાના ચીન્હો દેખાઇ રહયા હતા. અઝરા જો કે નાજુક, લજરૂઆકાર અને ભોળીભાળી છોકરી હતી, પરંતુ તે એલ્યાની અવખતની કયફીયત જોઇ સમજી ગઇ કે એને પણ મરકશ અને પેલી નનની બેહુદા હરકત ઘણીજ નાપસંદ થઇ પડી છે. એને એ પણ માલુમ થઇ ગયું કે આ નાપસંદગીનો સબબ આ નાલાયક હરકતની ઘરણા નથી, બલકે એમાં કુછ બીજી વાત છે, તે વાત શું છે તે અઝરા સમજી શકી નહીં. એણે એલ્યાને સંબોધી કહ્યુ: "એલ્યા, શું આબીદાહ અવરતો અને ઝાહીદ મરદો એવાજ હોવા જોઇએ જેવું આ ટોળું છે. ?

આ વખતે એલ્યાનું દીલ બળેલું હતુ. એણે જવાબ આપ્યો, અઝરાએ નન મરકશ પર મરી રીટે છે. એનું નામ મારયાહ છે. એ ઘણી બેહયા અને વ્યભીચારી છે. તમોએ જોયું નહી કે એ મરકશ પર કેટલી બધી ઝુકેલી હતી. જો મરકશે એ બદકારનું મોં ચુમી લીધુ તો એમાં એનો કંઇ વાંક નથી. બલકે વાંક તો બેહયા મારયાહનો છે, જેણે પોતાના ગાલ એના મોઢા સામે ધર્યા.

અઝરા—એલ્યા, હું સમજતી હતી કે ગીરજામાં પાકબાઝ લોકો રહેતા હશે. પરંતુ જોયુ તો એથી બીલાફ નજરે પડયું. ખુદાની પનાહ એટલી બધી બેશરમી, બેહયાઇ અને કાળા કેમ.

એલ્યા હમણા સુધી મારયાહને ગઝબ આલુદા નઝરે જોઇ રહી હતી. એણે અઝરાને જવાબ આપ્યો: "અઝરા, એવીજ બેહયા નનો જેવી આ મારયાહ છે. ગીરજાઓને બદનામ કરી મુકે છે."

આ બધી વાતચીત અરબી ભાષામાં થઇ રહી હતી. જયારથી મુસલમાનોએ શામના મુલ્ક પર ચઢાઇ કરી હતી. અને તેમણે મુલ્કનો કેટલોક ભાગ જીતી લીધો હતો, ત્યારથી તમામ મુલ્કમાં અરબી ઝુબાનનો આમ રિવાજ થઇ ગયો હતો. એ શહેરો, કસબાઓ, અને ગામડા વાળાઓએ અરબી શીખવાનું શુરૂ કરી દીધું હતું. જેઓ

મુસલમાનોના સંબંધ નીચે ન હતા, તે ખાસ કરી ગીરજાઓમાં આમ તોર પર અરબી ઝુબાન દાખિલ થઇ ગઇ હતી. ખ્રિસ્તીઓ એટલા માટે અરબી શીખતા હતા, કે અરબી શીખી કુરઆને મજીદ પર નુકતેચીની કરી શકે, પરંતુ એ વાતનો શો ઇલાજ કે જે માણસોએ અરબી ભાષા સારી રીતે શીખી અને ધર્મના ચશ્માં ઉતારી ટાઢા દીલે ધ્યાન પુર્વક કુરઆને શરીફ પઢયું સચ્ચાઇ એના દીલમાં ઘર કરી ગઇ અને તે તરત મુસલમાન થઇ ગઇ.

આપણી વાર્તાને એવા બનાવો સાથે વધુ સંબંધ નથી. નહીં તો એવા હજારો બનાવ રજુ કરૂં કે જેથી એ માલુમ પડે કે કુરઆને મજીદની તાઅલીમે કેટલાક બધા લોકોને પોતાના ગરવીદહ કરીને તેમને એક જથામાં ભેગા કરી દીધા છે. જો ચાહે આપો એ પણ દેખાડી દેતે કે ઇસ્લામ તલવારના જોરથી નથી ફેલાયો બલકે પોતાની ખુબીઓના પ્રતાપે આલમગીર થતો ગયો છે.

અઝરા અને એલ્વા અરબીમાં વાત કરી રહી હતી. એ ગીરજાની બધી નનો અને રાહીબો થોડી ઘણી અરબી ભાષા જાણતા હતા. એક નન જે એ બન્નેની પાસે ગુલાબના છોડ પાસે હતી. જેને આ બન્ને જણીઓએ જોઇ ન હતી તેણે કહ્યું: એલ્વા, તમો ક્યાં એટલા બધા પાકબાઝ છો, જે બીજીઓના નામ પાડો છો ? તમારી બેહયાઇયે ગીરજામાં કોણ નથી જાણતું ?

એલ્વાને આ નનની વાત સાંભળી ગુસ્સો ચઢી આવ્યો. છંછેડાએલી નાગણ પેઠે ફુંફાર મારતાં કહ્યું: ખેર, હું તો જેવી છું, છું. પણ તમો તો તમારી કહો. લબુહ * ના ગીરજામાંથી બદનામ થઇને નીકળી. જોસીઆ * ના પાદરીએ તમારી બેહયાઇ જોઇને કાઢી મુક્યાં. હવે અહીંઆ આવ્યા છો. તો અહીં પણ તમોએ બેહયાઇ શુરૂ કરી દીધી છે. હમણાં જરા જારસ (રાહીબા) ની મંજુરે નઝર છે. એટલા માટે કોઇ કંઇ કહેતું નથી. જ્યાં એ ચાહ ઓછી થઇ કે ગીરજામાંથી પાણીચું મળી જશે.

તે નનને પણ ગુસ્સો ચઢી આવ્યો એણે કડકીને કહ્યું: એલ્વા, આ શું તું કહી રહી છે! જેની બેહયાઇની હદ આવી રહી છે. જો હું તારી બેશરમીઓના ગુન્હા ગણાવવા બેઠું તો સવાર થઇ જાય.

એલ્વા જોશો ગઝબથી થરથરવા લાગી. તે કંઇ કહેવા જતી હતી, તેવામાં એક મરદે કહ્યુ: તમો મુજ ગરીબ પર શા માટે ગુસ્સો ઠાલવી રહ્યા છો ?

એલ્વાએ ગઝબનાક લેહઝામાં કહ્યુ: જાવસ ઝરા પોતાની પ્યારીને સમજાવી દો કે મારી સાથે મોં ન મેળવે. જો હું મારા પર આવી ગઇ તો મુકદ્દસ બાપને કહી ગીરજામાંથી કઢાવી મુકીશ.

---

* લબુહ અને જોસીઆ. ગામડાના નામ છે. જેતા પણ હાલમાં વેરાન થઇ ગયા છે.

પેથી નને બુમ પાડી કહયું: હા, કાઢી કેમ ન મુકાવશો. મુકદ્દસ બાપ તો તમારી મુઠ્ઠીમાં છેજને !

એની બુમ સાંભળી કેટલીક નનો તથા સેન્ટો તેમની આજુબાજુ ભેગા થઇ ગયા. મરકશ પણ આવી લાગ્યો. એણે પુછ્યું: એલ્યા શું વાત છે ? આ બુમાબુમ શા માટે થઇ રહી છે. ?

એલ્યાનું દીલ બળેલું હતું. એને ગુસ્સો આવી રહયો હતો. એણે કહયું: નનોના બોસા તો તમો લો અને બેહયા ઓરતો લઢે મારી સાથે !

આ સાંભળતાંજ બધી નનો અને સેન્ટો ઝોરથી હસી પડયા. મરકશે હસીને કહયું: હું કોઇના બોસા લઉં છું. તે તો મારયાહએ પોતે પોતાનું મોઢું મારા સામે કરી દીધું હતું.

વળી પાછા બધા ઝોરથી હસી પડયા. એલ્યાએ કહયું: એજ હું પણ કહી રહી હતી. પણ આ જોસીલાથી ગરીબ મેરી આવી છે. તેને તો આગજ લાગી ગઇ. લાગી કેમ ફુલ બકવા.

એ નનો પાછું કહયું: આગ તો તમોને લાગી છે. મરકશે મારયાહનું મોઢું ચુમ્યું. તમો હસદથી બળી મર્યા. ભલા તેમાં મારો વાંક શો ? નાહક મુઝ ગરીબ પર વરસી પડયા.

એલ્યા—હું તારી સાથે વાત કરતી નથી.

મરકશે હસીને કહયુ: એલ્યા તમોજ ખામોશ થઇ જાંવ. આહા, તમારી પાસે તો જન્નતુલ અરબની હુર બેઠી છે ! આ અઝરાની તારીફ હતી. અઝરાને ઘણી ના પસંદ લાગી. મરકશ વધુ કંઇ કહેવા જતો હતો કે પાદરી નકીતા આવી પહોંચ્યો. એની સાથે હાઝીમ અને એક બુઢો પાદરી હતો.

નકીતાને જોઇ આ બધા ખામોશ થઇ અદબથી બેસી ગયા. નકીતા પોતાના સાથીઓ સાથે એમની પાસે આવ્યો. જેથી બધાએ ઉભા થઇ તેના હાથ અને જુબાને ચુમવા લાગ્યા. એણે એ બધાને ખેરો બરકતની દુઆ આપી. થોડી વારમાં નકીતા ઘાસપર બેસી ગયો. હાઝીમ અને ઘરડો પાદરી પણ તેની પાસે બેસી ગયા. બધા સેન્ટો અને નનો પણ બે ત્રણ હારમાં તેની સામે બેસી ગયા.

નકીતાએ કહેવા માંડયું "મુકદ્દસ સેન્ટો અને પાકબાઝ નનો તમો ગીરજાના મોટા ઘંટને વાગતો સાંભળી હયરત અને ચીંતાતુર થયા હશો. તમો જાણો છો કે એ ઘંટ ઘણા ભયની વખતે વગાડ વામાં આવે છે. આ વખતે એક ઘણોજ મોટો ભય આપણી આગળ છે. પાદરી યાસીલ હમણા હલબ શહેરથી આવ્યા છે. એમનું કહેવું છે કે અઝરા જે કાલે આપણા ગીરજામાં આવી છે, તે કોઇ મુસલમાન રઇસની દીકરી છે. એના ચાલ્યા આવવાના સબબથી મુસલમાનો ઘણાજ ગમ અને ગુસ્સાથી મજનુન

થઇ ગયા છે. તેમણે અહદ કરી લીધો છે કે જ્યાં સુધી અઝરા તેમને મળશે નહી, ત્યાં સુધી તેઓ તે બધા ખ્રિસ્તીઓને જે એમને મળશે મારી નાખશે. ઓરતો અને બચ્ચાઓને ગુલામ અને લોંડીઓ બનાવશે. એ મજનુન મુસલમાનોનું લશકર હલબથી રવાના થઇ ચુકયું છે. તે ઘણું કરી મરઅશ જશે કે અન્તાકીયા પર હુમલો કરશે બદ કીસમતીથી એ બે રસ્તાઓના સંગમપર આ ગામ આવેલું છે. આ ગામમાં મુસલમાની લશકર જરૂર આવશેજ. એ એ પણ જાણી લો કે સવાર થતાં પહેલા ઇસ્લામી લશકર આ ગામમાં આવશે. અઝરા આપણા ગીરજામાં મોજુદ છે. તે ખ્રિસ્તી ધર્મમાં પનાહ લેવા આવી છે. હવે મુશકેલ વાત એ થઇ પડી છે કે એને આપણે મુસલમાનોને પાછી આપી શકીએ નહીં તેમજ આ ગીરજામાં પણ રાખી શકીએ નહીં. જેથી તમો બધા કોઇ એવો તજવીજ બતાવો. કે જેથી આપણને આ બલાથી છુટકારો મળે કે જે આપણા ગીરજા પર ઉતરવાનો છે.

બધા ઘણી ખામોશી સાથે બેઠા બેઠા આ વાતને સાંભળી રહયા હતા. જ્યારે નકીતા ચુપ રહયો ત્યારે સેન્ટ જારસે કહ્યું: મારી રાય તો એવી છે કે અઝરાને મુસલમાનોને સોંપી દેવી જેથી તેઓ ખુશ થઇ જશે તેથી તેઓ આપણા પર કે આપણા ગીરજા પર દસ્ત–દરાઝી કરશે નહી.

મરકશને જારસની રાય ઘણી ખરાબ લાગી. તેણે બગડીને કહયું એમ કરવું એ બાયલાપણું છે ફક્ત બાયલાપણું તો શું બલકે હલકટપણું છે. જે ખ્રિસ્તી થવા આવે તેને આપણે ધકકા મારી કેવી રીતે પાછા કાઢીએ. જો આપણે એવું કરીએ તો ખુદાવંદને કેવી રીતે મોઢું દેખાડશો? મારા ખ્યાલમાં તો એ વાત સારી છે કે આપણે અઝરાને કોઇ ઠેકાણે સંતાડી દઇએ અગર ઘણીજ આઘે જગાએ પહોંચાડી દઇએ.

બીજા એક સેન્ટે કહયુ: આ વખત ઘણીજ દાનીશમંદીની જુરુરત છે. જો આપણે અઝરાને છુપાવી દઇએ કે કોઇ બીજી જગાએ પહોંચાડી દઇએ અને કોઇ જાસુસે જાણ કરી દીધી તો આપણે બધા વગર મોતે માર્યા જઇશું. આપણી પાકબાઝ બહેનો મુસલમાનોની કનીઝો બનાવી દેવામાં આવશે. ગામનો નાશ કરવામાં આવશે ગીરજાને પાયામાંથી ખોદી નાખી મેદાન મેદાન કરી નાખવામાં આવશે. આપણી તીરસ્કાર અને માન હાની કરવામાં કસર નહીં રાખે. અને જો આપણે અઝરાને મુસલમાનોને સોંપી દઇએ તો પણ અંદેશો છે કે તેઓ એમ ધારી લે કે આપણેજ તેને છેતરીને લાવ્યા છીએ, તો તેનો બદલો તેઓ લેશે. કોઇને ખબર નથી કે એ બદલો કેવો લેવામાં આવશે. જેથી મારો ખ્યાલ એવો છે કે આપણે અઝરાને લઇ બધા અન્તાકીઆ ચાલ્યા જઇએ. જો આપણે હસી ખુશીથી અન્તાકીયા પહોંચી ગયા તો પછી મુસલમાનો આપણું કંઇ બગાડી શકશે. નહીં.

હાજીમે કહયુ' મુકદ્દસ બાપ, અઝરા તરફથી આપ નચી'ત રહો. જ્યાંસુધી હુ' જીવતો છુ' ત્યાં સુધી મુસલમાનો એના પગની રજ પણ મેળવી શકનાર નથી. પર'તુ આપે આપનો, નનોનો, સેન્ટોનો અને ગીરજાનો ખ્યાલ કરવો જરૂરી છે. મુનાસીબ વાત તો એ છે કે આ ગીરજાને તરતજમાં ખાલી કરી દેવો, અને સવાર થતાં પહેલા અન્તાકીયા ભણી ચાલતાં થવુ'.

નકીતા ગોસે ફીકર કરી રહયો હતો. એણે કહયુ', મારા ખ્યાલમાં પણ એજ મુનાસબ છે કે આપણે વહેલામાં વહેલા ગમ્માહ મુકી અન્તાકીયા રવાના થઇ જઇએ. આ વખતે અડધી રાતથી વધુ રાત વહી ચુકી છે. સવાર થવામાં બહુ થોડો વખત બાકી છે. એ માટે તમો બધા ઘણી જલદીથી તઇયાર થઇ જાઓ. પોતાની સાથે ઘણો સામાન લેવાની જરૂર નથી, ઘણો થોડો સામાન અને જરૂરી જરૂરી ચીજો લઇ લો. હુ' ગામમાં જઇ સવારીઓનો બ'દોબસ્ત કરૂ' છુ'. મારા આવતાં પહેલાં તમો બધા સામાન બાંધીલો. એક મીનીટ પણ ફુઝુલ ગુમાવશો નહી.

હવે નકીલા અને નકીતા સાથે હાજીમ તથા બાસીલ ઉભા થયા. એ ત્રણે કમ્પાઉન્ડમાંથી બહાર ચાલ્યા ગયા. તરતજ નનો અને સેન્ટો પણ ઉઠયા. તેઓ પણ પોતપોતાની જગા ભણી ચાલતા થયા. એઓએ ઝટપટ પોતપોતાનો સામાન બાંધી લીધો. સરસામાન બાંધી તેઓ પાછા બગીચામાં આવી ભેગા થયા અને નકીતાનો ઇન્તેજાર કરવા લાગ્યા. આ વખતે એઓ બધા ચીંતાતુર, પરેશાન, અને વ્યાકુળ હતા. તે બધા મુસલમાનોના ખોફથી થરથરી રહયા હતા.

હવે રાત્રી પોણા ભાગની વીતી ચુકી હતી. ચાંદની બધે ફેલાએલી હતી. ખામોશી એટલી બધી હતી કે ઝાડના પાંદડાં જે નીચે ખરી પડતા હતા તેનો અવાજ પણ સાફ સ'ભળાતો હતો. આ વખતે ખુદાની મખલુક આરામ કરી રહી હતી. દરેક જાનદાર મઝાએ ખરગોશતે મજા લઇ રહી હતી. પર'તુ આ ગીરજાના રહેવાવાળા મુસલમાનોની આમદના ખોફથી ઘણાજ ગભરાયલા અને બેચેન હતા. તેઓ એટલા બધા ડરી રહયા હતા કે જરાક અવાજ થવાથી ગભરાઇને દરવાજા સામુ' જોઇ રહેતા. એ બધાને પાદરીના આવવા નો ઇન્તેજાર હતો. ઇન્તેજારની ઘડીઓ સખત હોય છે. એ લોકો ઇન્તેજાર કરતાં કરતાં ક'ટાળી ગયા. એક તરફ તો તેમને ઇન્તેજારે પરેશાન કરી મુકયા હતા. બીજી બાજુ મુસલમાનોના આવી પહોંચવાનો ભય લાગેલો હતો. જ્યારે સવારનુ' સહેજ અજવાળુ' થયુ. ચાંદની ફીકી પડવા લાગી. તારા એક પછી એક છુપવા લાગ્યા. તો એ બધાના મોઢા પર હવાઇયો છુટવા માંડી. એમના દીલ એમના સીનામાં જોર જોરથી ધડકવા લાગ્યા. એવામાં એકાએક તેમણે ગીરજાની બહાર ઘોડાના ડાબલાઓનો અવાજ સાંભળ્યો.

ઘોડા ખીરેખાને આવી રહયા હતા. નનો આ અવાજ સાંભળી ડરી ગઇ. સેન્ટોના ચહેરા ધુળી પુળી જેવા થઇ ગયા. તેઓ પોહ્ફજદાહ નજરે દરવાજા ભણી જોવા લાગ્યા. જોતજોતામાં નકીતા, બાસીલ અને હાકીમ એમની તરફ આવતા દેખાયા. એમને જોતાં નનો અને સેન્ટોના જાનમાં જાન આવી. નકીતાએ પાસે આવી પુછ્યું, તમો બધા તઇયાર છો ?

બધાએ એક જબાન થઇ જવાબ આપ્યો. અમો તો ઘણીવારથી તઇયાર થઇ બેઠેલા છીએ.

નકીતા—શું કહું વાર થઇ ગઇ, આખા ગામનો ચકકર લગાવવો પડયો. ઘણી મુશ્કેલીથી ૪૦ ઘોડા અને ૩૩ ખચ્ચર મળ્યા છે. સાચું પુછો તો આ નાના સરખા ગામમાંથી આટલા બધા જાનવરો મળ્યા તે આપણી ખુશ કીસમતી છે. હવે તમો જલદી જલદી ખચ્ચરો પર સામાન લાદો. ઘોડાઓ પર નનોને સવાર કરી દો બીજા કોઇ ગામમાંથી બીજાં જાનવરો લઇ લેવામાં આવશે. જરા ઉતાવળ કરો. સવાર થઇ ગઇ છે. વખતે કમબખ્ત મુસલમાનો ન આવી પહોંચે. અને બધી કરેલી મહેનત ધુળમાં મળી જાય.

તરતજ સેન્ટોએ પોતાનો તથા નનોનો સામાન કમર, ખભાં અને માથા પર ઉપાડી ગીરજામાંથી બહાર લઇ જવા માંડયું. કેટલાક સેન્ટોએ એ સામાન ખચ્ચરો પર બાંધવા માંડયું. એમણે તરતજ એ બધો સામાન ખચ્ચરોપર બાંધી દીધો. બધા સેન્ટો અને નનો ગીરજામાંથી બહાર નીકળી આવ્યા. નકીતાએ ગીરજાના બારણામાં તાળું ઠોકી દીધું. એક એક ઘોડા પર નનો બેઠી. વધેલા ઘોડાઓ પર સેન્ટો બેશી ગયા. જે સેન્ટો બાકી રહી ગયા હતા તે ખચ્ચરો પરના સામાન પર સવાર થઇ ગયા. આવી રીતે તેઓ ઘણી ઝડપથી અન્તાકીયા તરફ કુચ કરવા લાગ્યા.

# પ્રકરણ ૧૪ મું

## મરણ પથારી પર પડેલાનો પયગામ

ઝુબાની હાલે યું કહીયો તુ જા કર નામાહબર પહેલે
મરીઝે જાં બેલબ હું સબસે હય મેરા સફર પહેલે

દસમાં પ્રકરણના છેવટમાં આપણે વાંચી ચુકયા છીએ કે દર્રાર પુરી રીતે ઝખ્મી થયા હતા. એક હાથ પગ બાંધેલા કેદીનો તરવારોથી કીમો કરવા ખ્રીસ્તીઓની

શરાફત અને ઇન્સાનની યતનું કામ હતું. જો યુકન્નાના દીલમાં ખુદા રહેમ પેદા ન કરતે અને તેઓ સીફારીશ કરી દર્રારને ન બચાવતે તો ખ્રિસ્તીઓ એટલા બધા ગઝબનાક થઇ રહયા હતા કે તેઓ જરૂર દર્રારની જીભ કાપી નાખતે.

યુકન્ના અધમુઆ દર્રાર અને તેમની સાથવાળાઓને લઇ એક આલીશાન મહેલમાં દાખલ થયા. એણે આ મહેલની પાસે એક મોટા મકાનમાં મુસ્લીમ કેદીઓને બંધ કરી દીધા અને એ મકાનની ચારે બાજુએ પુરો બન્દોબસ્ત રાખવા સીપાઇઓનો પહેરો ગોઠવી દીધો. દરવાઝા પર એક પુરી પલટણ ગોઠવાઇ ગઇ. આટલો બંદોબસ્ત કરી તે દર્રારને લઇ પોતાના મહેલની અંદર ગયો, અને એક સાફ કમરામાં લઇ જઇ એક કોચ પર તેમને ધીમેથી સુવાડી દીધા. દર્રારના ઝખ્મોમાંથી હજી સુધી એટલું બધું લોહી નીકળી રહયું હતું કે તેમને ઉચકી લાવનારાઓના હાથ અને લુગડા લોહીથી તર થઇ ગયા હતા કેટલાક ઝખ્મો પર લોહી જામી ગયું હતું. જયારે દર્રારને ઉપાડી લાવનાર ચાલ્યા ગયા તો યુકન્નાએ દર્રારને જોયા. દર્રાર હજી સુધી બેહોશ પડેલા હતા એમની આંખો બંધ હતી. ચહેરો પીળો પડી ગયો હતો. હોઠોનો રંગ ધ્યાજી થઇ ગયો. એનું દીલ ભરાઇ આવ્યું. આંખોમાં આંસુઓ ભરાઇ આવ્યા. એણે આહ કરીને કહયુ. "આહ ! બેકસ ગરીબ અરબ વતન અને ઘરવાળાઓથી દુર ગયર કોમ અને ગયર મુલકમાં મરી રહયો છે ! કેમકે હું પણ પોતે બહાદુર છું એટલા માટે બહાદુરોની કદ્ર કરૂં છું અય મઝલુમ અરબ મેં તને ઘણી વાર લડતાં જોયો છે. તું ખરેખર બહાદુર છે. ગલત બલ્કે બહાદુરીને તારા પર નાઝ છે. જ્યારે જંગની આગના ભડકા ઉંચા થતા હતા. તીરો તલવાર અને ભાલા ઝિન્દગી અને મવતનો ફેસલો કરવા લાગતા હતા. મવત પોતાની ખેતી ઝપાટા બંધ કાપવા લાગતી હતી. જંગના ભડકા જોઇ બહાદુરોના છકકા છુટી જતા હતા. એ વખતે તુ હા તુ ઉઘાડા શરીરે ફકત એક ભાલો હાથમાં લઇ બેધડક લડાઇની આગમાં કુદી પડતો હતો. તને લડતાં જોઇ બહાદુરોનો પાન્તાનો પાણી થઇ જતો હતો. દીલેર થરથરી જતા હતા. અય અરબશેર મને તારી હાલતેઝારપર ઘણો પસ્તાવો થઇ રહયો છે. મારૂં દીલ ખુનના આંસુઓ પાડી રહયું છે. ઝાલીમ બેદર્દીઓ તને ભર દરબારમાં કત્લ કર્યો મારા દીલમાં તારી મુહબ્બત છે......મુહબ્બત......હા, ખરેખર મુહબ્બત. તુ મુસલમાન છે તો પણ હું તારી સાથે મુહબ્બત રાખું છું.

હવે યુકન્નાની આંખોમાંથી આંસુઓ એક ધીરા વહેવા લાગ્યા. તે આ સીતમઝદહ અને બેકસના માથા આગળ ઉભો રહી રડી રહયો હતો. જેની પાસે એની કવમનો કોઇ પણ માણુસ નહતો.

દર્રારની લાશ કોચપર પડેલી હતી. હસરતો બેકસી તેના પર છાંયો કરી રહી હતી. યુકન્ના બરાબર આંસુ વહાવી રહયો હતો. તેવામાં એકાએક તેણે કોઇના પગલાનો

આવાઝ સાંભળ્યો. તે ગભરાઇ ગયો તેણે દરવાઝા બાજુ ઉંચી નઝરે જોયું. અને આંસુઓને રોકવા ચાહયા. પરંતુ આંસુઓનો પુર કંઈ એવો ચઢી આવેલો હતો કે કોઇ પણ રીતે તે રોકી શકાતા નહિ પગલાનો આવાઝ પળે પળે પાસે આવી રહયો હતો તે એટલે સુધી કે એક મોટો તાઝો માણસ કમરામાં દાખિલ થયો.

યુકન્નાએ પેલા ખ્રિસ્તીને જોયો. એણે ઝબ્ત કરી આંસુઓ છુપાવવા કોશીશ કરી. પરંતુ તેની કોશીશ બેકાર કરી પરંતું તેમની કોશીશ બેકાર ગઇ. આંસુઓ બંધ ન થયા યા તે ન થયા.

આદમીએ કમરામાં દાખિલ થતાંજ ઘણા અદબ સાથે અને ઝુઝીને યુકન્નાને સલામ કર્યો. અને હયરતની નઝરે તેને જોવા લાગ્યો

યુકન્ના ગભરાઇ ગયો. એના ચહેરાનો રંગ ઉડી ગયો. તેણે સલામનો જવાબ આપી રડતા સાદે કહયું, "એરસાલુસ આવો, કહો આ વખતે શા માટે આવવું થયું ?"

અરસાલુસ યુકન્નાની પાસે ગયો. એણે જવાબ આપ્યો, "હુઝુરેઆલા, મને અઝીમ રૂમે એ જોવા માટે મોકલ્યો છે કે આપ કયદીના સાથે કેવો સલુક કરો છો ?"

યુકન્નાનો ચેહરો એ સાંભળતાંજ પીળો પડી ગયો. એના હોંઠ કંપવા લાગ્યા. આંખોથી ખવફ હીરાસના ચીન્હો ઝહેર થઇ ગયા. એણે કેટલીક વાર પછી પોતાની બગડેલી હાલત બરાબર કરી કહયું, "મેં બધા કયદીઓને એકજ મકાનમાં બંધ કરી એની ચારે બાઝુએ સખ્ત પહેરો ગોઠવી દીધો છે."

અરસાલુસે વાત કાપી કહયું "પરંતુ આ ઝખ્મી કયદી અને તે વળી આપના ખાસ કમરામાં" યુકન્ના—હું એનો જવાબદાર ઝુરૂર છું, પણ..........

અરસાલુસે વાત કાપી કહયું "આપને માલુમ કે આ તે કયદી છે કે જેણે પોતાની આતશઝીર (આગ લગાડનાર) ઝુબાનથી બધા દરબારીઓના સબરો કરારનો બગીચાને બાળી મુકયો હતો.

યુકન્ના—મને ખબર છે.

અરસાલુસ—આપ એ પણ જાણો છો. કે એના બદબખ્ત કયદીની તીમારદારી કે એની સાથે હમદરદી દેખાડવાથી શું અંજામ આવશે.

યુકન્ના-જાણું છું.

અરસાલુસ-શાયદ આપ ન જાણતા હો. હું કહી દઉં.........

યુકન્ના એ વાત કાપીને કહયુ., "હું સારી પેઠે જાણું છું. એનો અંજામ મવત છે,"

અરસાલુસ—બેશક, પરંતુ એ વાતને જાણવા છતાં આપે એની સાથે હમદરદી કરવાનો ઇરાદો કર્યો છે.

યુકન્ના—જીહા અને તે એક મજબુરી છે.

અરસાલુસ—શું હું એ મજબુરી દરયાફત કરી શકું છું."

યુકન્ના—જુરૂર અરસાલુસ હું એક વખત મુસલમાનોના હાથમાં સપડાઇ ગયો હતો. એમનો તે એહસાન મારી ગરદન પર છે. હું તેનો ઇલાજ કરીને એ એહસાનથી છુટો થવા ચાહું છું.

અરસાલુસ—એક ખ્રિસ્તીની એક ફરજ છે કે તે એહસાનમાંથી જુરૂર છુટો થાય, પરંતુ એવી હાલતમા કે પોતાની જાનનો ભય ન હોય.

યુકન્ના—હું એમ ધારતો હતો કે હું ખામોશી અને છુપી રીતે તેનો ઇલાજ કરાવીશ. એ ખબર નહોતી કે આજ અરે આજ શું હમણાજ આ ભેદ ઉઘડી જાઇ મારો જાન જોખમમાં આવી પડશે. પરંતુ બુઝુર્ગ દાકતર...

અરસાલુસ શાહી દાકતર હતો. તે ઘણો હોશીયાર અને તજરૂબાકાર હતો. હરકુલ આઝમનો તેના પર પુરો ભરોસો હતો, તે એટલે સુધી કે જ્યાં સુધી અરસાલુસ ખાવાની દરેક ચીઝ તપાસી ખાવાની રઝા ન આપે ત્યાં સુધી તે ખાતો નહી. વળી તેજ શાહી ખાનદાનનો પણ દાકતર અને સલાહકાર હતો.

હરકુલ આઝમ તેને ઘણું માન આપતો. તેની કોઇ પણ સીફારીશ રદ ન હોવી થતી. શાહી દરબારમાં આટલો પ્રભાવ હોવાથી બધા દરબારી મસાહબ, વઝીરો, રાજના મોટા અમલદારો, અને મોટા હાકેમો તેનો અદબ અને એહતેરામ કરતા હતા. તે નરમ મીજાઝ, રહેમદીલ, અને નેક આદતો વાળા માણસ હતો. તેણે વાત કાપી કહયું "આદીલ બાદશાહ, મેં આપના ચહરાપરથી આપના દીલની વાત જાણી લીધી છે. આપ એ ઇચ્છો છો કે હું આ ભેદને ગુપ્ત રાખું. એમને મન્જુર છે. જીવદના દમ સુધી કોઇ પણ એ ગુપ્ત ભેદને મારી ઝુબાનથી જાણી શકશે નહિ."

યુકન્ના—હું આપનો મશકુર છુ. પરંતુ શાયદ હું એનાથી પણ વધુ ઇનાયતનો ખ્વાસ્તગાર છું.

અરસાલુસ—હું એ પણ સમજી ગયો કદાચ આપ એ કહેશો કે આ ઝખ્મી કયદીનો ઇલાજ કરવો. પણ હું મજબુર છું. જો કોઇ ચુગલખોરે હરકુલ આઝમ કે બીજા કોઇ દરબારીને ખબર આપી દીધી તો પછી મારે મારો જાન કુરબાન કર્યા વગરબીજો કોઇ ઉપાય રહેશે નહીં.

યુકન્ના—એ વાતનો હું જોખમદાર છું. પહેલાં હું આપ પરથી કુરબાન થઇ જાઇશ......

અરસાલુસે દરીરને તપાસવા માંડયા. પહેલાં નાડી તપાસી દીલનું ધડકવું તપાસ્યું. આંખોની કીકીઓ જોઇ. સીના પર હાથ રાખી બદનની ગરમી જોઇ. દરેક પળે તેની

આંખો પર નાઉમ્મેદી દેખાઇ રહી હતી. યુકન્ના આશા નીરાશાની નઝરે તેને જોઇ રહયો હતો. અરસા લુસે તપાસીને કહયું, "આ કમ્દીનું કામ લગભગ પુરૂં થઇ ગયું છે. જોતાં તો તેના બચવાની કોઇ ઉમ્મીદ નથી. પરંતુ ઇલાજ કરવો જુરૂરી છે. શાયદ ખુદા એનાપર રહેમ કરી શીફા અતા ફરમાવે."

આ સાંભળી યુકન્નાને ઘણો રંજ થયો. તેણે કહયું, "અરસાલુસ, ખુદા વાસ્તે આનો ઇલાજ કરો. જો એને આરામ થઇ જશે તો હું આપના કદમો પર ઝરી જવાહીરના ઢગલા..............."

અરસાલુસે વાત કાપીને કહયું, "હું એ સારી પેઠે સમજી ગયો છું કે આપને એની સાથે ખાસ મુહબ્બત છે. તે હું પણ ઇલાજ માં પુરી કોશીશ કરીશ. તો પણ હું જાણું છુ કે એ મુરદાઓની સફમાં પહોંચી ગયો છે. એને આરામ થવો મુશકેલ તો શું બલ્કે બયર મુમકીન છે. પરંતુ હું આપના કેહાઝથી દરેક કોશીશ કરીશ. મારૂં કામ કોશીશ કરવાનું છે, શીફાઅત આપવાનું કામ ખુદાનું છે."

યુકન્ના—આજ આપે દરબાર અને દરબારીઓની કયફીયત જોઇ ?

અરસાલુસ—જી, જોઇ. મને સખ્ત હયરત પણ થઇ અને અફસોસ પણ થયો. આજ તો લોકોએ શાહી અદબ અને માન મરતબાને તાકા પર મુકી દીધા હતા. સાચું પુછો તો હરકુલ આઝમે દરબારીઓથી ડરી આ મુસલમાનને કત્લ કરવાનો હુકમ આપ્યો હતો.

યુકન્ના—જી, હા. એ મેં સારી પેઠે જોયું હતું કે જ્યારે સંગદીલ દરબારી તરવારો લઇને આ અરબ પર કુદી પડયા તો મલિકે મુઅઝઝમના ચેહરાનો રંગ બદલાઇ ગયો હતો.

અરસાલુસ—બેશક સાચી વાત છે કે આપણા શહેનશાહ ઘણા રહેમદીલ, આદીલ, અને મુલ્ક અને કવમનું ભલું ચાહનાર છે. મને એ વખતે આપણી કવમના ઝુલ્મી રહય પર અફસોસ થયો, જ્યારે થોડાક લોકોએ આ અરબની જીભ કાપી નાખવાની અર્ઝ કરી.

યુકન્ના અફસોસ છે કે આપણે ખ્રિસ્તીઓ થઇ મઝહબની તાલીમથી ખીલાફ અમલ કરી રહયા છીએ. આપણા માટે તો એવો હુકમ છે કે જો કોઇ ગઝબનાક થઇ આપણા ગાલ પર એક તમાચો લગાવીદે તો આપણે ગુસ્સામાં આવી તેનાથી બદલો ન લેવો જોઇએ, બલ્કે બીજો ગાલ ઝટ તેની સામે ધરી દેવો જોઇએ. પરન્તુ આજે કેટલાક ખ્રિસ્તીઓ એવા છે જે એ હુકમનો અમલ કરતા હોય ! મારૂ તો ધારવું છે કે કોઇ પણ નહીં.

અરસાલુસ—ખ્રિસ્તીઓમાં હવે મઝહબની ખુબાસ કંઇ પણ બાકી રહી નથી. તેઓ ખુદાવન્દની તાલીમથી ખીલાફ કરી રહયા છે. ખુદા અને ખુદાવન્દ તેમનાથી નાખુશ

થઇ ગયા છે. એટલા માટે આજ આપણે ઝલીલ થઇ રહ્યા છીએ. અને તે અરબ લોકોના તરફથી કદીએ ખ્યાલ પણ થઇ શકતો નહોતો કે તેઓ આપણા મુલ્ક પર હુમલો કરશે, આપણી બદબખ્તીથી આપણા મુલ્કના ઘણા ભાગ પર કબ્જો કરી ચુકયા છે.

યુકન્ના—એજ વાત છે. જો કવમ પોતાના મઝહબને છોડી દેશે તે યકીનન ઝલીલો ખ્વાર થઇ જશે. સારૂ હવે આપ આ તરફ ધ્યાન આપો.

અરસાલુસ ચમકી ગયો. તેણે કહયું, "વાતોના પ્રવાહમાં આ અરબનો ખ્યાલજ ન રહયો. હું દવાઓ ને ઓઝાર મંગાવું છું. એના ઝખ્મ ધોવા માટે ગરમ પાણીની ઝુરૂર પડશે.

યુકન્ના—ગરમ પાણી હમણા આવી જશે. આપ દવાઓ જલદીથી મંગાવી લો.

અરસાલુસ—મારો નવકર આ મહેલના દરવાઝા પર હાઝીર છે. તે તરત દવાઓ લઇ આવશે. ગરમ પાણી આવે તે પહેલાં આ અરબ પર ધોળા ચાદર ઓઢાડી દેવામાં આવે તો ઘણું સારૂં.

યુકન્ના તરત દોડીને ગયો. તેણે બે ત્રણ અવરોને ગરમ પાણી કરવાનો હુકમ કર્યો અને પોતે એક સુફેદ ચાદર લઇ પાછો આવ્યો અને તે ચાદર દર્રાર પર નાખી દીધી.

અરસાલુસ પોતાના નવકરને દવાઓ વગયરે લાવવાનું કહેવા કમરાની બાહેર ચાલ્યો ગયો. દર્રાર આંખો બંધ કરી બીલકુલ બેહોશ પડયા હતા. હમણા સુધી એમના ઝખ્મોમાંથી ખુન વહી રહયું હતું. તેઓ રંગે વધુ સાંવળા હતા. એથી એમનાં શરીરનો રંગ માટી જેવો થઇ ગયો હતો. યુકન્ના તેમને અફસોસ ભરી નઝરે જોઇ રહયો હતો.

આ કમરો જેમાં દર્રારને લાવી નાખ્યા હતા, યુકન્નાનો રહેવાનો ખાસ કમરો હતો. એમાં ભોંય પર ઘણું કીમતી ફર્શ બીછાવેલું હતું. હર એક કીસમનું આરાયશી સામાન બરાબર ગોઠવેલું હતું.

યુકન્ના અફસોસ ભરી નઝરે દર્રારને જોઇ રહયો હતો. એણે પાછા કોઇના કદમોનો આવાઝ સાંભળ્યો. તે દરવાઝા તરફ જોવા લાગ્યો. કારણ તેને ભેદ ઝાહેર થઇ જવાનો ઘણો ભય લાગી રહયો હતો. તે દિલમાં ને દિલમાં સારૂ થઇ જાય એની દુઆ માગી રહયો હતો એટલા માટે ઝરા પણ અવાઝ થતાં તે ગભરાઇ જતો હતો. આવનાર કંઇ એવા ધીમે પગલે આવી રહયો હતો, કે હજી સુધી તે આવી પહોંચ્યો નહી. થોડીક વાર પછી આવનાર કમરામાં દાખિલ થયો. એ એક સત્તર વરસની ખુબસુરત છોકરી હતી. તે એટલી બધી ખુબસુરત હતી કે એના કમરામાં આવતાંજ એવું માલુમ પડયું કે જાણે ચાંદ ઉગ્યો. તે નાઝુક અંદામ, ખુલંદો બાલા કદ હતી. એણે આવતાંની સાથેજ હસીને યુકન્નાને જોઇ કહયું, "મુહતરમ બાપ! આપ દરબારમાંથી પાછા આવી ગયા. અને મને ખબર પણ ન કરી."

સુકન્ના એને જોઇ ખુશ થઇ ગયો. એણે કહયું, " નુરચશ્મી ! હમણા હું તમોને યાદ કરી રહયો હતો. સારૂં થયું કે તમો આવી ગયા."

આ છોકરી સુકન્નાની દીકરી હતી. એનું નામ લુસીયાના હતું. એને પ્યારમાં બધા લુસી કહી બોલાવતા. એને શાદી થઇ ગઇ હતી. એણે જવાબ આપ્યો, "હું તો આપના આવવાની રાહ જોઇ રહી હતી. ( દર્રારને જોઇ ) અરે ! આ કોની લાશ છે."

સુકન્ના—લુસી, એ એક મુસલમાન છે. એનું નામ દર્રાર છે. એને દરબારી ખ્રિસ્તીઓએ ઝખ્મી કર્યો છે. શું તમો એની માવજત કરશો ?

"જુરૂર કરીશ." લુસીએ જવાબ આપ્યો.

સુકન્ના—શાબાશ, મારી નુરચશ્મી શાબાશ. જરા દોડીને કોઇને હુકમ આપો કે ગરમ પાણી લઇ આવે.

લુસીયાના ઝડપથી રવાના થઇ. થોડી વારમાં પાછી આવી કહેવા લાગી, " પાણી આવી રહયું છે.................આ દર્રાર દરબારમાં કેવી રીતે આવી ચઢયા ?"

સુકન્નાએ હુંકાણુમાં દુર્રારનું કયદ થઇ આવ્યું અને ઝખ્મી થવાની હકીકત લુસીનાને કહી સંભળાવી.

લુસીયાનાએ કહયું, " ખ્રિસ્તીઓએ ઘણી બેદરદી કરી. ખુદા આ અરબને આરામ કરી દે."

હવે અરસાલુસ કમરામાં દાખિલ થયો. તેની પાછળ તેનો નવકર આવી રહયો હતો. નવકરના માથા પર એક નાની પેટી હતી. અરસાલુસે કહયું, "લો હું બધો સામાન લઇ આવ્યો. શું પાણી ગરમ નથી થયું ?"

લુસીયાનાએ જવાબ આપ્યો, "થઇ ગયું છે. હમણા આવવું જોઇએ."

લુસીયાનાનું વાકય પુરૂં થયું કે બે જવાન નોકરાણીઓ તાંબાના લોટા હાથમાં લઇ કમરામાં દાખિલ થઇ. એ નોકરાણીઓએ રજક બરક-પોશાક પહેરેલો હતી. તેઓ બન્ને શોખ અને ચંચળ માલુમ પડતી હતી. એમણે પાણીના લોટા એક બાજુ મુકી દીધા. સુકન્નાએ ફર્શ ઉપાડી લેવા ફરમાવ્યું. તુરત ફર્શ ઉપાડી લેવામાં આવ્યો. લુસીએ નવકરના માથા પરથી પેટી ઉતરાવી. દાકતર એક કુરસી ખેંચી દર્રાર પાસે બેસી ગયો. લુસી બદનામાં પાણી ભરી તેની પાસે જઇ ઉભી. અરસાલુસે કોટ ઉતારી કુરસીપર નાખી દીધો અને આસ્તીનો ચઢાવી દર્રારના ઝખ્મો ધોવા લાગ્યો. લુસી પાણી નાખવા લાગી. નોકરાણીઓ બદનો ભરી ભરીને આપવા લાગી.

દર્રારના જીસ્મ પર લોહી ઘણી જગ્યાએ જામી ગયું હતું. ઝખ્મ ઘણી મુશ્કેલીએ ધોવાઇ સાફ થયા. જયારે ઝખ્મ બીલકુલ સાફ થઇ ગયા તો અરસાલુસે દરેક ઝખ્મને બારીક નઝરે જોયા. એણે સુકન્નાને કહયું, " ઝખ્મ ઘણા ઉંડા છે. દેખીતી રીતે શીફાની કોઇ ઉમ્મીદ નથી."

આ રંજ ભેદક [illegible] સાંભળી ચુકન્ના તથા લુસીયાનાને ઘણો રંજ થયો. લુસીયાનાએ ચીંતાતુર પણ ખુબસુરત નજરે અરસાલુસને જોઇ કહયું, "દાકતર સાહેબ! આજે મુલ્કે શામમાં આપથી હોશયાર કોઇ દાકતર નથી. જયારે આપ આવો જવાબ આપી રહયા છો તો અમોને નાઉમ્મેદ થઇ જવું જોઇએ. પરતુ અમો ખુદાની રહમતથી નાઉમ્મેદ થઇ શકતા નથી. જો કે આ એક મુસલમાન ઝખ્મી છે. પરંતુ હું ચાહું છું કે ખુદા એને આરામ કરીદે. જો એને આરામ થઇ ગયો તો હું સૌથી વધુ આપની મશકુર રહીશ."

આટલીવારમાં અરસાલુસે ધોળી ધોળી દવા ઝખ્મો પર છાંટી મરહમ (મલમ) ચોપડવો શુરૂ કરી દીધો હતો. એણે જવાબ આપ્યો, "હુરવશ શાહઝાદી! મારૂં અને તમારૂં કામ કોશીશ કરવાનું છે. હું એ વાયદો કરૂં છું કે હું મારી પુરી હોશયારીથી એનો ઇલાજ કરીશ, પરતુ તમોએ મુરદાઓને જીવતા થતા જોયા નહિ હોય. એની હાલત ઘણી ખરાબ થઇ ગઇ છે. જેથી એને આરામ થવાની ઉમ્મીદ ઓછી છે."

લુસીયાના—જે ખુદાને મન્જુર હશે તેજ થશે.

અરસાલુસે પાટા બાંધવા શુરૂ કરી દીધા હતા લુસીયાના પણ પાટા બંધાવવામાં મદદ કરી રહી હતી. થોડી વારમાં અરસાલુસ પાટા બાંધી રહયો. તેણે હાથ ધોયા, [illegible] પહેર્યો. અને રાત્રે આવવાનું કહી ચાલ્યો ગયો.

ચુકન્નાએ ફર્શ ધોવડાવી ખુબ સાફ કરાવ્યું અને પોતે કોશની પાસે ફુરસી પર બેસી ગયો. બીજી ફુરસી પર લુસીયાના બેસી ગઇ. જો કે તેના નવકર અને નોકરાણીઓ બધા હતા. પરંતુ લુસીયાનાએ હાથમાં રેશમી રૂમાલ લઇ માખી ઉડાડવા માંડી. નવકરો અદબથી એ બન્નેની પાછળ ઉભા થઇ ગયા.

આ દોડાદોડીમાં સુરજ ગર્ક થઇ ગયો. નવકરોએ ઝડપથી રવશની કરી દીધી. રવશની થવાથી કમરો ઝગઝગાટ દેરવા લાગ્યો.

લુસીયાના નાઝુક અંદામ હતી માખો ઉડાડતાં ઉડાડતાં તેના નાઝુક હાથ દુખવા લાગ્યા. નવકરોએ ચાહયું કે તેઓ માખો ઉડાડે, પરંતુ પોતે તેમ કરવા રજા ન આપી.

ચુકન્ના તથા લુસીયાના એકી નજરે દર્રારને જોઇ રહયા હતા. લગભગ રાતના આઠ વાગે તેઓએ ઝરા શરીર હલાવ્યું. આ બન્ને વધુ ઝુકીને ગોરથી તેમને જોવા લાગ્યા. કેટલીકવાર પછી દર્રારે ઉંકારા ભરવા માંડયા. ચુકન્નાએ કહયું, "હવે એમને હોશ આવવા વાલો છે."

લુસીયાના—ખુદા કરે એમને જલદીથી હોશ આવી જાય.

ચુકન્નાએ દર્રારની નાડી જોવી શુરૂ કરી, લુસીએ પુછયું. "નાડીની શી હાલત છે?"

ચુકન્ના—ઘણીજ કમઝોર ચાલે છે.

લુસીબાના—જો મીસ કબ્ઝાની વાત હોત તો હું વહેલામાં વહેલી........

યુકન્નાએ વાત અટકાવી કહ્યુ', "દીકરી! ઝિન્દગી, મવત, બીમારી, અને શીફા એ બધુ' ખુદાના હાથમાં છે."

હવે દર્રારે આંખો ઉઘાડી. તેમણે હયરત તથા હસરત ભરી નઝરે આમ તેમ જોયુ'. યુકન્નાને આથી ખુશી થઇ. લુસી રાઝી થઇ ગઇ. એનો ચેહરો ચમકી ઉઠયો. એણે કહ્યુ', "ખુદાયા તારો શુક્ર છે."

દર્રારે બોલવાનો ઇરાદો કર્યો. પણ કમઝોરી ઘણીજ હોવાથી તે બોલી શક્યા નહીં. યુકન્નાએ તેમને આવી કોશીશ કરતાં જોઇ કહ્યુ', 'અય બુઝુર્ગ હસ્તી! હમણાં બોલવાની કોશીશ ન કરો.'

દર્રાર ખામોશ થઇ ગયા. એમણે રવશની જોઇ અડસટે કરી લીધો કે હમણા રાત થઇ ગઇ છે. તેઓને બપોર પહેલાં ઝખ્મી કરવામાં આવ્યા હતા હવે રાત થઇ ગઇ છે. તે સમજી ગયા કે તે કેટલા કલાક બેહોશ રહયા. એમની ઝોહોર, અસર, અને મગરીબની નમાઝ કઝા થઇ ગઇ હતી. સૌથી પહેલાં તેમણે સુતાં સુતાં ઇશારાથી નમાઝ પઢી. યુકન્ના તેમને આવી હાલતમાં પણ નમાઝ પઢતા જોઇ ઘણી લાગણી થઇ આવી. એણે લુસીને કહયુ', "ખુદાના નેક બન્દા આવા હોય છે. સવારથી હમણા સુધી બેહોશ રહયા. હવે ઝરાં હોશ આવ્યો તો સૌથી પહેલાં નમાઝનો ખિયાલ આવ્યો. ઉભા થઇને કે બેસીને નમાઝ પઢવાની તાકત નહોની તો ઇશારાથી નમાઝ પઢી.

લુસી પણ દર્રારને નમાઝ પઢતાં જોઇ લાગણી થઇ આવી. એણે કહ્યું, "અબ્બાજાન! ખુદાનો હઝાર શુક્ર એહસાન છે કે આપણે........"

યુકન્નાએ ઝડપથી તેને આગળ બોલતાં અટકાવી કહ્યુ, "લુસી! ખામોશ...શું તુ ભેદ ઝાહેર કરવા ચાહે છે?"

લુસી ખામોશ થઇ ગઇ. દર્રાર ખામોશ પડયા આ બન્નેને જોઇ રહયા હતા. તેઓ વાતો કરવા ચાહતા હતા. પર'તુ તેમનામાં વાત કરવાની તાકત નહોતી. થોડી વારમાં તેમને બુખાર ચઢી આવ્યો. બુખાર એટલો બધો તેઝ કે અલ-હફીઝો અલ-અમાન! પાસે બેસવાવાળાને પણ તેની ગરમી લાગતી હતી. તેઓ પાછા બેહોશ થઇ ગયા. બેહોશી પણ એવી કે તન બદનનુ' પણ ભાન ન રહ્યુ'. આંખો ઉ'ચી ચઢી ગઇ. યુકન્ના તથા લુસી તેમની આવી હાલત જોઇ ગભરાઇ ગયા. યુકન્નાએ તુરત અરસાલુસને બોલાવવા માણસ મોકલ્યો. થોડીવારમાં અરસાલુસ હાઝીર થયો. એણે દર્રારની નાડી જોઇ, એમનો ચેહરો તથા આંખો તપાસી. થોડીવાર પછી તેણે કહેયું, "હુઝુરે વાલા! હાલત નાઝુક છે. મવત અને ઝિન્દગીમાં જ'ગ થઇ રહી છે. ઝિન્દગી મવત પર ફતહ મેળવવા કોશીશ કરી રહી છે. તેમ મવત ઝિન્દગીને હરાવવા કાશીશ કરી રહી છે. હવે તો ખુદાને ખબર કે આ બન્નેની જ'ગમાં કોની ફતહ થશે. મવતની કે ઝિન્દગીની? હું એક અર્ઝ

લાવ્યો છું. તે ઘણોજ ફાયદો કરનારો છે. કોઇ પણ રીતે એ એમના હલકની નીચે ઉતરી જાય તે એમની આ હાલત નહિ રહે."

યુકન્ના અને લુસીને આ સાંભળી ઘણું જ દુઃખ થયું. લુસીએ કહ્યું, "લાવો, હું આ દવા પીવડાવવાની કોશીશ કરું."

યુકન્નાએ કહ્યું, "તમો ? તમો નાઝુક છો. એ કામને તમો અન્જામ નહિં આપી શકો. દાકતર સાહેબ, એ અર્ક મને આપો. હું કોશીશ કરું છું."

અરસાલુસ—આપ બન્ને એ કામ નહીં કરી શકો. એ અમારું કામ છે. થોભો, હું ખુદ કોશીશ કરું છું.

દાકતર ઉભો થયો. તેણે દરીરનું મોહું ઉઘાડી અર્કના થોડાક ટીપાં તેમાં નાખ્યા. અને પછી પોતે કુરસી પર બેસી ગયો. અર્ક હલકમાંથી નીચે ઉતર્યો કે તુરતજ દરીરે બદન હલાવ્યું, અને તેમની હાલત વધુ ખરાબ થઇ ગઇ. આંખના ડોળા ફરી જવા લાગ્યા. લુસી તેમની આવી નાઝુક હાલત જોઇ સખ્ત બેચયન થઇ ગઇ. તેણે કહ્યું, "દાકતર સાહેબ ! એમની હાલત તો પહેલાં કરતાં વધુ ખરાબ થઇ ગઇ !"

અરસાલુસ ધ્યાન પુર્વક દરીરને જોઇ રહ્યો હતો. તેણે જવાબ આપ્યો, "શાહઝાદી સાહેબા ! ગભરાઓ નહીં. મને ભરોસો છે. દવા ઝુરૂર તેની અસર કરશે. એમની આવી હાલત થોડી વારની છે. થોડી વારમાં નીરાંત થઇ જશે. તાવ પણ કમતી થઇ જશે. પરંતુ સાફ વાત એ છે કે હું હમણા સુધી એમના માટે ખાત્રી પુર્વક કંઇ કહી શકતો નથી. કાલે તેમની હાલત જોઇ કોઇ રાય કાયમ કરી શકીશ."

હવે એ ત્રણે ખામોશ બેઠા. દરીરને જોવા લાગ્યા. લગભગ બે કલાક પછી એમની હાલત કંઇક ઠીક થઇ. આંખના ડોળા જે ફરી જતા હતા તે પોતાની જગા પર કાયમ થઇ ગયા. બુખાર પણ ઓછો થઇ ગયો. અરસાલુસે કહ્યું, "હવે એ આખી રાત આવીજ હાલતમાં રહેશે. સવારમાં તેમને હોશ આવશે. જો તેમને ભુખ લાગે તો સુપ પીવડાવજો."

અરસાલુસ રજા લઇ ચાલ્યો ગયો. યુકન્ના તથા લુસીએ જમી લીધું. જમી રહયા બાદ યુકન્નાએ લુસીને આરામ કરવાની રજા આપી. જોકે લુસીનું દીલ ત્યાંથી ખસવાને નહોતું ચાહતું પરંતુ તેણે પોતાના બાપના હુકમનો અમલ કર્યો. તે ચાલી ગઇ અને ત્રણ ચાર કનીઝોને મોકલી આપી. યુકન્ના બરાબર કુરસી પર બેસી દરીરની માવજત કરતો રહયો. તે આખી રાત બરાબર જાગતો રહયો. ભળકડું થતાં દરીરની બેહોશી દુર થઇ. બુખાર એકદમ ઓછો થઇ ગયો. તેમણે આંખો ઉઘાડી યુકન્નાને બેઠેલો જોઇ તેમણે પુછયું, "શું આપ આખી રાત આવીજ રીતે બેસી રહયા છો ?'

દરીરનો અવાઝ ઘણો કમઝોર હતો. યુકન્નાએ કહ્યું, "મારી ફર્ઝ હતી કે હું આપની તીમારદારી કરૂં. હું ખુશ છું કે મેં મારી ફર્ઝ અદા કરી.'

દર્રારે મશકુરાનહ નઝરે યુકન્નાને જોઇ કહયું, "હું આપનો શુક્રીયહ અદા કરૂં છું. આપ ઘણા નેક, ખલીક, અને ઇન્સાનોની સાથે હમદરદી કરનારા છો."

યુકન્ના—શુક્રીયહની ઝુરૂરત નથી. દર્રાર, હું એ વખતે ખરેખર ખુશી થઇશ જ્યારે ખુદા તમને પુરેપુરી સેહહત અતા ફરમાવશે.

દર્રાર—ખુદા તમોને આ નેક કામનો બદલો આપે. હવે સવારની નમાઝનો વખ્ત થઇ ગયો છે. માટે મિહરબાની કરી વુઝુ માટે પાણી મંગાવી આપો.

યુકન્નાએ એક કનીઝને ઇશારો કર્યો. તે ઝડપથી પાણી લાવી. યુકન્નાએ પાણી લઇ પોતે દર્રારને વુઝુ કરાવ્યું. સુતાં સુતાં તેમણે વુઝુ કર્યું અને ઇશારાથી પહેલાં ઇશાની કઝા નમાઝ અને પછી સવારની નમાઝ પઢી. જ્યારે તે નમાઝ પઢી રહયા હતા તે વખતે લુસી પણ આવી પહોંચી. તે દર્રારની હાલત કંઇક ઠીક જોઇ ખુશ થઇ. જ્યારે તે નમાઝ પઢી રહયા તો લુસીએ કહયું, "ખુદાનો શુક્ર છે કે આ વખતે પહેલા કરતાં આપની તબીયત સારી છે. કહો કંઇ ભુખ લાગી છે?"

દર્રાર—હા, દીકરી. મને ભુખ લાગી છે.

લુસીએ તુરત કનીઝને ઇશારો કર્યો. તે ચલી ગઇ અને થોડી વારમાં એક ચાંદીના પ્યાલામાં સુપ લઇ આવી. દર્રારે ચાંદીનો પ્યાલો જોઇ કહયું, "નુરચશ્મી! અમો મુસલમાનો ચાંદી અને સોનાના વાસણોનો ઉપયોગ કરી શકતા નથી."

તુરત કનીઝ પાછી ચાલી ગઇ, અને એક લાકડાના પ્યાલામાં સુપ લઇ આવી. યુકન્નાએ થોડું થોડું કરી તેમને સુપ પીવરાવ્યું. સુપ પીવાથી દર્રારને કંઇક ઘેન ચઢી આવ્યો. જ્યારે આફતાબે આલમતાબ ઉગ્યો, અને તેની મુનવ્વર કીરણોએ આખા જહાનને રવશન કરી દીધી તો દર્રારનો ઘેન ઉતર્યો. તે થોડીવાર સુધી યુકન્ના અને લુસીને જોતા રહયા. કેટલીકવાર પછી તેમણે કહયું, "યુકન્ના! હું મારી આ આંખોથી શું જોઇ રહયો છું? શું તમો મુસલમાન થઇ પાછા ખ્રિસ્તી થઇ ગયા?"

આ વખતે યુકન્ના કંઇક બેચયન થઇ ગયો. તે એવી નઝરે દર્રારને જોઇ રહયો કે જાણે હમણા તે કોઇ ગુપ્ત વાત કહેનાર છે. બયકીન તુરત પાછો તે સ્વસ્થ થઇ ગયો. એણે કહયું, "મુહતરમ અરબ! હમણા એ વાતને મુલ્તવી રાખો. જ્યારે આપને આરામ થઇ જશે ત્યારે એને લગતી વાતચીત કરીશું."

દર્રાર—તો ગોયા તમો મુરતદ થઇજ ગયા. ખુદા કરે મારો ખ્યાલ ગલત હો. કોઇ અકલમંદ નથી ચાહતો કે તે અંધકારમાંથી રવશનીમાં આવી પાછો અંધકારમાં ચાલ્યો જાય. યુકન્ના હું આ વખતે બેચયન છું. તમો એક વખ્ત કહીદો કે મુરતદ નથી થયો.

મુકન્નાને આ વખત જોશ ચઢી આવ્યો. એનો ચેહરો લાલ થઇ ગયો. તે જોશની હાલતમાં કંઇ કહેવાવાળો હતો કે પાછો સ્વસ્થ થયો. તેણે પોતાની તબીયત પર કાબુ મેળવી કહ્યું, "આપ બેચયન ન થાઓ. જે વખતે ખુદા આપને સેહહત બતા..............."

દરીરે એક આહ મારી વાત કાપી કહ્યું, "સેહત! એટલે મને સારૂં થઇ જશે. ભલા જે માણસના બદન પર પુરી ચૌદ તરવારો પડી હોય અને એ તરવારોએ ગોશ્ત અને રગો કાપી નાખી હોય કે શરીરમાં એકે ટીપું બાકી ન રહ્યું હોય, એને કેવી રીતે આરામ થઇ જશે! બસ મને તો સેહહત થઇ ચુકી."

મુકન્ના—જે દાકતર આપનો ઇલાજ કરે છે તે અઝીમ રૂમનો ખાસ દાકતર છે. ઘણોજ તજરૂબાકાર અને હોશીયાર છે. તે કહેતો હતો કે ઇન્શાઅલ્લાહ આપને આરામ થઇ જશે.

દરીર—ખુદાને ખબર. મુકન્ના, ઇસ્લામી લશ્કરમાં મારી એક બહેન છે. એનું નામ ખોવલાહ છે. અમે બન્ને ભાઇ બહેનોમાં ઘણીજ મુહબ્બત છે. આહ તે મારી ગીરફતારીની ખબર સાંભળી ઘણીજ ગમગીન થતી હશે........

હજુ દરારનું વાકય પુરૂં થયું નહોતું કે અર સાલુસ આવી પહોંચ્યો. તે પણ એક કુરસી કોચ પાસે ખેંચી બેસી ગયો. દરીરે પાછું કહેવા માંડયું, "મુકન્ના, મારી બહેન મારી ગીરફતારીની ખબર સાંભળી ઘણીજ ગમગીન થઇ હશે...કેવી રીતે એણે સબ્રહ કર્યો હશે! તે રડતી હશે, કોણ એને તસલ્લીઆપતો હશે! આહ! મારી ઝઇફ ઉમ્ર વાલીદહ વતનમાં છે! તે સર ઝમીને અરબમાં મદીનહ મુનવ્વરાહની અંદર બેઠી મારી વાપસીનો ઇન્તેઝાર કરી રહી છે. તે મારી ગીરફતારીની ખબર સાંભળી કેટલી બધી અન્દોહનાક થઇ હશે! ખુદાયા! તે કેવી રીતે ઝબ્તો સબ્ર કરશે?!"

આમ કહેતાં કહેતાં દરારનું દીલ ભરાઇ આવ્યું. એના આંસુઓ જારી થઇ ગયા. એમની એવી હાલત જોઇ લુસી પણ રડવા લાગી. મુકન્ના તથા અરસાલુસ પણ ગમગીન થયા. દરીરે પાછું કહેવા માંડયું, "હું સર ઝમીને હેજાઝથી જેહાદ કરવા આવ્યો હતો. મારી વાલીદાએ મને ખુશીથી જેહાદ કરવાની રજા આપી હતી. તેઓએ દુઆ દીધી હતી કે હું ત્યાં સુધી મુઝફફર અને મનસુર થતો રહું કે મારો આખેરી વખ્ત આવી પુગે. અને જ્યારે મરૂં તો મયદાને જંગમાં શહીદ થાઉં. એજ મારી તમન્ના હતી. આહ કીસમતની કોની ખબર હતી કે ચાર પાઇ પર પડી એડીયો રગડી રગડી મરવાનું લખ્યું છે. મુકન્ના તમો શું મારા પર એ એહસાન કરી શકો છો?"

સુકન્નાની આંખોમાં આંસુઓ ભરેલા હતા. તેણે જવાબ આપ્યો, "એહસાન ? હું કયો એહસાન કરી શકું છું ? અલબત્તાહ, મારી ખાહીશ છે કે હું આપની ખીદમત કરૂં. હું ખીદમત કરવા, હર વખ્ત તઇયાર છું."

દર્રીર—સુકન્ના તમારો શુક્રિયહ. તમો ઘણા નેક અને ખુદા તરસ ઇન્સાન છો. સાંભળો, હું મારી હાલતથી મુસલમાનોનેવાકેફગાર કરવા ચાહું છું. શું તમો કોઇ કાસિદને ઇસ્લામી લશ્કરમાં મોકલી શકો છો ?

સુકન્ના આ વાત સાંભળી સન્નાટામાં આવી ગયો હરકુલ આઝમને એવો વહેમ હતો કે થોડાક ખ્રિસ્તીઓ મુસલમાનોથી મળેલા છે. અને તેઓ ખ્રિસ્તીઓની ખબરો છાની રીતે મુસલમાનો પાસે મોકલાવતા રહે છે. તે એવા માણુસોની તલાશમાં હતો. તેણે ઘણા જાસુસો એ કામ માટે રોકી દીધા હતા. કેટલાક માણુસો એ શકથી પકડાઈને સઝા પણ ભોગવી રહયા હતા. કોઇ પણ માણુસ અન્તકીયાના કેટની બાહેર એ વખ્ત સુધી જઇ શકતો નહોતો. જયાં સુધી તે ખાસ કારણ બાહેર જવાનું ન જણાવે. એવી રીતે બાહેર જવાવાળાઓની ઝડતી પણ લેવામાં આવતી. સુકન્ના જાણતો હતો કે કોઇ પણ કાસિદને ઇસ્લામી લશ્કરમાં મોકલવો જોખમથી ખાલી નથી. જો કાસિદ પકડાઇ ગયો અને તેણે ભેદ ઝાહેર કરી દીધો તો પછી ખયરીયત નથી. તે આવા સબબથી ખામોશ થઇ ગયો.

આ વખતે અરસાલુસની આંખોમાં આંસુઓ ભરેલા હતા. એ ધારતો હતો કે દર્રીરને આરામ થાય એવી કોઇ સુરત નથી. એક એવા માણુસની ખાહીશ રદ કરવી જે દુન્યામાં થોડાકજ દીવસનો મેહમાન હોય એ એને પસંદ નહોતું. એણે સુકન્નાને સંબોધી કહયું, "શું આપને કાસીદ મોકલવામાં કંઇ આનાકાની છે ?"

સુકન્ના — શું આપ જાણતા નથી કે આ ઝમાનો કેટલો બધો ગુંચવણભરેલો છે ? જો કોઇએ અઝીમ રૂમને ખબર પહોંચાડી દીધી તો લેવાના દેવા પડી જશે.

અરસાલુસ—એની ચીંતા ન કરો. જો કાસીદ પકડાઇ જશે તો હું અઝીમ રૂમને મળી તમામ હકીકત કહી દઇશ. અને તેઓ આપથી કંઇ પણ તપાસ કરશે નહીં.

દર્રીર ખામોશ પડયા. એ બન્નેની વાત ચીત સાંભળી રહયા હતા. તેમણે કહયું, " જો સંકટ અને ચીંતાનો મુકાબલો હોય તો રહેવાદો. એક બેકસ અને બેબસ જે થોડાક દીવસનો મેહમાન છે તેના માટે નુકસાન ન ઉઠાવો."

દર્રીરે આ વાકય કંઇ એવા લેહઝામાં ઉચ્ચાર્યું કે સુકન્નાનો બધો વીચાર પલટાઇ ગયો. એણે કહયુ, "મુકદ્દસ હસ્તી ! હું તમારા માટે મારી જાન પણ ખતરાની નઝર કરી દઇશ. કોઇ ભરોસાવાળા કાસિદને ઇસ્લામી લશ્કરમાં મોકલીશ તમે તમારો પયગામ લખાવો."

દર્રાર મશકુરાનહ નઝરે મુકન્નાને જોઇ કહ્યું. "જઝાકલ્લાહ, લખો "

મુકન્ના, કલમ, દવાત અને ચામડું લઇ લખવા બેસી ગયો. દર્રારે કહ્યું, "હું કેટલાક અશઆર લખાવીશ. જરા સારી રીતે લખજો."

મુકન્ના—આપ ફીકર ન કરો. હું એક એક મીસરો સારી પેઠે લખીશ.

હવે દર્રારે લખાવવું અને મુકન્નાએ લખવું શુરૂ કર્યું.

(ઉર્દુ પુસ્તકમાં અરબી અશઆર આપેલા છે. આપણા ગુજરાતમાં અરબી ભાષા સમજનાર ગણ્યાગાંઠ્યાજ હશે. માટે અરબી અશઆરનો મતલબ અત્રે આપવામાં આવ્યો છે, તે બદલ વાંચકોથી દરગુઝર ચાહુ છું. અ. પી. બી )

"મારો સલામ મકકા અને મદીનાના રેતીના ઢગલાઓને છે. મારી આરઝુ બયતુલ્લાહમાં (મકકા) મરવાની હતી, તે એ વાસ્તે કે ત્યાં મારી ઝઇફ માં હયાત છે. તે એટલા ઘરડા છે કે તેમનામાં કામ કરવાની તાકત નથી, તેમજ જે મુસીબતો નાઝિલ થાય તે પણ વેઠી શકે તેમ નથી. હું તેમનો ખાદીમ અને કામ કરવા- વાળો હતો. એમની રઝામંદી ચાહતો હતો. અને તંગી અને ગરીબાઇમાં પણ ખીદમત કરતો હતો. હું ફકત ખુદાને ચાહતો હતો, બીજા કોઇને નહિ. અને મેં જેહાદ કર્યો મલઉનોના સાથે તેઝીથી, અને મેં ખુશ કર્યો ઘણા સારા માણસને એટલે કે હ. રસુલે ખુદા (સ. અ. વ.) ને. કદાચ હશ્રને દિવસે મારી મુરાદ પુરી થાય. એવીજ રીતે મારી બહેને પણ કાફિરો સાથે જેહાદ કર્યો અને તે મારાથી જુદી થઇ નથી. નેઝાબાઝીમાં હીમલા આવર અને હમદમાની વખતે. તે કહે છે કે જુદાઇનો વખત પાસે આવી લાગ્યો. અયં મારા ભાઇ, મને જુદાઇ પર સબ્ર નહી થાય. તમો બન્ને એના ભાઇની તરફથી તેને દુઆ પહોંચાડો અને કહો કે બેકસ ગરીબ કાફીરોની વચ્ચે મરી ગયો. બુઠ્ઠી તરવારોથી કાપ્યો. એટલા માટે કે ઇસ્લામની મદદ જે ઘણી પાક મદદ છે. અને તમો કહો કે દર્રાર બેડીઓ પહેરેલી હાલતમાં કયદ છે. વતનથી દુર અને સખ્તીમાં છે. જો મારા દોસ્તો મારી હકીકત પુછે તો તેમને કહો કે, મારા આંસુઓ જારી છે. હું મરી જાઉં તો તમો બન્ને માટીમાં છુપાવી દેજો. ખુદા તમને બરકત આપશે. અને તમો મારી કબ્ર પર લખી દેજો કે, "આ મુસાફર હતો અને વળી બેકસ.'

દર્રાર અશઆર લખાવતાજ હતા. અને રડતા જતા હતા. આ અશઆર કંઇ એવા દર્દ અંગેઝ હતા કે એમને સાંભળી મુકન્ના, અરસાલુસ, અને નાઝ આફરીન લુસીના પણ આંસુઓ જારી થઇ ગયા. જ્યારે દર્રાર લખાતા રહયા તો એ ત્રણેએ આંસુઓ રૂમાલથી સાફ કર્યા. અરસાલુસે ઠંડો સાંસ ભરી કહ્યું, "ખુદા ગરીબુલ વતન (પરદેસી) બે કસો મજબુર કોઇને ન કરે. '

મુકન્નાએ આહ મારી કહ્યું, " આ અશઆરોમાં કંઇ એવો દર્દોગમ કુટીકુટીને ભર્યું છે, કે મારા દીલના ટુકડા થઇ જાય છે. ખુદાયા ! દર્રારને આરામ કરીદે "

કુરવશ લુસીના ફુલ જેવા ગાલો પર પાછા આંસુઓ જારી થઇ એવી રીતે વહેવા લાગ્યા જેમકે ગુલાબના ફુલ પરથી ઝાંકળના ટીપા ટપકે છે.

દર્રારે લુસીને સંબોધી કહયું, "નુરચશમી, મારી બહેન ખેલાહ તારીજ ઉમરની છે. તે તારી પેઠે ખુબસુરત પણ છે. તને જોઇ મને મારી બહેન યાદ આવી જાય છે. તું મારી સામે બેસી રડયા ન કર. હું તને આમ રડતાં જોઇ શકતો નથી. આહ! મારી બહેન!.........હાય! તે પણ તારી પેઠે રડતી હશે! એને કેવી રીતે ચયન પડતું હશે! મારી હમશીરા (બહેન)...... હું કેવી રીતે તારી પાસે તને તસલ્લી દેવા માટે પહોંચું. ખુદાયા! તુ એને સબ્ર અત! ફરમાવજે."

લુસી એ સમજીને કે દર્રારને મારા રોવાથી તકલીફ થાય છે, ખામોશ થઇ ગઇ. એણે રેશમી રૂમાલથી પોતાની હોશરૂબા આંખો, અને ફુલ સરખા ગાલ સાફ કર્યા અને ગમો હસરતની નઝરે દર્રારને જોવા લાગી.

અરસાલુસે યુકન્નાને કહયું, 'હવે આપનો વાયદો પુરો કરો. કોઇ કાસિદને બોલાવી એને ઇસ્લામી લશકરમાં રવાના કરીદો."

"હું મારો વાયદો ઝુરૂર પુરો કરીશ" એમકહી યુકન્ના ઉઠયો અને કમરામાંથી બાહેર ચાલ્યો ગયો.

નાઝુક અન્દામ લુસી દર્રાર પરથી માખો ઉડાડવા લાગી. લુસી દીલથી ચાહતી હતી કે કોઇ પણ રીતે દર્રારને બને તેમ જલદી આરામ થઇ જાય. પરંતુ તે જોઇ રહી હતી કે દર્રારની હાલત નાઝુક છે. એને એનો ઘણોજ સદમો હતો. કેમકે તે નાઝુક હતી, એથી એના પ્યારા ચેહરા પરથી ગમો સદમાના ચીન્હ તુરત દેખાઇ આવતા હતા. દર્રારે એની એ કયફીયત જોઇકહયું, "કુર્રતુલ અયન! (આંખનું તેજ) તમો બીલકુલ ગમ ન કરો. જો મારી ઝિન્દગી છે તો બચી જઇશ. અને જો ઝીંદગી નથી તો બચવું નામુમ્કીન છે. ખુદા દુઆઓને સાંભળે છે, માટે તમો મારા માટે દુઆ માગ્યા કરો."

લુસી કંઇ કહેવા જતી હતી, કે યુકન્ના એક ખ્રિસ્તીને પોતાની સાથે લઇ કમેરામાં દાખિલ થયો. તેણે અરસાલુસને સંબોધી કહયુ, "મને ફકત આએજ માણસ પર પુરો વિશ્વાસ છે. ભરોસો છે કે એને સોંપવામાં આવેલી ખીદમત ઘણીજ ખુબીથી પુરી કરશે. જો ખુદા નખાસ્તા તે ગીરફતાર થઇ જશે તો પણ મારા પર આંચ આવવા દેશે નહીં."

અરસાલુસ—ઘણી સારી વાત છે. એને તમોએ સર્વે વાતો સારી પેઠે સમજાવી દીધી છે.?

યુકન્ના—હા, સારી પેઠે.

અરસાલુસે આવેલા ખ્રિસ્તીને સંબોધી કહયું, "ખ્રિસ્તી બીરાદર! તમોને મુસલ્માનો

પાસે મોકલવામાં આવે છે. સુકન્નાને તમો બધા કરતાં વધુ ભરોસો છે. એથી એ વીશ્વાસનો વીશ્વાસઘાત ન કરતા.

ખ્રિસ્તીએ માથુ નમાવી જવાબ આપ્યો, " મને ફખ્રે સુસરંત છે કે આદીલ બાદશાહને મારા પર ભરોસો છે. મને સઘ વાતો સમજાવી દેવામાં આવી છે. હું રાજદારીના મોકા સારી પેઠે સમજુ છું. મરી જઇશ પણ ભેદ ઝાહેર કરીશ નહી."

અરસાલુસ— શાબાશ, વફાદારોનો એવોજ કાયદો છે.

દર્શીરે પેલા ખ્રિસ્તીને સંબોધી કહયું, 'અય ખ્રિસ્તી કાસિદ, ખુદા વાસ્તે મારો સલામ બધા મુસલમાનોને પહોંચાડી દેજે. મારી અઝીઝ બહેનને પણ સલામ કહેજે, અને વધુમાં જણાવજે કે દર્શીર મરતાં દમ સુધી તમોને યાદ કરી રહયો હતો. એને કહેજે કે માગ મરવાનો ગમ ન કરે ખુદાને મન્ઝુર નહોતું કે હું અને તમો થોડાક દીવસ સાથે રહીએ સબ્રો- શુક્ર કરો. જો મુસલમાનો અન્તાકીયા ફતેહ કરીલે તો તમો મારી કબ્ર પર આવી મારી બખ્શીશ માટે દુઆ માગજો.''

આ સાંભળી અરસાલુસ અને સુકન્ના ઘણાં બેચયન થયા. કાસિદ પણ ગમગીન થયો. લુસી ઘણીજ ગમનાક થઇ. થોડી વાર પછી કાસિદ રવાના થયો. દર્શીરે કાસિદને વહેલો અને ખયરત સાથે પહોંચવાની દુઆ દીધી. કાસિદ દુઆઓના સાયામાં રવાના થયો. જ્યારે કાસીદ રવાના થઇ ગયો, તો દર્શીર પર બેહોશીએ હુમલો કર્યો. અરસાલુસ, સુકન્ના અને લુસી દવા કરવા અને તીમારદારીમાં મશગુલ થયા. શું દર્શીરને આરામ થયો? તેમનો કાગળ ઇસ્લામી લશ્કરમાં પહોંચ્યો? એ હવે આપણે આવતા પ્રકરણમાં વાંચીશું.



# પ્રકરણ ૧૫ મુ.

## રહસ્ય ભેદક—સંદેશો —પયગામ

ઈસ કદ્ર રંજો અલમ હય દુરીએ મહેબુબ સે
કુચ્છ ન રોએ આહ ગર હમ ઉમર ભર રોયા કીએ.

મુસલમાન ઘણાજ ગુસ્સો ગઝબની હાલતમાં સફર કરી રહયા હતા. દરીર અને તેમના સાથીઓની ગીરફતારીથી તો એમને મગમુમ અને ચીંતાતુર કરી દીધા હતા. પરંતુ અઝરાના ગુમ થવાથી એમને ગઝબનાક કરી દીધા હતા. એમની સામે એવી શાહદી પડી ચુકી હતી કે ખ્રિસ્તી અઝરાને બળાત્કારે લઈ ગયા છે. તેથી તેઓ ઘણાંજ ગુસ્સે થઈ રહયા હતા. એમણે એવો ઠરાવ કરી લીધો હતો કે હવે તે ખ્રિસ્તીઓની સાથે કોઈ પણ જાતની છુટછાટ નહીં કરે. જ્યારે તેઓ કોઈ એવા ખ્રિસ્તીને જોતા હતા જેઓએ હજી સુધી જઝીયો આપ્યો નહોતો, તો તેમની આંખોમાં ખુનં ઉતરી આવતું હતું. તેઓ એને એવી કમનો માણસ સમજતા હતા જેણે કમીનાપણું કરી એક દોશીઝહ અરબ છોકરીને ઝબરદસ્તીથી ઉપાડી ગયા હતા.

સાધારણ રીતે ખ્રિસ્તીઓને પણ મુસલમાનોના ગુસ્સો ગઝબની ખબર થઈ ગઈ હતી. તેઓ પોતાના દેશબાંધવોને હમ કૌમોને ખરાબ કહી રહયા હતા, જે અઝરાને ઉપાડી ગયા હતા. જે કસબા અને ગામડા હલબ અને અન્તાકીયાની વચ્ચમાં આવેલા હતા. ત્યાંના રહેવાશીઓ ઘણા ખવફ્ઝદહ થઈ રહયા હતા. એઓ ધારતા હતા કે મુસલમાનો જોશે ઇન્તેકામથી મજનુન બની એમના વતનને તબાહ અને બરબાદ કરી નાખશે, મરદોને કતલ કરી નાખશે, અવરતો બચ્ચાને ગીરફતાર કરી લેશે.

મુસલમાનો ઘણા બંદોબસ્ત સાથે પણ ઝડપથી આગળ વધી રહયા હતા. એમના લશ્કરની પહેલી ટુકડી બીજે દીવસે સવારમાં આઠ વાગે ગમ્મહની પાસે પહોંચી.

આ ગામના કેટલાક માણસોને અઝરાના આવવાની, ગીરજામાં રહેવાની, અને અન્તાકિયા તરફ રવાના થઈ જવાની ખબર હતી. તેઓ ઘણા ગભરાએલા અને પરેશાન થઈ રહયા હતા. કારણ કે જો મુસલમાનોને ખબર થઈ ગઈ કે અઝરા આ ગામમાં આવી હતી, તો મુસલમાનો જુરૂર ગામને ખેદાન મેદાન કરી નાંખશે, એમને લુટી લેશે, ગામને બાળી નાખશે, મરદોને કતલ કરી નાખશે, અને તેમના બાળ બચ્ચાને ગીરીફતાર કરી લેશે, એ પોતે એવું ધારતા હતા. મુસલમાનોની પહેલી ટુકડી જોતાંજ તેઓ એટલા બધા ગમો ફીકરના દરીયામાં ડુબી ગયા કે તેમના ચેહરા ઉપરથી જણાઈ આવતું હતું કે જાણે તેઓજ ગુનેહગાર છે,

ઇસ્લામી લશ્કરની પહેલી ટુકડી ઘણી ઝડપથી આવી રહી હતી, હજી એ ટુકડી ગામથી દુર હતી. ઇસ્લામી પરચમ (ઝંડો) હવામાં ઘણા રોઆબો હાથથી ઉડી રહયો હતો, અરબ સવારો અરબી ઘોડા દોડાવતા આવી રહયા. સુરજના કીરણો લશકરીઓના હથીઆરો પર પડી એવી ચમકો દમદ જયદા કરી રહયા હતા કે જોનારની આંખો અંજાઇ જાય આ લશકરી ટુકડીમાં લગભગ પાંચસો માણસો હતા. એના સરદાર ખાલીદ હતા. ખાલીદ લશકરની વચ્ચોવચ્ચ હતા. આ લશકરને જોતાંજ ખ્રિસ્તીએ બદહવાસ થઇને નાસવા લાગ્યા, કેટલાક જંગલોમાં દોડી ગયા, કેટલાક મરઆશ અને અન્તાકીયા ભણી દોડવા લાગ્યા, કેટલાક તો ઘરમાં પેશી ગયા. અવરતો અને બચ્ચાં ઘણા પરેશાન, મુઝતરીબ, અને ખલફ્ઝદહ થઇ ગયા. મુસલમાનોના આવતાં પહેલાં ગામમાં સનસનાટી ફેલાઇ ગઇ. બાળકો બુમો પાડવા લાગ્યા અવરતો રડવા લાગી અને મરદો આંસુઓ પાડવા લાગ્યા. થોડીકજ વારમાં લશકર ગામમાં દાખિલ થયું જે વખતે આ લશકર ગીરજાની સામે પહોંચ્યું. તો ખાલીદે લશકરને ઉભા રહેવા ફરમાવ્યું. લશકર ઉભું રહી ગયું. ગીરજાના દરવાઝા પર એક ઘરડો ખ્રિસ્તી ઉભો હતો. ખાલીદે તે બુઢાને પોતાની પાસે બોલાવ્યો. આથી બુઢાની રૂહ ફના થઇ ગઇ તે થરથરવા લાગ્યો. એનો ચેહરો પીળો પડી ગયો. જ્યારે તે ખાલીદની પાસે પહોંચ્યો તો તેણે તઅઝીમને માટે સીજદો કરવા ચાહયો. ખાલીદે ગુસ્સાથી કહ્યું, "ખબરદાર ! સીધા ઉભા રહો...શું તમો આ ગામમાં રહો છો ?"

બુઢો ખ્રિસ્તી ધ્રુજી ઉઠયો. તે એટલો બધો ડરી ગયો હતો કે જાણે તે હમણા પડી જશે તેણે કરગરીને કહ્યું, "હુઝુર, હું બદકીસમત, આ ગામમાં રહુ છુ. પરંતુ હઝરત મસીહની કસમ મુસલમાન છોકરીને મેં નસાડી નથી."

ખાલીદ સમજયા કે આ ઘરડા ખ્રિસ્તીને અઝરાની થોડી ઘણી ખબર છે. તેમણે એમ પણ ધાર્યું કે વખતે અઝરા હજી આ ગામમાં હોય. તેમણે ગુસ્સે થઇ કહ્યું, 'બુઢા મીયાં ! તમો જુઠ બોલો છો, તમો અઝરાને નસાડવામાં જરૂર શામીલ છો.'

બુઢો કલાવાલા કરવા લાગ્યો. એણે કહ્યું, "હુઝુરે આલા ! એ કામમાં હું બીલકુલ શામેલ થયો નથી. એતો કમબખ્ત પાદરી લોકો એવી એવી અયોગ્ય હરકત કરી પોતે પણ પરેશાન થાય છે, અને બીજાઓને પણ પરેશાનીમાં નાખી દે છે."

ખાલીદ બુઢાનું કહેવું સાંભળી સમજી ગયા કે અઝરાને સાડવામાં મદદ કરનાર કોઇ પાદરી પણ છે. તેમણે ઘણાજ ગુસ્સાથી કહ્યું, "જુઓ અમોને બધી બાતમી મળી ગઇ છે જેથી તમો સાચે સાચું કહી દો, નહિ તો......"

ઘરડો ખ્રિસ્તી ખાલીદના પગો પર પડી ગયો. ખાલીદે તેને ઉભો કરી કહ્યું, "આ શું બેહુદા હરકત કરો છો ! સીધા ઉભા રહી કહો.. તમો અઝરાની બાબતમાં શું જાણો છો ?"

બુઢે ખ્રિસ્તી ખરેખર દેહશતથી થરથર ધ્રુજી રહયો હતો. તેણે જવાબ આપ્યો, "હુઝુરે આલી ગામના સઘળા રહેવાસીઓ બેકસુર છે. હઝરત મસીહની કસમ ! એ છોકરીને નસાડવામાં મદદ કરવા કોઇ ગયું નથી. હાજીમ મરજબાનના બે ખ્રિસ્તીઓને લઇ ગયો હતો........"

ખાલીદ હાજીમનું નામ સાંભળી ચમકી ગયા. તેઓ હાજીમને સારી પેઠે ઓળખતા હતા તેમણે વાત અટકાવી પુછયું, "શું હાજીમ એ છોકરીને લાવ્યો છે ?

ઘરડે ખ્રિસ્તી—જી હા, તે ખબીસ લાવ્યો હતો. તે પાદરી નકીતા પાસે રહયો. નકીતા બેઉ પાદરી હોવાથી એણે તેને રહેવા દીધો.

ખાલીદ એવું સમજ્યા કે અઝરા હજી આજ ગામમાં છે. તેથી તેઓ કંઇક ખુશ થયા પછી તેમણે પુછયું. "એ નકીતા પાદરી કયાં રહે છે ?"

"ઘરડા ખ્રિસ્તીએ ગીરજા ભણી આંગળી ચીંધી કહયું, "આ સામે દેખાય છે તે ગીરજામાં."

ખાલીદ તુરત ગીરજા ભણી ચાલ્યા. ઘરડા ખ્રિસ્તીએ તેમને રોકી કહયું, "હુઝુરે વાલા ! હવે ત્યાં શું રાખ્યું છે ?"

ખાલીદ ઉભા રહી ગયા. તેમણે પુછયું. "શું ગીરજામાં નકીતા હાઝીર નથી ?"

ઘરડા ખ્રિસ્તીએ શાંતીથી જવાબ આપ્યો, "જી ના, તે તો રાત્રેજ ચાલ્યો ગયો."

ખાલીદ આ સાંભળી ઘણા અફસોસમાં પડયા એમણે પાછું પુછયું, "અને તે મુસલમાન છોકરી ?"

આટલું કહી ખાલીદ ઘણી બેચયનની સાથે જવાબની વાર જોવા લાગ્યા. ખ્રિસ્તીએ જવાબ આપ્યો, "હુઝુર, તે છોકરીને અને તેની સાથમાં બધી નનો તથા રાહીબોને લઇ ગયો."

ખાલીદને સખ્ત રંજ થયો. તેમણે પુછયું, "હવે આ ગીરજામાં કોણ છે?"

ઘરડો ખ્રિસ્તી—કોઇ નહીં. સવારમાં જયારે અમો નમાઝ પઢવા ગીરજામાં ગયા, તો ગીરજામાં કોઇ નહોતું.

ખાલીદ—શું તમોને કઇ ખબર છે કે નકીતા કયાં ચાલ્યો ગયો !

ઘરડો ખ્રિસ્તી—સાંભળ્યું છે કે અન્તાકીયા ગયો છે.

ખાલીદ—તે કયારે ગયો !

ઘરડો ખ્રિસ્તી—એતો ખુદા જાણે. ઘણું કરીને રાત્રીએજ અહીંથી રવાના થઇ ગયો હશે.

જો કે ખાલીદને ઘરડા ખ્રિસ્તીની વાતો પર ભરોસો થઇ ગયો હતો. એને જે કંઇ માહીતી હતી તે સઘળી સાચે સાચ જણાવી દીધી હતી તો પણ તેમણે ગીરજાની અંદર જઇ તપાસ કરવી એ જરૂરી ધાર્યું.

તેમણે એક આરબને સંબોધી કહ્યું, "અબ્દુલ્લા, તમો આ ઘરડા ખ્રિસ્તીની દેખભાળ રાખો. અમો ગીરજાને જરૂર જોઈશું. વખતે અઝરા ગીરજામાં મૌજુદ હોય. અને આ ખ્રિસ્તી આપણને છેતરવાનું કરતો હોય. જેથી અમો પાછા આવીએ ત્યાં સુધી એ કદમ પણ જવા ન પામે."

ઘરડા ખ્રિસ્તીએ કહ્યું, "હુઝુર !........"

ખાલીદે ગુસ્સાથી કહ્યું, "ખામોશ રહો, હું ગીરજામાં જરૂર તપાસ કરીશ.

ખાલીદ ગીરજા તરફ આગળ વધ્યા. ચાર પાંચ મુસલમાનો તેમની સાથે થઈ ગયા. એ બધા ગીરજામાં દાખિલ થયા. આ વખતે ગીરજાની લગતી બધી ઈમારતો ખાલી પડી હતી. તેઓએ ગીરજાના ખુણે ખુણા જોઈ નાખ્યા, પણ તેમને એક પણ માણસ મળ્યો નહીં. મજબુર થઈને તે પાછા આવ્યા. જે વખતે ખાલીદ અને તેમના સાથવાળા ગીરજામાંથી પાછા આવ્યા, તો તેમણે ઘણા ઘરડા ખ્રિસ્તીઓ અને સ્ત્રીઓને ઉભેલા જોયા. એ બધા ઘણા મગમુન, ચીંતાતુર અને પરેશાન હતા. ખાલીદને જોતાંજ તેઓ બધા રડવા લાગ્યા. જ્યારે ખાલીદ તેમની પાસે પહોંચ્યા ત્યારે તેઓ બધા લાઈન બાંધી ઉભા થઈ ગયા. એ ખ્રિસ્તીઓમાંથી એક ખ્રિસ્તીએ કહ્યું, "હુઝુરે વાલા ! અમો આ ગામના રહેવાશીઓ બીલકુલ બેકુસુર અને બેગુનાહ છીએ. અમો કોઈ મુસલમાન છોકરીને નસાડી લાવ્યા નથી તેમ નસાડી લાવનાર સાથે અમારે કંઈ સબંધ નથી. તેમ અમોએ હજી સુધી કોઈ મુસલમાન છોકરીને જોઈ પણ નથી. જેથી અમારા પર રહેમ કરો."

ખ્રિસ્તીઓને રડતા જોઈ ખાલીદને ઘણી ઘણી લાગણી થઈ આવી. તેથી તેમણે કહ્યું, "તમો ગભરાઓ નહી. અમો કોઈ પર જુલ્મ કરીશું નહીં. અમોને એવી ખબર મળી છે કે, અઝરાને આ ગામમાં લાવવામાં આવી અને સવાર થતાં પહેલાં તેને અન્તાકીયા તરફ રવાના કરી દીધી."

આ ઘરડા ખ્રિસ્તીએ જવાબ આપ્યો, "એ બીલકુલ સાચી વાત છે. પરંતુ હું હઝરત મસીહની કસમ ખાઈને કહું છું કે ગામવાળાઓમાંથી કોઈને પણ તેના આવવાની જવાની ખબર નથી."

ખાલીદ—પરંતુ નકીતાએ નનો તથા રાહીબોની સવારી માટે બંદોબસ્ત ક્યાંથી કર્યો?

ઘરડો ખ્રિસ્તી—તે અહીં રાત્રે ગામમાં આવ્યો અને કહેવા લાગ્યો કે અન્તાકીયાના બિશપે આજ્ઞાએ (લાટ પાદરીએ) એને તથા નનો અને રાહીબોને બોલાવ્યા છે. જેથી સવારીઓનો બંદોબસ્ત કરી આપો. અમો લોકો પાદરીઓને ઘણું માન આપીએ છીએ. જેથી તુરત અમોએ સવારીનો બંદોબસ્ત કરી આપ્યો. જો અમોને ખબર હોત કે ગીરજામાં કોઈ મુસલમાન છોકરીને લાવવામાં આવી છે. અને તેને લઈ અન્તાકીયા જઈ રહ્યા છે. તો ખુદાની કસમ અમો હરગીઝ સવારીઓનો બંદોબસ્ત ન કરત. હુઝુરેવાલા, એટલા પરથી પણ અમોને ગુનેહગાર સમજો તો અમો દંડ આપવા તઈયાર છીએ. જો કે આ કામ ખુશીથી નથી તો પણ અમો પાંચસો દીનાર સુર્ખ (સોનાના) નજર કરી શકીશું.

આલીફ સાંભળી ગોર કરવા લાગ્યા. તેમણે થોડીવાર પછી કહ્યું, "ખ્રિસ્તીઓ, જો અમો તમારી આ હકીકતને સાચી માની લઇએ કે તમોને મુસલમાન છોકરીના નસાડવાની ખબર નથી અને એ કાવતરામાં તમો શામેલ નથી થયા તો પણ એ જુરૂર છે કે તમારા ગામનો ગીરજાનો પાદરી જો કે નસાડવામા શામેલ ન હતો પરંતુ અહીંથી અન્તાકીયા લઇ જવામાં જુરૂર શરીક છે. તમારૂં આ ગામ દારૂલ હરબમાં દાખિલ છે. તમારી સાથે અમારી સુલ્હ થઇ નથી. અમો એ પણ જાણીએ છીએ કે જો આવો બનાવ ગરીબ મુસલમાનો સાથે પેશ આવતે એટલે કોઇ ખ્રિસ્તીની છોકરીને મુસલમાન નસાડી લઇ જતે તો એ ગામના બીજા બધા બેગુનાહ મુસલમાનોને કાપી નાખવામાં આવતે. ગામને આગ લગાડી બાળી મુકવામાં આવત. પરંતુ અમો એવુ નહિ કરીએ ન તમારી પાસેથી દંડની રકમ લઇશું. તમો અમારાથી ન ડરો. તેમજ ગભરાઓ નહિ. અમો ફક્ત તમારા પાસે એટલી માગણી કરીએ છીએ કે તમો અમોને એક એવો હોશયાર રસ્તાનો ભોમીઓ આપો, જે બધા રસ્તાઓથી વાકેફગાર હોય અને તે અમોને એવા રસ્તેથી લઇ જાય કે જે પાસે હોય, પછી ભલે તે રસ્તો સખ્ત હોય. એ એટલા માટે કે અમો રસ્તામાંજ નકીતા અને તેના સાથવાળાને પકડી લઇએ."

ખ્રિસ્તીઓ આ વાત સાંભળી ઘણાજ ખુશ ખુશ થયા. તેમણે ખરા અંતકરણ અને સાફ નઇયતથી મુસલમાનોને દુઆ દીધી. તેઓ બધા સાથે પેલો ઘરડો ખ્રિસ્તી જે ખાલીદને સૌથી પહેલાં મળ્યો હતો તે પાછા ચલ્યા ગયા. થોડી વાર પછી ગામના આગેવાન ખ્રિસ્તીઓ મુસલમાનો માટે થોડીક ભેટ લઇ આવ્યા મુસલમાનોએ તેમનો શુક્રીયા અદા કરી ભેટ લેવા ઇન્કાર કર્યો. એ ખ્રિસ્તીઓમાંથી એકે કહ્યું. અમો લોકો આપના ઘણાંજ મશકુર છીએ અમોને કહેવામાં આવ્યુ હતુ કે મુસલમાનો જાલીમ, ડાકુ, અને બે રહેમ છે. પરંતુ તજરૂબાએ બતાવ્યુ કે એ બધી તોહમતો છે. જે મુસ્લીમ કોમની તરફ ફેલાવવામા આવે છે. અમારી કોમના કોઇક બદ્દ આચારી, શરીર, અને બદમાસ લોકો એ એક મુસલમાન છોકરીને નસાડી હતી, તે છોકરી આ ગામના ગીરજામાં રહી. એ ગીરજાનો પાદરી તેને અન્તાકીયા લઇ ગયા. આપને એ બધી હકીકત માલુમ થઇ ગઇ. જેથી થવુ તો એ જોઇતુ હતુ કે આપ ગયબે ગજબમાં આવી તરત આ ગામને બરબાદ કરી નાખત. પરન્તુ આપે એમ કર્યું નથી. બલ્કે અમારી સાથે ઘણીજ શરાફત અને ઇન્સાનીયતથી વરત્યા છો. અને અમારી પાસેથી દંડની રકમ ન લઇ અમોને હમેશ માટે ગુલામ બનાવી લીધા છે. અમારી દીલથી દુઆ છે કે ખુદા તમોને લશ્કરે આજમ પર ફતેહ આપે. તમા બધા માથા ફરેલ હાકેમોને શીકસ્ત આપો. મુલ્કે શામમાં પુર્વથી પશ્ચિમ સુધી તમારી હુકુમત કાયમ થાવ. અમો અમારી કોમની હકુમત ચાહતા નથી. તે જાલીમોની હકુમત છે. અમો તમારા ઝંડા તળે

રહેવા માગીએ છીએ. તમો આદીલ, રહેમદીલ અને ખુદા તરસ છો. એવાજ લોકો પુજા કર્યા કરે છે. અમો આ નવજુવાન (એક ખ્રિસ્તી ભણી ઇશારો કરી) ને લાવ્યા છીએ; એનું નામ ગવરસ છે. એ બધા રસ્તાઓથી વાકેફગાર છે. એના પર આપ ભરોસો રાખજો. એ આપને રસ્તો દેખાડશે.

ખાલીદે ખ્રિસ્તીઓનો શુક્રિયા અદા કર્યો. અને તેમને વાપસ જવાની રજા આપી. ખ્રિસ્તીઓ ચાલ્યા ગયા. મુસ્લીમ લશકરને આ જગાએ ઘણીવાર રોકાવા પડેલું તેથી દુરથી આખું ઇસ્લામી લશકર આવતું નજરે પડયું. ઇસ્લામી અલમ (ઝંડો) હવામાં ઉડી રહ્યો હતો. તડકો મહલોના કળસો પર પડી ચમક પેદા કરી રહ્યો હતો. એ લશકર પણ ઝડપ ભેર આવી રહ્યું હતું. મુસલમાનો જોશો ગજબમાં આવી ઘણીજ ઝડપથી આગળ વધી રહ્યા હતા. તેઓ ખાલીદના લશકર પાસે આવી ઉભા રહ્યા. ખાલીદ આગળ વધી અબુ અબીદા પાસે ગયા, અને તેમણે સર્વ હકીકત કહી સંભળાવી જે એમની તપાસમાં જણાઇ હતી. અબુ ઉબયદાએ એ વીચારથી કે શાયદ તે નકીતા અને તેના સાથીઓને રસ્તામાંજ પકડી લે તરત લશકરે ઇસ્લામીયકને ઝડપથી કુચ કરવા હુકમ કર્યો. ગોરસ રસ્તો બતાવવા આગળ આગળ ચાલવા લાગ્યો. મુસલમાનો ઘણી ઝડપથી આગળ ચાલવા લાગ્યો.

ધીમે ધીમે તમામ ઇસ્લામી લશકરને અજનાદું ગમમાંહમાં આવવું અને ત્યાંથી આજેજ સવારમાં અન્તાકીયા તરફ રવાના થઇ જવાની ખબર થઇ ગઇ. તેથી તેઓ વધુ જોશો ગજબમાં ભરાઇ ગયા. તેઓ ઇચ્છતા હતા કે તેમને પાંખો લાગી જાય અને ઉડીને નકીતાને જઇ પકડી લે. કોઇ પણ લશકરે આટલી ઝડપથી કુચ કરી નહી હોય જેટલી આજે આ લશકર કરી રહ્યું હતું. આ લશકર ઘણી જલદી રાવનદાનની સરહદમાં પહોંચી ગયું.

રાવનદાન એક મશહુર કીલ્લો હતો. એ કીલ્લાના હાકેમનું નામ તાસીલ હતું. તે ઘણો બહાદુર અકલમંદ અને રઅયત પરવર હતો. જ્યારે તેણે પોતાની સરહદમાં મુસલમાનોના આવ્યાની ખબર સાંભળી તો તે પોતાની સાથે બીજા દરબારીઓને લઇ મુસલમાનોનો સત્કાર કરવા તેમની સામે હાજર થયો. તેણે જઝીયો આપવાની શરતે મુસલમાનો સાથે સુલેહ કરી લીધી. મુસલમાનોને તાસીલના કહેવાથી માલુમ પડયું કે નકીતા અહીં આ આવ્યો હતો અને અન્તાકીયા તરફ ચાલ્યો ગયો તાસીલે વધુમાં જણાવ્યું કે જો તમો ઝડપથી કુચ કરો તો વખતે તેને રસ્તામાંજ પકડી લેશો. આ સાંભળતાં લશકર પાછું ઝડપભેર આગળ વધવા લાગ્યું. હવે આ લશકર એક ઘણાજ ખુશનુમા મેદાનમાં પહોંચ્યું. આ મેદાન ઘણુંજ પુરબહાર અને સરસબજ હતું. કુદરતે આખા મેદાનને લાજવરદી ખીલઅત આપી હતી જે બાજુ નજર જતી હતી સબુજમ ઘાસ હવામાં લહેરો મારતું નજરે પડતું હતું. જ્યારે ઇસ્લામી લશકર આ

પુરબહાર મેદાનમાં પહોંચ્યા ત્યારે સુરજ ગુરૂબ થવાની તૈયારીમાં હતો. ગુરૂબ થતા સુરજની પીળીપીળી કીરણો. લીલાછમ ઘાસ પર આળટતી બહુજ દીલ ફરેબ દેખાઇ રહી હતી. આ મેદાનમાં કેટલાક ઝરણા હતા જે વાંકા ચુંકા વહી મેદાનની જમીનને પાણી પુરૂં પાડતા હતા ખ્રીસ્તીઓ આ મેદાનને બલાત કહેતા હતા.

મુસલમાનોએ આ મેદાનમાં મુકામ કર્યો તેમણે ઝટપટ તંબુઓ ઉભા કરી લીધા. સુરજ ગુરૂબ થતાં પહેલાં આ લશકરે પડાવ નાખી દીધો મોટા મેદાનમાં મગરેબની નમાજ પઢી. જ્યારે તેઓ નમાઝ પઢી ચુકયા અને મુસલમાનો પોત પોતાના તંબુ તરફ જવા લાગ્યા, ત્યારે અબુ અબીદહ હજી સુધી લીલી ઘાસ પર બેસી આ દીલફરેબ મેદાન જોઇ રહયા હતા. એવામાં એકા એક તેમણે આ મેદાનની એક બાજુએથી શોરો ગુલનો અવાજ સાંભળ્યો. તેઓ તે બાજુ ધ્યાન પુર્વક જોવા લાગ્યા. તમણે ધાર્યું કે મુસલમાનોએ નકીતા અને તેના સાથવાળાને ગીરફતાર કરી લીધા હશે. અગર તેની કઇ ખબર મળી હશે. એ વીચારથી તેઓ ખુશ થયા. એમની ઇચ્છા એવી હતી કે વહેલામાં વહેલી તકે આ શોરો ગુલના સબબ માલુમ થઇ જાય.

આ વખતે સુરજ ગુરૂબ થવાની ઘણી વાર થઇ ચુકી હતી. રાતનો અંધકાર ધીમે ધીમે દિવસના અજવાળાને હટાવી પોતાનું રાજ કાયમ કરી રહયું હતું. દુરની ચીજો નજરે પડતી નહોતી. જે બાજુએ શોરો ગુલ થઇ રહયો હતો. તે જગા દુર નહોતી. પરંતુ અંધારૂં થઇ જવાથી કંઇપણ દેખાતું નહોતું કે ત્યાં શું થઇ રહયું છે.

અબુ ઉબયદાની પાસે થોડાક પ્રખ્યાત અરબ જેવા કે ખાલીદ, મયસરહ બીન મસરૂક, રફ્અ, માલીક ઉશતર અને આમાર વગેરે બેઠા હતા. અબુ અબીદહએ કહયું. ખુદા જાણે આ શોરો ગુલ કેમ થઇ રહયો છે.

ખાલીદ—ખુદાને ખબર વખતે નકીતા પકડાઇ ગયો હોય.

અબુ ઉબયદા—મારો પણ એજ ખ્યાલ છે. ખુદા કરે આપણને અઝરા મળી જાય. મારાથી બાઇ આમીરનો ગમ જોઇ શકતો નથી. તેની હાલત ઘણી કરૂણ થઇ ગઇ છે.

ખાલીદ—ઇન્સાન કોઇના મરી જવાથી સબર કરી શકે છે. પરંતુ ગુમ થએલા પર સબર નથી કરી શકતો.

અબુઉબયદ—બેશક સાચી વાત છે.

હવે કેટલાક મુસલમાનો એક ખ્રિસ્તીને ચારે બાજુએથી ઘેરી અબુ અબીદહની સામે આવ્યા એમાંથી એક મુસલમાને કહયું. યા સાલારે આઝમ આ ખ્રિસ્તી ઇસલામી લશકરમાં પેશી જવાની કોશીશ કરી રહયો હતો. તેથી અમો તેને ગીરફતાર કરી લાવ્યા છીએ,

અબુ ઉબયદાએ પેલા મુસલમાનને પુછ્યું કંઇ માલુમ પડયું છે આ આદમી કોણ છે? કયાંથી આવ્યો છે? અને શા માટે છરલામી લશકરમાં પેસવા માટે કોશીશ કરી રહ્યો હતો?

તે મુસલમાનોએ જવાબ આપ્યો, તેને પુછવામાં આવ્યું પણ તે તો જવાબજ આપતો નથી. ફક્ત એટલું કહે છે કે મારે જે કંઇ કહેવું હશે તે હું તમારા સરદારને કહીશ.

અબુ ઉબયદા–સારૂં. એને મારી પાસે લાવો.

ખ્રિસ્તી પોતેજ આગળ વધ્યો. અને સાલારે આજમને સલામ કર્યો. અબુ અબીદહએ તેને પુછ્યું એ ખ્રિસ્તી બીરાદર, તમો કોણ છો? કયાંથી આવ્યા છો?

આ ખ્રિસ્તીએ જવાબ આપ્યો હું કાસદ છું અને અન્તાકીયાથી આવી રહયો છું.

બધા મુસલમાનોને ઘણી નવાઇ લાગી. અબુ અબીદાએ પછુ પુછ્યુ શું તમોને હરકુલ આજમે મોકલ્યા છે?

ખ્રિસ્તી–જી ના હું યુકન્નાનો કાસદ છું. અને એક મરણ પથારીએ પડેલા મુસલમાનનો પયગામ લાવ્યો છું.

અબુ અબીદહ—ખ્રિસ્તી બીરાદર બેશી જાઓ શું તમારી પાસે કોઇ કાગળ છે?

ખ્રિસ્તી બેશી ગયો એણે સીલ કરેલો કાગળ કાઢી અબુ ઉબયદાને આપ્યો. અબુ ઉબયદા એ કાગળ ઉઘાડી વાંચવા માંડયો. કાગળ વાંચતાં વાંચતાં તેમના આંસુ જારી થઇ ગયા. બધા મુસલમાનો જે આ વખતે તેમની પાસે બેઠેલા તેમજ ઉભેલા હતા, તેઓ ગભરાઇ ગભરાઇને તેમને જોવા લાગ્યા. જ્યારે તેઓ આખો કાગળ વાંચી રહયા તો તેમણે ઠંડો શ્વાસ ભરી કહયું. મુસલમાનો ગજબ થઇ ગયો. સંગદીલ ખ્રિસ્તીઓએ દર્રારને જખ્મી કરી નાખ્યા છે. તેમની હાલત ઘણી નાજુક છે. આ કાગળ દર્રારનો છે. તેમણે પોતાની હાલતનો હાલ અશઆરોમાં લખાવ્યો છે. ખુદાની કસમ જો દર્રાર મરી ગયા તે હું ખ્રિસ્તીઓથી એવો સખત ઇન્તેકામ લઇશ કે આખી દુન્યા થરથરી જશે. સાંભળો. હું તમોને દર્રારના અશઆર સંભળાવું છું જુઓ કેટલા બધા દર્દઅંગેજ છે.

અબુ ઉબયદાએ અશઆર સંભળાવવા શરૂ કર્યા. આ અશઆર સાંભળી બધા મુસલમાનોના આંસુઓ જારી થઇ ગયા. ઘણા મુસલમાનોએ આ અશઆરોને મોઢે યાદ કરી લીધા. અબુ ઉબયદાએ અશઆર પુરા કરી કાસદને સંબોધી કહયું જો તમોને કંઇ ખબર હોય તો વીગતવાર કહી સંભળાવો.

પ્રિય વાંચકો સમઝી ગયા હશો. કે આ તેજ કાસદ હતો જેને યુકન્નાએ મોકલાવ્યો હતો. તેણે તમામ હકીકત જેવી કે મુસલમાનોનું કેદ થઇ અન્તોકીયા આવવું. હરકુલ આજમ અને રાફેઅની વાતચીત. દર્રારનું જખ્મી થવું અને યુકન્નાએ

તેમનો ઇલાજ કરવો વીગેરે સવીસ્તર કહી સંભળાવ્યું. આ હકીકત સાંભળી મુસલમાનો ગુસ્સે થયા અને રંજ પણ થયો.

જ્યારે કાસદ બધી હકીકત કહી ચુક્યો ત્યારે અબુ ઉબયદાએ તેને આરામ કરવા કહ્યું. અને પોતે સરાપરદા (મુસ્લીમ ખાતુનોના તંબુ) તરફ રવાના થઇ ગયા. સરાપરદા પાસેજ હતો. તેઓ ઘણી જલદી ત્યાં પહોંચી ગયા, તેમણે પરદો કરવા હુકમ કર્યો બધી ખાતુનોને અબુ ઉબયદાના આવવાની ખબર થઇ ગઇ, અબુ ઉબયદા એ વખતે સરાપરદા પર જતા જ્યારે કોઇ નવી હકીકત થઇ હોય. એટલા માટે એમનાં આવવાની ખબર થતાંજ બધી મુસ્લીમ ખાતુનો એક જગાએ ભેગી થઇ જતી અને અબુ ઉબયદાને જે કંઇ કહેવું હોય તે કહી સંભળાવતા. આજે પણ તેમના આવવાની જાણ થતાંજ ખાતુનો એક જગાએ ભેગી થવા લાગી, કેટલી ખરડી ખાતુનો પરદો કરવાના કામમાં લાગી ગઇ.

લયલા પણ અઝરાના ગુમ થયા બાદ સરા પરદામાં રહેવા લાગી હતી. તે પણ અબુ ઉબયદાના આવવાની ખબર સાંભળી એટલા માટે આવી હતી કે વખતે અઝરાની કંઇ ખબર મળે.

લયલા હવે પહેલા જેવી લયલા રહી નહોતી તે ઘણી કમજોર અને દુબળી થઇ ગઇ હતી અઝરાના ગુમ થવાના ન ઉપાડી શકાય એવા સદમાઓએ સુકાઇ ગઇ હતી. તે દીવસનો ઘણો ભાગ અઝરાને યાદ કરી રોવામાં પુરો કરતી. એની આંખો સુઝી ગઇ હતી. એના ચહેરા પર હરવખત માયુસી અને હસરત વરસતી રહેતી હતી જ્યારે પણ તેને અઝરા કે કયસ યાદ આવતા તો તે વખતે એ એટલું બધું રડતી કે જોનાર પણ રડયા વગર રહે નહી. જો બીજી ખાતુનો પાસે ન હોત તો તે ખરેખર દીવાની થઇ જાત. ખાતુનો તેને દરેક વખતે તસલ્લી અને દીલાસો આપતી રહેતી. એને જાણ થઇ ચુકી હતી કે અઝરા ગરનાદમાં રાત રહી હતી. અને ગીરજાનો પાદરી એને અન્તાકીયા લઇ જઇ રહયો છે. અને એ પણ જાણતી હતી કે ઇસ્લામી લશકર એજ પાદરીની પાછળ પડયું છે.

થોડીકજવારમાં પરદો થઇ ગયો. અબુ ઉબયદાને અંદર બોલાવવામાં આવ્યા. તેઓ પરદાની પાસે બેસી ગયા. તેમના બેસવાની સાથેજ લયલાએ પુછયું. યા અમીનુલ ઉમ્મત મારી અઝરા મળી?

આ નાના સરખા વાકયમાં એટલા બધા દરદો હસરત કુટી કુટીને ભર્યા હતા. કે અમીનુલ ઉમ્મત પણ જબત ન કરી શકયા. બેઅખ્ત્યાર તેમના આંસુ નીકળી પડયા.

ગમજદહ લયલા, આશા નીરાશાની નજરે જોઇ જવાબની રાહ જોવા લાગી. જ્યારે એને કંઇ જવાબ મળ્યો નહી. તો તણે રડતાં રડતાં કહયું હાય શું મારી અઝરા હજી મળી નથી! હાય શું તમો એને લગતી બીજી કોઇ સમચાર જ ખબર

સંભળાવવા આવ્યા છો ? અય ખુદા હવે હું શું કરૂં જખ્મતો સબરની તો શું હવે મારામાં રોવા ધોવાની પણ તાકત નથી............. પરન્તુ ના હું સાંભળીશ મારી વહાલી દીકરીને લગતી દરેક ખબર સાંભળીશ પછી ભલે મારૂં કાળજું ગમના બોજથી ફાટી કેમ ન જાય. યા અમીનુલ ઉમ્મત ફરમાવો. આપ શું કહેવા આવ્યા છો ?

હલીમાએ આ વાક્યો કંઇ એવા દર્દ ભર્યા લેહજામાં કહ્યા કે બધી ખાતુનો રોવા લાગી અબુ ઉબયદાએ ઠંડો શ્વાસ ભરી કહ્યું. બસ્સા તમો આટલો બધો ગમ ન કરો. તમારી દરદ ભરી વાતો કલેજાના ટુકડા કરી નાખે છે. જમ્મતો સબરથી કામ લો. ખુદાથી સારૂં થવાની ઉમીદ રાખે.

હલીમાએ ગમ અંદોહ નજરોએ જોઇ કહ્યું, યા અમીનુલ ઉમ્મત હું ખુદાના ખોફથીજ ચુપ છું. નહિ તો ક્યારની કપડા ફાડી મારી અઝરાને શોધવા નીકળી પડી હોત.

અબુ ઉબયદા—ખુદા તમોને બદલો આપશે હજી અઝરા મળી નથી તેમ તેને લગતી કોઇ નવી ખબર પણ મળી નથી. અમો ફકીરીના પુઠે પડેલા છીએ. ખુદા ઉપર ભરોસો છે કે અમોને અઝરા જરૂર મળી જશે આ વખતે હું. દરારને લગતી ખબર કહેવા આવ્યો છું. હમણા તેમની પાસેથી એક કાસદ આવ્યો છે. બેટી ખોલહ ક્યાં છે ?

કાસદના આવવાની વાત સાંભળી બધી ખાતુનો જેમના સગાવહાલા દરાર સાથે કેદ થઇ ગયા હતા. ઉમીદો ભીમતી નજરે જોવા લાગ્યા. ખોલહ ઉભી થઇ પરદા પાસે આવી એણે કહ્યું યા અમીનુલ ઉમ્મત હું હાજર છું.

અબુ ઉબયદાએ તસલ્લી આમેજ લેહજામાં કહ્યું. બેટી ખોલહ આ દુન્યા દારેમહન છે. એમાં કોઇને પણ બેફીકરી અને નચીંતાઇ કોઇને નથી. આપણે મુસલમાનોનો એ યકીન છે કે ખુશી હો કે ગમ એ બધું ખુદા તરફથી નાઝીલ થાય છે. ઇન્સાનને જોઇએ કે હર હાલમાં ખુદાનો શુક્ર કરે.

અબુ ઉબયદા આટલું કહી ખામોશ થઇ ગયા. ખોલહ આ ઉપરથી સમજી ગઇ કે તેઓ દરારને લગતી કોઇ ઘણીજ ગમજદહ ખબર સાંભળનાર છે. એનું દીલ ગમો દરદથી બળવા લાગ્યું. અબુ અબીદાએ પાછું કહેવા માંડ્યું. બેટી ખોલહ સંગદીલ ખ્રિસ્તીઓએ દરારને જખમી કર્યો છે. તેમણે પોતાની હકીકત અખબારમાં લખી મોકલી છે. જો તમો વધુ રંજોગમ ન કરો અને સબરો સકુનથી સાંભળો તો હું સંભળાવું.

ખોલહ આ હૃદયભેદક ખબર સાંભળી ઘણીજ ગમજદહ થઇ ગઇ. એની ખુબ સુરત આંખોમાં દરદો હસરત કુટી કુટીને ભરાઇ ગયા. તો પણ હીંમત ધરી જબત કરી રડતા અવાજે કહ્યું. યા અમીનુલ ઉમ્મત ! હું જખ્મતો સબરથી કામ લઇશ આપ મારા ભાઇના અખબાર સંભળાવો.

અબુ ઉબયદાએ અખબાર પઢવા શરૂ કર્યા. બધી ખાતુનો ધ્યાન અને ગૌરથી સાંભળવા લાગી. એ જમાનામાં અરબોમાં હજી શાયરીનો ચર્ચા ઘણો હતો. મરા

તો મરદ ઓરતો પણ શએર કહેતી હતી. મતલબકે શરાફતની નીશાની શાએરી હતી. હરેક શરીફના માટે શએર કહેવા અને સમજવા જરૂરી હતા.

બધી ખાતુનો અશઆર સાંભળી રડતી હતી. કેટુરે ગમથી એમના કલેજાના ટુકડા થઇ ગયા ખોલહની હાલત ઘણી ખરાબ થઇ ગઇ હતી. જો કે ને જબ્ત કરી રહી હતી. પરંતુ ફરત ગમો દરદથી એનો ચહેરો પીળો પડી ગયો હતો. એણે પોતાના બન્ને હાથે કલેજાને જોરથી દાબી રાખ્યો હતો. જ્યારે અબુ ઉબયદાએ અશઆર પુરા કર્યા અને તેઓ ખામોશ થઇ ગયા. તો ડુસકાનો અવાજ હવામાં ગુંજવા લાગ્યો. અબુ ઉબયદાએ કહ્યુ.

મોહતરમ ખાતુનો સબ્રનો સબરથી કામ લો ખુદા પોતાના નેક બંદાઓને ઇમતેહાન (પરિક્ષા) લે છે. આજે તે મુસલમાનોનો ઇમતેહાન લઇ રહ્યો છે. જેથી આપણે આ ઇમતેહાનમાં પુરૂં ઉતરવું જોઇએ જો આપણે એની રજા પર રાજી થઇ ગયા તો તે આપણા પર ખુશ થઇ જશે. અને તેની ખુશી પર આપણી નજાતનો આધાર છે.

ખોલહએ એક ઠંડો શ્વાસ ભરી. દરદભર્યા લેહજામાં કહ્યું.

આહ મારા ભાઈ...........હાય જાલીમોએ તમોને જખમી કરી નાખ્યા. અફસોસ હું તમને કંઇ મદદ કરી શકતી નથી. તમો વતનથી દુર પરદેશમાં એકલા બેસ જખમી પડ્યા છો. કાશ હું તમારી પાસે હોત તમારી ખીદમત કરતે અને મારા આંસુઓથી તમારા જખમો સાફ કરતે. પરન્તુ. ના ઓરતોને રડવા સીવાય બીજું કંઇ આવડતું નથી. જરાસી વાત થઇ અને અમારી આંખોમાંથી આંસુઓનો દરીયો વહેવા લાગ્યો......હું હવે રડીશ નહીં. અને હરગીઝ નહી રોઉં રોવાથી કંઇ ફાયદો નથી. હું ખુદાને હાજરો નાજર જાણીને મારી બહેનોની સામે અને અમીરૂલ ઉમ્મતની રૂબરૂ ફરીશતાઓને શાક્ષી રાખી એહેદ કરૂં છું કે ખ્રિસ્તીઓ પાસેથી તમારો ઇન્તેકામ લઇશ મારા ઇન્તેકામની આગ ઘણીજ તેજ અને મોટા ભડકાવાળી હશે. હું તમારા એક એક જખમના બદલે દસ દસ ખ્રિસ્તીઓને કતલ કરીશ. ખુદાવંદા મને સબરો જબ્ત અતા ફરમાવ અને તાકત આપ કે હું મારા ભાઇના ઇન્તેકામ લઇ શકું.

હવે ખોલહએ રડવાનું બંધ કરી દીધું. એણે આંસુઓ લુછી નાખ્યા. આ વખતે એના પ્યારા ચહેરા પર જોશી શુજાઅતથી ગુલે અનાર જેવી લાલી દેખાઇ રહી હતી. એણે કહ્યું. લા હોલવલા કુવ્વતા ઇલ્લા બીલ્લાહીલ અલીયુલ અઝીમ (કુવ્વતો તાકત નથી. પરંતુ સાથ અલ્લાહ બુઝુર્ગી બરતરના) ખુદાની કસમ હું જરૂર દરીરનો બદલો ખ્રિસ્તીઓ પાસેથી લેઇશ.

અબુ ઉબયદાએ કહ્યું. શાબાશ અરબની સરમાયી નાજ લડકી શાબાશ! આપણે બધાએ રોવું પીટવું છોડી ઇન્તેકામ માટે તઇયાર થઇ જવું જોઇએ. હવે તમો

બધા જખતો સબર કરો. અને એ વખતની વાટ જુઓ જ્યારે અન્તાકીયા પહોંચી આલમગીર જંગની શરૂઆત થાય, તે વખતે આપણને આપણો જોશ અને શુજાઅત દેખાડવાનો મોકો મળશે. જો આપણે ગમો દરદથી હારી જઈશું તો પછી આપણે કંઈ પણ કરી શકીશું નહી. આંકશો ઈશાંના નમાજની અજાન થઈ રહી છે. એથી હવે હું પડો જાઉં છું. આ બે બધા દર્દોની સહેતમામી અને આપણા ૨૦૦ ભાઈઓ છુટા થઈ જાય એવી દોઆ કરીએ તમો પણ દોઆ માગો ખુદા સારૂં કરશે.

આ વખતે અસાકરે ઇસ્લામીયાના ઉત્તર દિશા બાજુી અજાનની ઘણીજ દીલ આવેજ અવાજ આવી રહયો હતો. કોઈ ખુશ ઇલ્હાન અરબ હાકડી લેહજામાં અજાન દઇ રહયો હતો. અજાનનો પ્યારો અવાજ ઘણો સારો લાગી રહયો હતો. અબુ ઉબયદા ઉભા થઇ ચલ્યા ગયા. ખાતુનોએ વઝુ કરી નમાજ પઢી. નમાજ પછી બધાએ ખરા અન્તઃકરણથી દર્દોની સહેત ચાહી અને બસો મુસલમાનોના છુટકારાની દોઆ માગી એ બધી પોત પોતાના તંબુઓમાં ચાલી ગઇ.

તે રાત મુસલમાન ઓરતો અને મરદોએ તડપી તડપીને પુરી કરી. સવાર થતાંજ સવારની નમાજ પઢી નમાજથી ફારેગ થતાંજ અબુ ઉબયદાએ લશ્કરને કુચ કરવાનો હુકમ કર્યો મુસલમાનો ઝડપથી તઇયારી કરવા લગ્યા. લગભગ ચાર ઘડી દીવસ ચડે અસાકરે ઇસ્લામીયા તેઓની સાથે અન્તાકીયા તરફ રવાના થયું.



# પ્રકરણ ૧૬ મું.

## મુકદ્દસ—કફલો !!!

લે ચલો હમકો જીધર જાએગે એ ચુનો ચગ
મસલ કે એહસે રજા જાદહે તકવા હય યહી.

નકીતા પોતે પોતાના કાફલાવાળા સાથે ઘણી ઝડપથી સફર કરી રહયો હતો. ખચ્ચરો પર સામાન લાદવામાં આવ્યો હતો. અને સામાન પર એક એક રાહીબ બેઠો હતો. એક એક ઘોડા પર બબ્બે ત્રણ ત્રણ સવારીઓ હતી. કારણ આદમી વધારે હતા. અને સવારીના જાનવર ઓછા હતા. એથી ઘણા રાહીબ પગપાળા ચાલી રહયા હતા. એમને મુસલમાનોના આવી પહોંચવાની ધાસ્તી હતી, જેથી વારેઘડીએ પીઠ પછાડી જોતા જાય, ભાગ્યા ચાલ્યા જતા હતા. જયારે પગે ચાલનારા રાહીબ થાકી જતા તો તેઓ ખચ્ચર પર સવાર થઇ જતાં અને ખચ્ચર પર બેઠેલા નીચે ઉતરી પગે ચાલવા લાગતા. આમ નાશભાગ કરતાં બપોરની વખતે નકીતા એક ગામમાં સવારીના જાનવરોનો બંદોબસ્ત કરવા આવ્યો ગયો. તે ગામના મુખી પાસે પહોંચ્યો. મુખી તેને જોતાંજ ઉભો થઇ ગયો. તેણે જમીન સુધી વાંકા વળી સલામ કરી. અને ઉભા રહી પાદરીના હાથ ચુમી બોલ્યો.

મુકદ્દસ બાપ આ વખતે આપ પરેશાન કેમ છે? નકીતાએ જવાબ આપ્યો. ગસ્માહ પર મુસલમાનોએ હુમલો કર્યો છે. જેથી હું ગીરજાના બધા રાહીબો અને નનોને લઇ ત્યાંથી નીકળી આવ્યો છું. અમારા પાસે જાનવરો ઓછા છે અને માણસો વધુ છે જેથી ઝડપથી અમો સફર કરી શકતા નથી અમને બીક છે કે વેહશી અરબ અમારી પુઠ પકડી અમને ગીરફતાર કરીસે. એટલા માટે....................

મુખી ગસ્માહ પર મુસલમાનોના હુમલાની વાત સાંભળી ખોફજદહ થઇ ગયો. એના ચહેરાનો રંગ ઉડી ગયો. આ ખોફ અને બીકનું કારણ એ હતું કે ગસ્માહથી આગળ વધી મીરત હતું એને બીક પેઠી કે મુસલમાન ગસ્માહથી આગળ વધી મીરન પરજ હુમલો કરશે. પરંતુ ખ્રિસ્તીઓ પાદરીઓનું એટલું બધું એહતેરામ કરતા હતા. કે તેમની કોઇ પણ વાતની અવગણના કરતા નહી. એટલા માટે મુખીએ વાત કાપીને કહ્યું. એટલા માટે આપ આ ગામમાં છુપાઇ જવા આવ્યા છે.?

નકીતા—ના આ ગામમાં અમો છુપા રહી શકીએ નહિ અમો અન્તાકીયા જવા ધારીએ છીએ. ત્યાંજ અમોને પનાહ મળશે. હું ચાહું છું કે મારા સાથે જે લોકો છે. તેમના માટે સવારીના જાનવરનો બંદોબસ્ત થઇ જાય તો સારૂં.

મુખી—ઘણી ખુશીસાથે અમોએ ખીદમત પુરી કરીશું. જો કે અમો જાણીએ છીએ કે વેહથી મુસલમાનએ સાંભળીને કે અમોએ તમોને મદદ કરી છે. ઘણાજ ગુસ્સે થશે. પરંતુ અમો અમારી જાનના ખોફથી—પોતાના મઝહબી પેશ્વાઓને 'મદદ કર્યા સિવાય રહી શકતા નથી. ફરમાઓ કેટલા ઘોડાની જરૂર છે.

નકીતા—ઓછામાં ઓછા પચાસ ઘોડા જોઈએ.

મુખી—હઝરત અને થીતાતુર થયો. એણે કહયું "પચાસ" એટલા બધા ઘોડા આ નાના ગામમાંથી મળવા મુશ્કેલ છે. દરણા એક આઠવાડીઉં થયું આ નાના સરખા ગામમાંથી ૨૦૦ રઝકાર (વોલંનટીયર) ભરતી કરી અઝીમ રૂમની ખીદમતમાં મોકલાવ્યા છે. એ બધઓને માટે આ ગામમાંથી ઘોડા ભેગા કરવામાં આવ્યા હતા. હવે આ ગામમાં બીલકુલ થોડા ઘોડા રહી ગયા છે. તો પણ જેટલા મળશે તેટલા લઇ હું હાજર થાઉં છું.

નકીતા મુખીને તાઅજ્જુબ ખેજ નજરે જોઇ તેની વાત સાંભળી રહયો હતો. જ્યારે તે ખામોશ થયો. તો નકીતાએ પુછ્યું.

"એ બસો ઝઆકાર શા શાટે મોકલાવ્યા છે?"

મુખી—અઝીમરૂમ પોતાના રાજ્યમાંથી રઝકારોની ભરતી કરી છે. એ બધા મુસલમાનો સામે મુકાબલો કરવા માટે ભેગા કર્યા છે. આ વખતે અન્તાકીયામાં ૧૦ લાખથી વધુ સર ફરોશો ભેગા થઇ ગયા છે હઝરત મસીહે ચાહયું. તો મુસલમાનોની આ વખતે પુરેપુરી હાર થશે.

નકીતા—ખુદા અને ખુદાવન્દ મુસલમાનોપર પોતાનો ગજબ નાઝીલ કરે. તમારી કુંવારી બહેનો (નનો) અને રાહીબ ગામ બહાર ઉભા રહી મારી વાટ જોઇ રહયા છે. હું તેમની પાસે જાઉં છું. તમો જેમ બને તેમ જલદીથી ઘોડા લઇ ત્યાં આવજો.

"બહુ સારૂ" મુખીએ કહયું અને પોતાના કામપર ચાલ્યો ગયો.

નકીતા ધીમેધીમે ચાલી કાફલા પાસે આવ્યો આ વખતે કાફલાવાળા ખચ્ચરો તથા ઘોડાઓ ઉપરથી ઉતરી ઘાસ પર બેશી ગયા હતા. અને ઘોડા તથા ખચ્ચરો ચાર ખાઇ રહયા હતા તો કેટલાક ચરી રહયા હતા.

જ્યારે ગામવાળાઓને આ મુકદ્દસ કાફલાના આવવાની જાણ થઇ. તો તેઓ જોશે અકીદતથી નનો તથા રાહીબોની જ્યારત કરવા દોડી પડયા. બધી ઓરતો મરદ અને બચ્ચાઓ ભેગા થઇ ગયા. એ બધા પોત પોતાના ઘેરથી આ પાકબાજ કાફલાને ભેટ આપવા માટે લઇને આવી રહયા હતા.

નનો અને રાહીબોએ આ ગામવાળાઓને આવતા જોયા. તેથી તેઓ ઉભા થઇ ગયા. ગામ વાળા તેમની પાસે આવ્યા. તેઓ તાઝીમ માટે એમની સામે સીજદામાં પડી ગયા. સીજદામાંથી ફરી આગળ વધ્યા અને નનો તથા રાહીબોના દામનો અને

હાથોને ચુમવા લાગ્યા. જે ઓરતો પોતાના સાથે બાળકોને લાવી હતી. તેમણે બાળકોને રાહીબોની સામે કરી દીધા. રાહીબોએ દુઆ પઢી બાળકોને ફુંક મારી ઓરતો એમના ઝબ્બાની હવા પોતાના બચ્ચાઓને કરવા લાગી. એ કામથી પરવારી તેમણે ભેટ ધરવી શરૂ કરી. રાહીબો અને નનોએ રાજીખુશીથી ભેટો કબુલ કરી. થોડીવારમાં ફુખી પણ ઘોડા લઇ આવી પહોંચ્યો એની સાથે ૩૦ ઘોડા હતા. એણે ઘોડા નકીતા સામે પેશ કર્યા. નકીતાએ રાહીબો અને નનો વચ્ચે વહેંચી આપ્યા. એ બધા ખચ્ચરો અને ઘોડાઓપર પાછા સવાર થયા. હવે બધાની પાસે સવારીના જાનવર હતા. તે આહીસ્તા આહીસ્તા અન્તાકીયા તરફ ચલ્યા—ગામવાળાઓએ સીજદો કરી સલામ કર્યો. સીજદામાંથી ઉઠી ગામવાળા વાપસ ચાલ્યા ગયા. અને આ મુકદ્દસ કાફલો કંઇક તેજી સાથે રવાના થયો રસ્તામાં ઘોડાઓ તથા ખચ્ચરો ઉપર બેઠા બેઠા જે કંઇ ભેટ મળી હતી તે ખાવા લાગ્યા. તે બરાબર રાત દીવસ સફર કરી રાવનદાન પહોંચ્યા. અહીંઆં તેમણે એક દીવસ મુકામ કર્યો. આ મુકામ કરવાથી તેમની થાક ઉતરી ગઇ. એમના પાસે જે જાનવરો હતા. તે થાકને લીધે પોચ થઇ ગયા હતા. તેથી તેમણે એ જાનવરો બદલી નાખ્યા અને બીજે દીવસે સવારમાંજ પાછા રવાના થઇ ગયા. કારણ તેમને મુસલમાનોના આવી પહોંચવાની બીક દરેકપળે સતાવી રહી હતી. એટલે ભાગમ ભાગ ચાલ્યા જતા હતા તે એટલે સુધી કે અમકાં પહોંચ્યા.

અમ એક મશહુર શહેર હતું. એની પાસેજ કીલ્લો હતો. કીલ્લાનું નામ પણ અમ હતુ. અમ શહેરને ફરતો કોટ હતો. એની ચારે બાજુએ ચાર મોટા દરવાજા હતા. નકીતાનો કાફલો રાતરે અમની પાસે પહોંચ્યો. રાત પડી ગઇ હોવાથી શહેરના દરવાજા બંધ થઇ ગયા હતા. આઠ વાગતામાંજ દરવાજા બંધ કરી દેવામાં આવતા હતા. અને પછી સવારના આઠ વગ્યા સુધીમાં કોઇના માટે ખોલવામાં આવતા નહિં. એમ એટલા માટે કરવામાં આવતું હતું કે અમના ખ્રિસ્તીઓ મુસલમાનોના આગમનથી ડરી રહયા હતા. નકીતા ઝાડોની નીચે શહેર અને કીલ્લાની બહાર પડયો રહયો. સવાર થતાં પહેલાં તેઓ પાછા મુસાફરી કરવા લાગ્યા. અને રાત દીવસ મુસાફરી કરી તેઓ અરતાજ પહોંચ્યા.

અરતાજ એક ઘણોજ મજબુત તથા ઉંચો કીલ્લો હતો. આ કીલ્લાનો હાકીમ ઘણો બહાદુર. ઝીઅકલ અને દુરઅંદેશ હતો. તેણે સમયસુચકતા વાપરી હજારો સવાર ભરતી કરી લીધા હતા તેમજ પહેલાનું પણ ઘણુ લશકર હતું. એ હાકીમ મુસલમાનો સાથે લડાઇ કરવા ચાહતો હતો. એણે કીલ્લાની મરામત કરાવી લીધી હતી. ખાધ ખોરાકી કીલ્લામાં ભરી લીધી હતી. જો કે આ કીલ્લો ઘણો મજબુત અને દર તરેહથી અમનો અમાનની જગા હતી.

આ કીલ્લાના હાકીમે નકીતાને અહીંઆં મુકામ કરવા કહયું. પરંતુ તે

મુસલમાનોથી એટલો બધો ડરી ગયો હતો કે આ કીલ્લામાં રહેતા રાજી ન થયો ફક્ત એક દીવસ રહી બીજે દીવસે સવારમાંજ રવાના થઇ ગયો.

આવી રીતે રાત અને દીવસ મુસાફરી કરવાથી આરબરદારીના જાનવરો અધમુઆ જેવા થઇ ગયા હતા. તેમજ બાદી, શાહીબ, અને નનો પણ ઘણી થાકી ગઇ હતી. એ બધાએને આરામ લેવાની સખત જરૂરત હતી. પણ નકીતના મગજમાં તો એજ ધુન હતી કે બસ ચાલ્યાજ કરવું. તે એ ફીકરમાં હતો કે કોઇ પણ રીતે ઝડપથી અન્તાકીયા પહોંચી જાય. તે સારી પેઠે જાણતો હતો કે અન્તાકીયા પહોંચવાથી તે કંઇક મુસલમાનોના હાથથી બચી જશે. આખીર ખુદા ખુદા કરી તે લોખંડના પુલ પર પહોંચ્યો.

આ લોખંડનો પુલ એક અજીમુશશાન નદી પર ઘણો મોટો અને મજબુત બાંધવામાં આવ્યો હતો. આ પુલ પર બન્ને બાજુએ રસ્તાઓની બન્ને છેડા પર ઘણાજ પહોળા અને ઉંચા બુરજ હતા. આ બુરજ એટલા મોટા હતા કે નાના નાના કીલ્લા જેવા જણાતા હતા. અમનો અમાનના વખતમાં આ બુરજ ખાલી પડયા રહેતા હતાં. પરંતુ જંગના જમાનામાં એમાં ખ્રિસ્તીઓનું લશકર આવી રહેતું. જે આ પુલને સાચવતું.

અન્તાકીયા જવા માટે આ પુલ સીવાય બીજો કોઇ રસ્તો ન હોતો. અન્તાકીયાર હરલામી લશકર હુમલો કરશે એવી ગરમા ગરમ ખબરથી આ પુલની હીફાજત માટે ઘણું ખ્રિસ્તીઓનું લશકર બુરજોમાં આવી પહોંચ્યુ હતું.

ખ્રિસ્તીઓ જાણતા હતા કે મુસલમાનોના જાસુસ અન્તાકીયા આવી રહ્યા છે. આ જાસુસ એમની કોમના અને એમના હમવતન હતા. એટલા માટે આ પુલના લશકરના સરદારે ઘણી સખતીની સાથે દેખભાલ શરૂ કરી દીધી તે કોઇ પણ માણસને પુલ પરથી ત્યાં સુધી પસાર થવા નહોતો દેતો. જ્યાં સુધી એને પાકો ભરોસો ન થઇ જાય કે આ જાસુસ નથી. જે વખતે નકીતા પોતાના મુકદ્દસ કાફલા સાથે લોખંડના પુલ પર પહોંચ્યો. તો પુલના ચોકીદારોએ તેને પુછપરછ શરૂ કરી દીધી. નકીતાએ પોતાની બધી હકીકત કહી સંભળાવી તો પણ વધુ ખાતરી કરવા દરેક નનને તેમજ શાહીબોને એક એકને સવાલ પુછી ખાતરી કરી. બધાના જવાબ સરખા મળવાથી. તેમને ભરોસો આવ્યો કે એ લોકો જાસુસ નથી. ત્યારે એમને પુલ પરથી પસાર થવાની રજા મળી.

નકીતા અને તેનો થાકી પાકી લોથ થએલો કાફલો પુલ પરથી પસાર થઇ અન્તાકીયાની સરહદમાં દાખલ થયો. પુલની બીજી બાજુએ રહેનાર પક્ષ હમેશાં આગળ પડતો ભાગ લે છે. ત્યાં મુડીવાદીઓ ઉદ્યોગપતિઓની પણ મનોદશા રૂએ તેટલું મેળવવાની હોય છે. આ રીતે જાપાન તકવાદી નીતી અખત્યાર કરી તક મળતાં આ

શું કરશે તેના માટે જે ચારે તરફ ચર્ચા ચાલી રહી છે. મહાન સામ્રાજ્યવાદી સત્તા જમાવવાની આશાએ જાપાને દરેક મોટા રાજ્યોની સાથે હાથમાં હાથ મીલાવી રાખ્યો છે. એક તરફથી રશીયા સાથે અનાક્રમણના કરારો કર્યા છે બીજી તરફ ધરીરાજ્યોની સાથે જોડાણ ચુંચું છે ઘડીકમાં હીન્દી ચીનની સામે ઘુરકીયાં કરે છે વખત મળતાં અમેરીકાને દમ આપે છે અને બ્રીટીશ સામ્રાજ્ય જેવાની સામે પણ લાલ આંખ કરે છે. જાપાન શું કરશે તે આજે પ્રશ્ન ચર્ચા રહયો છે. ઘણો મોટો અને સરસ મેદાન હતો. આ મેદાન પંદર માઇલથી વધુ લાંબો તથા એટલોજ પહોળો હતો. અહીંથી અન્તાકીયા સુધીના રસ્તામાં કોઇ ગામ કે કસબો ન હતો. ફકત આ ખુલ્લો સબજાંજાર મેદાન હતો. આ મેદાનમાં કેટલાક ઘણુજ દીલફરેબ નેચરલ દેખાવો હતા. નાની નાની હરીયાળીથી ભરેલી ટેકરીઓ હતી. ફુલ ખીલેલા હતા. કેટલાક ખેત્ર હતા. એક ઘણીજ પહોળી નહેર પહાડોના ઝરણાઓમાંથી કાપીને લાવવામાં આવી હતી. જે આ સઘળા મેદાનને પાણી પુરૂં પાડતી હતી. ગણા નાના નાના બગીચા હતા. કોઇ કોઇ જગાએ મોટા મોટા ઝાડોના ઝુંડ હતા. ઘેઘની પાસે ચમનસ્તાન હતા. આ ચમનીસ્તાનોમાં રંગ બેરંગી ખુશબોદાર ફુલ ખીલી આખા મેદાન અને આસપાસની જમીનને મહેકાવી રહયા હતા. પીઘળાએલ પરતુ પાણી નાના વહેળાઓમાં વહી આજુ બાજુની જમીનની તરસ મટાડતું હતું. આ આખું મેદાન કંઇ એવો પુરશીજા અને દીલફરેબ હતો. કે કુદરતી દેખાવથી દીલચસ્પી રાખવા વાળો ઇન્સાન અહીં આવી હૈયરતમાં ગરકાવ થઇ જતો હતો.

નફાતા અને મુકદ્દસ કાફલો આ કુદરતી સીન સીનેરીઓ જોતાં અન્તાકીયા તરફ જઇ રહયા હતા.

અઝરા ખુબસુરત ચકલીની પેઠે તેમના પંજામાં ગીરફતાર હતી એને પોતાની ગીરફતારી અને અઝીઝોથી વીખુટા પડવાનો ઘણો રંજો કલક હતો. તે ઘણી અફસુરદહ રહેતી હતી, એનો પ્યારો ચહેરો કરમાઇ ગયો હતો. મોહીની આંખોથી હસરતો નાઉમેદી દેખાઇ રહી હતી. જયારે તે કોઇની તરફ હસરત ભરી નજરે જોતી તો જોનારને લાગણી થઇ આવ્યા વગર રહેતી નહી ગમો ફીકર અને રંજો કલક એને દુબળી તથા કમજોર કરી દીધી હતી એના ફુલ જેવા સર સબજ અને શાદાબ ગાલ કરમાઇ ગયા હતા.

એલ્યા દરેક વખતે એને ખુશ રાખવા બનતું કરતી તે પોતે હસતી અને અઝરાને પણ હસાવ વાની કોશીશ કરતી કોઇ કોઇ વખતે અઝરા પણ એલ્યાને સારૂં લગાડવા પોતાની તબીયત પરજ સખ્ત કરી મુસકરાતી પરંતુ આવા મુસકરાવામાં સેંકડો હસરતો હસરતોમાં હજારો દરદ અને દરદોમાં લાખો તડપ મોજુદ હતી.

અઝરાએ સાંભળ્યું હતુ કે કયસનગીર ગીરફતાર કરી અન્તાકીયા લઇ જવામાં

આવ્યો છે. અને એને એ પણ ખબર હતી કે મને પણ અન્તાકીયા લઇ જવામાં આવે છે. એને અન્તાકીયા પહોંચવાની એટલા માટે કંઇક ખુશી હતી કે શાયદ ત્યાં કયસની સુરત નજર આવે અથવા બીજા કોઇ રસ્તે તેનો કંઇ હાલ માલુમ થઇ શકે.

આ આખી મુસાફરીમાં હાજીમકે મરકશને અઝરા સાથે વાતચીત કરવાનો મોકો મળ્યો નહી. અઝરાને આ બન્નેની સુરતથી નફરત થઇ ગઇ હતી. તે એ બન્નેથી દુરજ રહેતી અને તેમને વાત કરવાનો મોકો આપતી નહી. એ સિવાય નસીતા પણ તેમના પર દેખરેખ રાખી રહ્યો હતો.

આ મુકદ્દસ કાફલો એક દીવસ આ મેદાનમાં મુકામ કરી બીજે દીવસે લગભગ બારવાગે અન્તાકીયા પહોંચ્યો.

અન્તાકીયા ઘણુંજ સફાઇવાળો શહેર હતો એની ઇમારતો સાફ ઉંચી અને ઘણી પહોળી હતી. સડકો પહોળી હતી અજાર ઘણા નફીસ હતા. સફાઇનો એ હાલ હતો કે બજારો કે આમ રસ્તાઓ પર શું પણ ગલીઓ અને મહોલ્લાઓમાં પણ કચરાનો નામનીશાન દેખાતો ન હોતા. આથી માલુમ પડતું હતું કે અન્તાકીયાના રહેનારાઓ સફાઇને ઘણીજ ચાહનારા છે. તેઓ હરીયાળી અને ફુલોનો પણ શોક રાખતા હતા બજારોમાં ઠેક ઠેકાણે પારક (બગીચા) બનાવેલા હતા. સડકની બન્ને બાજુએ ચાર સાડા ચાર ફુટ પહોળી સમજા જાર ફુટપાથરી હતી આ લાંબી ફુટપાથરીઓ ઉપર ફુલોના છોડવા એટલા બધા હતા કે તેમની ખુશબોથી બધા બજારો મહેકી રહેતા હતા.

જ્યારે આ મુકદ્દસ કાફલો દરવાજો પસાર કરી શહેરમાં પહોંચ્યા. અને અન્તાકીયાના શહેરીઓએ તે જોયો. તો તેઓ તેમનું સત્કાર કરવા દોડી પડ્યા. તેમણે ઘણા માન અકરામથી આ કાફલાનો ભવ્ય સત્કાર કર્યો. ખ્રિસ્તી ઓરતો, મરદ અને બાળકોના કાફલાની ચારે બાજુએ એટલી ભીડ થઇ ગઇ કે રસ્તામાં ચાલવું મુશ્કેલ થઇ પડ્યું. બધા શહેરીઓએ મુકદ્દસ રાહીબો તથા નનોના હાથ અને દામનોને ચુમવા શ[illegible] કરી દીધા ઘણી મુશ્કેલીએ ડગલે ડગલે ચાલી આ કાફલો એક મોટા ગીરજામાં દાખલ થયો. સત્કાર કરવા વાળા ગીરજાની બહારજ રહી ગયા.

આ ગીરજાની ઇમારત ઘણી અજીમુશ્શાન, ઘણીજ લાંબી અને પહોળી હતી એ ગીરજાનું નામ કનીસએ કસીસીન હતું. આ આલીશાન ઇમારતનું કમ્પાઉન્ડ લગભ[illegible] ચોક માઇલ સમચોરસ હતું. આ કમ્પાઉન્ડમાં કેટલાક બાગ અને ફુલોનાઝાડ ત[illegible] છોડવા હતા. ફુલોની ભીની ભીની ખુશબોથી આ આખું કમ્પાઉન્ડ હરેક વખ[illegible] મહેકેલું રહેતું. આ કમ્પાઉન્ડની વચ્ચો વચ્ચ ગીરજાની શાનદાર ઇમારત હતી. [illegible] ઇમારત ઘણીજ ખુબસુરત અને ઇ. સ. ૭૦૦ નો ઘણા સરસ બાંધકામનો નમુ[illegible] હતો. આ ઇમારત જોવાને માટે દુરદુરથી મુસાફરો આવતા. આ ઇમારતમાં [illegible]

ખુબસુરત કમરા બનાવેલા હતા. એક મોટો કમરો જે હેબતી નામે ઓળખાતો હતો. તે એટલો બધો મોટો હતો. કે એમાં ૪ થી ૫ હજાર માણસો આરામ અને આસાનીથી ભેગા થતા હતા. આ કમરામાં અસકફ આજમ (મોટો પાદરી) વાયજ કરતો હતો. બાકીના કમરાઓમાં રાહીબો તથા નનો રહેતા હતા. આ ઇમારતની ચારે બાજુ એક એક ફર્લાંગ સમચોરસ મેદાન હતું. એ મેદાનમાં લીલી લીલી ઘાસ ઉગેલી હતી. બાજુ પર ખુશરંગ અને ખુશબોદાર ફુલોના છોડવા હતા. સવારમાં અને સાંજના વખતે રાહીબો તથા નનો આ મેદાનમાં આરામ કરતા બેઠતા કે પછી ફરયા કરતા હતા.

આ કમ્પાઉન્ડમાં નકીતા તથા તેના કાફલા વાળાના દાખલ થતાંજ સેકડો નનો તથા રાહીબો તેમના સત્કાર માટે દોડી આવ્યા. કાફલાવાળા સત્કાર કરવાવાળાઓને આવતાં જોઇ ખચ્ચરો અને ઘોડા પરથી નીચે ઉતરી પડયા એઓ એક બીજાને ગળે મળયા. એમના જાનવરોને બીજી જગાએ બાંધી દેવામાં આવ્યા અને એમને ખાલી કમરાઓમાં જગા આપવામાં આવી એલ્વા અને અઝરાએ એકજ કમરામાં મુકામ કર્યો આ કમરામાં જેમાં અઝરાએ અને એલ્વાએ મુકામ કર્યો હતો. તે ઘણો મોટો અને શણગારેલો હતો. એમાં રૂમી ગાલીચા પાથરેલા હતા. બારણા પર દીવાએ રૂમની તસ્વીરોવાળા પડદા પડેલા હતા. કમરાની વચ્ચે બે કોચ પડેલા હતા. એ બન્ને પર ગાદલા પાથરેલા હતા અને તે પર લાલ રંગનો મખમલ ચઢાવેલો હતો એક બાજુએ આબુસની મેજ પડેલી હતી. આ મેજ પર ગુલાબી રેશમનો મેજ પોશ હતો. મેજની ચારે બાજુએ આ જમાનાની સારી સરસ બનાવટની આઠ દસ કુરસીઓ પડેલી હતી. અઝરા આ શાહાના સાજો સામાન જોઇ હયરાન રહી ગઇ. એને વધુ એ માટે નવાઇ લાગી કે આ સામાન નનો તથા રાહીબો માટે હતો જે ખુદા રસીદા, બુજર્ગ અને દીનદાર કહેવાતા હતા. તેને એવો વહેમ પડયો કે કઇ આ સાજો સામાન; ફકત મારા માટે તો ભેગો કરવામાં નહિ આવ્યો હોય તેથી તેણે પોતાનો શક દુર કરવા બીજા કમરાઓ જઇને જોયા તો તેઓમાં પણ એવોજ સામાન જોવામાં આવ્યો. તે આથી એટલી બધી હયરતમાં પડી કે ખુદા પરસ્ત લોકો કેવી રીતે એશ આરામથી જીંદગી ગાળે છે.તે પાછી ફરી અને પોતાના કમરામાં આવી એક કુરસી પર બેસી ગઇ. થોડીકજ વારમાં એક મધુર અવાજની ઘંટી વાગતી સંભળાઇ. એલ્વાએ ઘંટીનો અવાજ સાંભળી કહયું. અઝરા જમવાની ઘંટી વાગી રહી છે. ચાલો જમવા જઇએ.

અઝરા આ વખતે થાકેલી હતી, એણે જવાબ આપ્યો, એલ્વા મને હમણા ભુખ લાગી નથી. હું આરામ કરવા ચહું છું. તમો જઇને રમીજ આવો.

એલ્વાએ અઝરાનો હાથ પકડી કહયુ. ચાલો તો ખરા તમોએ મઝહબના ગીરજામાં ગરીબોને સાથે જમવુ જમ્યુ હશે. જરા અહીંઓનુ ખાવાનું અને ખાવાના વાસણ

અઝરા જરા જરા ખ્રિસ્તી જબાન સમજવા લાગી હતી. તે પોતાની તારીફ સાંભળી શરમો- હયાથી પરસેવામાં તરબોળ થઇ ગઇ. એના મુનવ્વર અને ફુલ સરીખા ગાલો પર પરસેવો ફુટી નીકળ્યો. જેથી તેના પુરનુર ગાલ સાફ થઇ ચમકવા લાગ્યા.

એક આધેડ રાહીબે એક નવજુવાન રાહીબને પુછ્યું કેમ ભાઇ આ હુર કયા મુલ્કની રહેવાવાળી છે.

એક ઘરડા રાહીબે જે એની પાસેજ ઉભો હતો બોલ્યો. વાહ ભાઇ. તમો એટલું પણ નથી જાણતા. એના પોશાક પરથી ઓળખો. એ મુલ્કે અરબમાં રહેવાવાળી છે.

એક આધેડ રાહીબે કહ્યું તમો સાચું કહો છો. મેં હવે ઓળખી હજરત મસીહની કસમ એની સુરત ઘણીજ પ્યારી છે. જો ઇબાદત અને રીયાજતના વખતે એ સામે હોય તો તબીયતને શાંતી અને એક દીલી હાસીલ થાય.

ઘરડા રાહીબે કહ્યું. પાક મા (હ. મરયમ) એના પર બરકત નાઝીલ કરે. એ બીલકુલ નુરની પુતળી છે. એના ભોળા અને પુરનુર ચહેરામાંથી નુરની કીરણો નીકળી ચળકાટ મારી રહી છે. એના મુનવ્વર ચહેરા તરફ જોઇને ખુદા યાદ આવી જાય છે. મારા ખ્યાલમાં એ ખુદાની સઉથી સારી મખલુક છે. મેં હજારેં શું બલકે લાખો ખ્રિસ્તી છોકરીઓને જોઇ છે. એમ તો આપણા મુલ્કની છોકરીઓ હસીનો જમીલ હોય છે. પરંતુ આવી હસીન નહી જેવી આ હુર છે.

એક બીજા રાહીબે કહ્યુ. સાંભળ્યું કે આ છોકરી નન થવાને આવી છે.

એક નવજુવાન રાહીબે જોશો મુસરરતથી બેખુદ થઇ કહ્યું. બસ તો બેડો પાર છે. નમાઝ ના વખતે એની પ્યારી અને ભોળી સુરત જોવામાં આવશેજ. હઝરત મસીહની કસમ અગર જો એ મારો જાન માગે તો આપવામાં હરગીઝ દેર ન કરૂં. મરયમ............હા મરયમને પોતાના પોતાના હુસ્ન પર નાજ હતો. તે બધી નનોથી સારી હતી. પણ હવે એનો ગરૂર તુટી જશે. તે આ હુરના તળીઆ બરાબર પણ નથી.

ઘરડા રાહીબે કહ્યું. તમો બીલકુલ સાચુ કહી રહ્યા છો. મરયમ આટલી બધી ખુબસુરત કયાં છે. આના હુસ્નમાં તો એટલી બધી તસખીર છે કે દીલોને જબરદસ્તી પોતાની તરફ ખેંચી લે છે. જો ગીરજામાં ઇબાદતની વખતે એ સામે બેઠી હોય તો હું તેને સીજદો કરવામાં કદી અનાકાની કરૂં નહીં.

એક નવજુવાન રાહીબે કહ્યુ. ખુદાની કસમ કેવી વાત કહી છે. અમારી, અમારા શહેરની, અને આ ગીરજાની ખુશનસીબી છે કે એ માહેવશ અહીંઆ આવી.

પોતાની તારીફ સાંભળતા સાંભળતાં અઝરા ના કાન પાકી ગયા. એણે ધીમે રહી એલ્યાનો હાથ દાબી ચાલવાનો ઇશારો કર્યો. એલ્યા સમજી ગઇ. તે ઉભી થઇ ગઇ. એ પછી અઝરા પણ ઉભી થઇ. એ બન્ને પોતાના કમરામાં આવી બેઠી. [illegible] પછી

ગઇ. થોડી વારમાં તે ઉંઘી ગઇ. તે છેક બપોર સુઇ રહી. ત્રીજા પહોરે ઉઠી અઝરાએ નમાજ પઢી. નમાજથી ફારેગ થઇ એલ્યાને લઇ બગીચોમાં ફરવા નીકળી પડી. તે થોડીકજ વાર બગીચામાં ફરી હશે કે તેની આજુ બાજુ રાહીબો પાછા ભેગા થઇ ગયા. તેથી તે ધીમે રહી બાજુએથી નીકળી પોતાના કમરામાં આવતી રહી અહીં આવી તેણે અસર, અને અસર પછી મગરીબની નમાઝ પઢી. મગરીબની નમાઝ બાદ આખા ગીરજામાં રોશની કરવામાં આવી. ગીરજાની બહાર જાડા કાચના ફાનસો હતા જે બધી સળગાવવામાં આવી. બધા કમરાઓમાં ફાનસો હતી. ફાનસોમાં મીણબતી બળી રહી હતી. એ રોશનીથી કમરા જગમગ કરી રહ્યા હત. જે જોવામાં ઘણા સારા લાગતા હતા.

અઝરાએ પોતાના મુલકમાં આટલો બધો સાજો સામાન જોયો નહોતો. તે એને જોઇ આશ્ચર્ય પામી રહી હતી રાત્રે અઝરાએ પોતાના કમરામાં જમવાનું મંગાવી ખાઇ લીધું. ખાઇ રહ્યા પછી અઝરાએ ઇશાની નમાઝ પઢી. નમાઝ પઢીને તેણે ખરા દીલથી પોતાના છુટકારાની દુઆ માગી પછી ખુરસી પર બેશી ગોરોખોજ કરવા લાગી

એવી રીતે તે દીવસો ગુજારવા લાગી. બે ત્રણ દીવસમાંજ તેને માલુમ પડી ગયું કે આ ગીરજાના નનો અને રાહીબોની ઇખલાકી હાલત ગમ્માહના ગીરજાવાળાઓથી પણ વધુ ખરાબ છે. તેથી અઝરાને તેમની સાથે હળવા મળવાની નફરત થઇ ગઇ. એલ્યાને પણ તે પેલી ટોળકીમાનીજ સમજતી હતી. પરંતુ ધીમે ધીમે તેને માલુમ પડી ગયું કે એલ્યા પણ કોરી નથી. તેને ફક્ત મરકસથી ઇશક છે. જો કે એ પણ તેની મુળ આદતથી ખીલાફ હતું કે તે કોઇ એવી ઓરતની સાથે બેસવા ઉઠવાનું અખત્યાર કરે. જે ગૈર મરદથી મળેલી હોય, છતાં તેને એલ્યા આટલા રોળમાં ઠીક લાગી. તે હવે પછી હર વખત પોતાના કમરામાં એકલી પડી રહેતી. કારણ તે જ્યારે જ્યારે બહાર નીકળી બગીચામાં આવતી કે રાહીબો તેને ઘેરી લેતા. તે એવી રીતે કે જાણે બતીની આસપાસ પરવાના. એણે રાહીબોના ખેફથી બહાર નીકળવાનું લગભગ માંડી વાળ્યું હતું. હવે એકાંતે ગમો ફીકરમાં સપડાવી દીધી. તે ઘણુ કરી પોતાના ઘુટણ પર માથુ રાખી ઉંડા વિચારમાં પડી જતી. જ્યારે પણ તેને કયસ કે તેના પોતાના માબાપ યાદ આવી જતા તો તે બેચેન થઇ પગ બદલવા લાગતી. આ હરવખતના એકાંતે એને મગમુમ બનાવી મુકવી નાખી. આમ કરવાથી તેને ઘણી તકલીફ થતી હતી. પરંતુ એ તકલીફને બરદાસ્ત કરી રહી હતી. કારણ તે રાહીબો અને નનોની અસભ્ય વર્તણુંક જોઇ શકતી નહોતી. તેથી તે એકાંતમાંજ પડી રહેવાનું પસંદ કરતી હતી.

હાજીએ અઝરા સાથે મળવા ઘણીએ કોશીશ કરી. પરંતુ તે ગીરજામાં દાખલ થઇ ચુકી હતી. અને ગીરજાનો કાયદો એવો હતો કે કોઇ બીજો માણસ જેનો સંબંધ ગીરજા સાથે ન હોય તે ગીરજાના રાહીબો કે નનોની સાથે આઝાદીથી ત્યાંસુધી

મળી શકતો નહિ જ્યાં સુધી અસકફ આજમની રજા ન મેળવે. તેણે અસકફ આજમથી મુલાકાત કરવા પુરી કોશીશ કરી પણ તેમાં તેને સફળતા મળી નહિ કારણ જંગનો જમાનો હતો અસકફ આજમ દીની પેશવા હોવાને લીધે હરેક વખતે કામમાં લાગેલો રહેતો. તેથી મુલાકાત ન થઇ. પરંતુ તે માયુસ ન થયો. તેણે પહેરાવાળાઓને રૂશવત આપી ગીરજામાં જવાનું કર્યું તે આ કામમાં સફળ પણ થયો. એક દિવસ ગીરજામાં પહોંચી ગયો પરંતુ અઝરા એકાંતમાં રહેતી હોવાથી સાંજ સુધી તેના દીદારથી મુસરરફ થઇ શકયો નહિ હવે તેને પોતાની આ મુર્ખાઇ પર અફસોસ થવા લાગ્યો કે મે શા માટે નકીતાને કહ્યું કે અઝરા ખ્રિસ્તી થવા આવી છે. પરંતુ હવે અફસોસ કરવાથી કે પસ્તાવાથી શું થવાનું હતુ. તીર કમાનમાંથી નીકળી ગયો હતો. હવે તે કોઇ પણ રીતે પાછો વાળી શકાય તેમ નહોતે આટલું હોવા છતાં તે માયુસ ન થયો. હવે તે અઝરાને જબરદસ્તી કે છાનામાના ગીરજામાંથી કાઢી લઇ જવાની બાજી રચવા લાગ્યો પરંતુ આ કામ ઘણુંજ જોખમ ભરેલુ હતું. જો વાત જાહેર થઇ જાય તો એની જીંદગી પુરી થઇ જાય પરંતુ તે અઝરા વગર જીવતો રહેવા ઇચ્છતો નહોતો તેથી તેણે એ વાત પર અમલ કરવા ઠરાવ કર્યો. એના માટે ઘણા પઇસાની જરૂર હતી. અને રૂપીયા રૂશવતમ કાંકરાની પેઠે લુટાવામાં આવે તો પછી કામયાબીની ઉમીદ હતી. રૂપીયા તેની પાસે ઘણા હતા તેણે બેદરદીથી રૂપીયા લુટાવા માંડયા. મશહુર છે કે જર લોખંડને નરમ કરી દે છે. તેણે બધા પહેરાવાળાઓ ને ગાંઠી લીધા. એણે એ પણ ભાળ મેળવી લીધી કે અઝરા કયા કમરામાં રહે છે. પણ આટલી બધી ખટપટ અને રૂપીઆ ખરચ કરતાં પણ તેનું કામ ન થયું તે નજ થયું, અઝરા સુધી તે પહોંચી શકયો નહિ.

મરકશ પણ અઝરા માટે કંઇ ઓછો બેચેન નહોતો. તે કલાકોના કલાક બહાર અઝરાના કમરાં સામે બેશી એવો ઇન્તેજાર કરતો હતો કે કયારે અઝરા બહાર આવે. અને કયારે તે એના દીદારથી પોતાનાં દીલને તસલ્લી આપે. પરંતુ અઝરા બહુજ કમ અને બહુજ કમ શું બીલકુલ બહાર નીકળતીજ નહોતી. મરકશ ચાહતો હતો કે તેના કમરામાં જઇ તેને મળે અને પોતાની હાલતે જાર બયાન કરે પરંતુ તેને ખબર હતી કે કોઇ પણ નનના કમરામાં અશકફે આઝમના હુકમ સીવાય ઘુસનારને બેઇઝતીની સાથે ગીરજા- માંથી કાઢી મુકવામાં આવશે. એથી તે સબરની સીલ છાતી પર રાખી જબ્તો સબર કરી રહયો હતો.

એક દીવસ પરેઢીયામાં અઝરા જાગી. અને સવારની નમાઝથી ફારેગ થઇ. તો બેઠાંબેઠાં તેનો જીવ ગભરાવા લાગ્યો. તે ઉભી થઇ કમરાની બહાર આવી. તેના કમરાની બરાબર સામે મરકશ બેઠો હસરતો યાસની નજરે તેને જોતો દેખાયો. એણે તેને ગરમ નજરે જોઇ પાછા ફરવાનું કર્યું. પરન્તુ તેની નજર આમ તેમ

ગઈ તો તેને વીસ પચીસ મરદો અને ઓરતોને ગીરજાના કમ્પાઉન્ડમાં ઝાડુ વાળતા જોયા. કેમકે આ વાત નવી હતી. તેથી તેને નવાઇ લાગી. નવાઇના સાથેજ એ શોક પણ પેદા થયો કે હું કોઇને પુછી જોઉં કે આ સફાઇ શા માટે કરવામાં આવે છે. તેથી તે દરવાજામાંથી આગળ વધી. એણે નનોને ઘણી ઝડપથી કામમાં લાગેલી અને જતી આવતી જોઇ. તે વધારે આશ્ચર્યમાં પડી તેણી વધુ આગળ વધી. એક નન જે ઝડપથી જઇ રહી હતી તેને પુછ્યું. આજ શું છે.? આ સફાઇ શામાટે થઇ રહી છે? તમો બધા આટલા બધા કામમાં શામાટે મશગુલ થઇ ગયા છો?

એ નને જરાક ઉભા રહી જવાબ આપ્યો. આજે આ ગીરજામાં અમારા શહેનશાહ અઝીમ- ફેમ (હરકુલ આજમ) બધા ગીરજાઓની નનો અને આખા શહેરની કન્યાઓ આવશે. અઝરા તમો હસીન જરૂર છો પરંતુ જોજો આજ આ ગીરજામાં કેવી કેવી હસીનો ભેગી થાય છે. એટલું કહી તે નન અઝરાને અર્થસુચક નજરે જોઇ મુસકરાતી ચાલી ગઇ.

હવે અઝરાને વધુ હયરત થઇ. એ સારીપેઠે જાણતી હતી કે અન્તાકીયામાં સેંકડો ગીરજાઓ છે. અને દરેક ગીરજાઓમાં નનો રહે છે. એને એ પણ ખબર હતી કે હરકુલ આજમનો પણ જુદો ગીરજા છે. જે શાહી ગીરજાના નામે ઓળખાય છે. વઝીરે આજમનો જુદો છે. એવી રીતે દરેક અમીર દરેક રહીસ, દરેક જાગીરદાર, દરેક દરબારી અને દરેક મસાહીબના ગીરજા જુદા જુદા છે. તેને એટલા માટે નવાઇ લાગી રહી હતી કે આ ગીરજામાં આજ હરકુલ આજમ, બધા ગીરજાઓની નનો અને શહેરની કન્યાઓની અહી આવવાનુ કારણ શું હશે? તે વળી આગળ ચાલી અને એક ઘરડી ઓરતથી પુછ્યું, આજ આ ગીરજાને દુલહનની પેઠે શા માટે શણગારવામાં આવે છે?

એ ઘરડી ઓરતે હસીને જવાબ આપ્યો. આજે આ ગીરજામાં અઝીમેરૂમ તશરીફ લાવશે.

અઝરા—શું, તેઓ હમેશાં આવ્યા કરે છે?

ઘરડી ઓરત—ના કોઇ કોઇ વખતે. જ્યારે કોઇ નવી અને ઘણીજ જરૂરી વાત હોય છે ત્યારે આવે છે.

અઝરા—શું. આ વખતે તેમને આવવાનું કંઇ ખાસ કારણ છે?

ઘરડી ઓરત—હા આજ ગીરજામાં આખા શહેરની હુરે તીલઅત છોકરીઓ ભેગી થશે. હમણા થોડીકજ વારમાં આ ગીરજા ઇન્દ્રનો અખાડો થઇ જશે.

અઝરાએ ભોળી સુરત કરી પુછ્યું શું હસીનોનુ પરદર્શન થશે!

ઘરડી ઓરત બેઅખત્યાર હસી પડી તેણે કહ્યુ ખરેખર હસીનોનુ પ્રદર્શન થશે. મોટી મોટી હસીન, દોશીજહ, અને પરીજમાલ છોકરીઓ ભેગી થશે. પરંતુ

પ્યારી દીકરી, તમારો નંબર સૌથી પહેલો રહેશે. તમોએ બધી છોકરીઓ કરતાં વધુ ખુબસુરત છો.

અઝરા પોતાની તારીફ સાંભળી શરમાઇ ગઇ તેણે શરમ ભરેલી નઝરે એ ઓરતને જોઇ પુછ્યું. એ પરદરશન શા માટે ભરાશે !

ઘરડી ઓરત—અમારા શહેરમાં બસો મુસલમાનો ગીરફતાર થઇને આવ્યા છે. તે મુસલમાનોને ખ્રિસ્તી થઇ જવાને માટે કહેવામાં આવ્યું છે. બીક અને ધમકી આપવામાં આવે છે. દોલત અને સુરતોની લાલચ આપવામાં આવી છે. પરંતુ તેઓ કોઇ પણ રીતે પોતાનો મઝહબ છોડવા તઇયાર થતા નથી. હવે આ તજવીજ સોચી છે કે આ શહેરની બધી દેશીજા અને ખુબસુરત છોકરીઓ આ ગીરજામાં ભેગી કરવી. અને પેલા મુસલમાન કયદીઓને અહીં લાવવા; યકીન છે કે તે હુરનો જમાલની જીવતી જાગતી તસ્વીરો જોઇ પોતાનો મઝહબ છોડી દેશે. તેઓના ખ્રિસ્તી થઇ જવાથી જે છોકરીને જે મુસલમાન પસંદ કરશે. તેની સાથે તેની શાદી કરી દેવામાં આવશે. મારી ભોળી હસીન અને નાજ આફરીન બેટી, હુસ્ન એવો ચલતો જાદુ છે જે દરેક ઇન્સાનને કયદ કરી લે છે.

અઝરાને મુસલમાનો આ ગીરજામાં આવવાની ખબર સાંભળી મસરરત થઇ તેને કયસને જોવાની આરઝુ હતી. ખુદાએ ગેબથી એની આરઝુ પુરી થવાનો સામાન કરી આપ્યો. તે પાછી ફરી અને પોતાના કમરા તરફ આસ્તે આસ્તે ચાલી. મરકશ હજી સુધી સામે બેઠો તેને તાકી રહી જોઇ રહયો હતો. અઝરાની નઝર તેના પર જઇ પડી. મરકશ પોતાને જોઇ રહયો છે એ જોઇ ઝડપથી પોતાના કમરામાં આવી, કમરામાં આવતાંજ તે દુઆ માગવા માટે સીજદામાં પડી ગઇ. તેણે ખરા દીલથી દુઆ માગી, ખુદાયા મને કયસની મોહબ્બતે પરેશાન બનાવી દીધી છે, તેની યાદ દરેક વખતે સતાવ્યા કરે છે. મારા દીલમાં તેને જોવાની ઉમ્મીદ છે. તુ બધાની તમન્ના પુરી કરે છે તો મારી પણ તમન્ના પુરી કર. હું તેને ફકત એક નજર જોવા ચાહું છું. મને તે દેખાડી દે.

તેણે સીજદામાંથી માથું ઉંચું કર્યું આ વખતે તેની આંખો આંસુઓથી ભરેલી હતી. જો કે તે જબત કરતાં કરતાં તે જબતની આદત વાળી થઇ ગઇ હતી. પરંતુ તે ઇન્સાન હતી કોઇ કોઇ વખતે જબતો સબરનો દામન છુટી જતો. તો પણ તે ઘણેજ જબત કરતી. આ વખતે કયસની યાદે દીલમાં ભારે તોફાન મચાવ્યું હતું. તેનું દીલ ભરાઇ આવતું હતું. પરંતુ તેણે બહાદુર મરદની પેઠે જબત કર્યો. આંસુઓ પી ગઇ. અને ઉંડો નીસાસો ભરી ઉભી થઇ અને કોચ પર બેસી, એ વખતની વાર જોવા લાગી કે કયારે હરકુલ આજમ અને મુસલમાનો ગીરજામાં આવે. અને તે એ હસ્તીને એક નજર જોઇલે જેની મહોબત એની રગ રગમાં અસર કરી ગઇ છે.

---

# પ્રકરણ ૧૭ મું.

—:૦:—

## દરબાર

—૦—

રહે યાસમે એહલે આરઝુ કબતક
કહીં તો આપકા દરબારે આમ હોજાએ.

જે બનાવો આગળા પ્રકરણોમાં લખવામાં આવ્યા વાર્તાને લગતા એમના પહેલાના બનાવો બયાન કરવા જરૂરી છે.

અરસાલુસ દર્રોરનો ઘણીજ કાળજીથી ઇલાજ કરી રહયો હતો. યુકન્ના અને લુસી ના માવજતમાં મસરૂફ હતા. ખુદાએ એ બધાની મહેનત અને જાંફેશાની ઠેકાણે લગાડી. દર્રોરને ધીમે ધીમે આરામ થવા લાગ્યો. જખમ ભરાવા લાગ્યા. બુખાર જતો રહયો હતો. ધીમે ધીમે કમજોરી પણ દુર થતી ગઇ. હવે તેમનામાં એટલી તાકત આવી ગઇ હતી. કે થોડી દુર ચાલી શકતા હતા.

પરીજમાલ લુસીયાનાને દર્રોરથી એટલી મહોબત થઇ ગઇ હતી કે તે દીવસનો ઘણો ભાગ તેમના પાસેજ પુરો કરતી જો કંઇ જતી તો બેચાર કનીઝોને એમની પાસે બસાડી જતી અને બહુ જલદી પાછી આવી પહોંચતી.

દર્રોરને પણ તેની સાથે એવી મહોબત થઇ ગઇ હતી. એનો શોહર શાહજાદા લાહન હતો. એ બન્ને મીયાં બીવીમાં ઘણીજ મહોબત હતી. પતંગીઆ પેઠે એક બીજા પર રીઝા હતા. એ બન્ને મીયાં બીવી દર્રોરની ખીદમતમાં લાગેલા રહેતા હતા.

દર્રોર આ લોકોમાં ઘણા આરામથી રહેતા હતા જ્યારે તેમને પોતાની બેનની યાદ સતાવતી. તો તેઓ લુસીયાના સાથે વાતો કરતા, એની ભોલી અને પ્યારી વાતોમાં એમનું દીલ ખુશ થઇ જતું.

લુસીયાના જેટલી ખુબસુરત હતી, એટલી નેક અને ભોલી હતી. જ્યારે તે વાતો કરતી તો જાણે તેના મોંમાથી ફુલ ઝડી રહયા છે એની સાથે વાતો કરનારનું કદી પેટ ભરાતું નહી.

ધીમે ધીમે દર્રોરમાં એટલી તાકત આવી ગઇ કે તે ઘોડે સવાર થઇ હવા ખોરી માટે જવા લાગ્યા. કોઇ વખતે લુસીયાના, તો કોઇ વખતે શાહજાદા લાહન પણ સાથે જતા હતા. તેમણે અન્તાકીયાની મશહુર જગાઓ ઘણીએવાર જોઇ હતી. આમ જોવાથી તેમની મતલબ ફકત ફરવાની નહોતી બલકે તેઓ એ અંદાજ કરી રહયા હતા કે જ્યારે મુસલમાનો અન્તાકીયા પર હુમલો કરશે તો કઇ બાજુએથી શહેરમાં દાખલ થવા આસાનીથી રસ્તો મળશે. તેઓ ફરતીક પોતાની સાથી ઓને પણ મળતા રહેતા હતા.

એમના સાથીઓ પણ યુકન્નાને લીધે આરામમાં હતી. એમના બંધ દૂર કરી દેવામાં આવ્યા હતા. હાથકડીયો અને પગની બેડીયો કાઢી નાખવામાં આવી હતી હવે તેઓ ફકત નજરબંદ હતા.

દરીર, અરસાલુસ, યુકન્ના અને તેના ખાનદાન વાળાઓના ઘણા મશકુર હતા તેમની આરજુ હતી, કે યુકન્ના અને તેના ઘરવાળા મુસલમાન થઇ જાય.

એક દિવસે જ્યારે આફતાબ નીકળી જરાક ઉંચો ચઢયો હતો. તે વખતે યુકન્ના તેમની પાસે બેઠો હતો. તેમણે તેને સંબોધી કહયું. યુકન્ના તમો પોતાની કોમથી ખીલાફ ઘણા રહેમ દીલ, નેક અને શરીફ છો. હું તમને ઘણી મહોબતથી યાદ કરૂં છું. તમોએ સારી પેઠે જાણો છો કે જેને જેની સાથે મહોબત થાય છે તે એની ભલાઇ માટે કોશીશ કરે છે. તમો દાનીશમંદ છે. તમોને એ માલુમ છે કે ખ્રિસ્તીઓએ પોતાના મજહબમાં ઘણો ફેરફાર કરી લીધો છે. તે ખુદાનો દીકરો છે એમ કહે છે. ખુદાની સાથે ખુદાના દીકરા અને રહુલ કુદસને અજલી કહે છે. એ ત્રણેની ભેગી તાકતને ખુદાની કુવ્વત સમજે છે. એક સમજદાર ઇન્સાન સમજી શકે છે કે આ તાલીમ ખુદાની તાલીમ નહોઇ શકે. આ તાલીમથી ખુદાની કમજોરી તસલીમ કરવી પડે છે. ખુદા કમજોર તે જબરદસ્ત કુદરતવાળો છે. એક છે. કોઇ એનો શરીક નથી. તે બધાનો ખાલીક અને કાદીરે મુતલક છે. ખુદાએ આ દુન્યા જે આપણે જોઇ રહયા છીએ અને તે આલમ જ્યાં આપણે બધા મરીને જઇશું. પેદા કયા છે એનો કોઇ દીકરો નથી તેમજ દીકરી પણ નથી. તેમ તેને દીકરા દીકરીના તેને જરૂરત છે જો તેને દીકરો અને દીકરી હોત તો બીબી પણ જરૂર હોવી જોઇએ પરંતુ તમો એ માનો છો કે તેની બીબી નથી. જ્યારે બીબી નથી તો પછી દીકરા દીકરી ક્યાંથી આવ્યા. જો તે કોઇ નેવગર બાપથી પેદા કરી દે તો એને એમ કહી શકાએ નહીં કે એ ખુદાનો દીકરો છે. ખુદાએ હઝરત આદમને વગર માએ અને હઝરત ઇસાને વગર બાપે પેદા કર્યાં. એથી એની અદભુત કુદરત જાહેર થાય છે. હું ચાહું છું કે તમો એ શીરકની વાતો મુકી દો. અને...........

યુકન્ના ખામોશ બેઠો તેમની ગુફતગુ સાંભળી રહયો હતો. એનો ચહેરો લાલચોળ થઇ રહયો હતો. એ નથી કહી શકતા કે એની એ હાલત જોશના સબબથી હતી કે ગુસ્સાને લીધે. એણે વાત અટકાવી કહયું દરીર હું એ બધી વાતો સારી પેઠે સમજું છું. ખુદાની વેહદાનીયતને માનું છું. પરંતુ...............

દરીરે વાત કાપી કહયું. પરંતુ મજબુર છો.

યુકન્ના—હા મજબુર છું.

દરીર—એવી શી મજબુરી છે?

યુકન્ના—હું કહીશ પણ હમણાં નહીં.

દર્રોર કંઇ કહેવા જતા હતા કે અરસાલુસ આવ્યો, અને સલામ કરી એક કુરસી પર બેસી ગયો. દર્રોરે તેને સંબોધી કહ્યું. અરસાલુસ મે કેટલીક વખત આપનો શુક્રીયા અદા કરી ચુકયો છું. પરંતુ ખરી હકીકત એ છે કે હું તમારો શુક્રીયા અદા કરી શકતો નથી. આપે એક પરદેશી પર ઘણી મહેરબાની કરી. એક બેકસ ને બેબસ કયદીનો એવી હમદરદી અને ખરા દીલથી ઇલાજ કર્યો. જે આપની નેક નફસીનો પુરાવો છે.

અરસાલુસે મુસકરાઇને જવાબ આપ્યો હું ઘણીવાર અરજ કરી ચુકયો છું કે મારો શુક્રીયા અદા કરવાની જરૂરત નથી મેં મારો ઇન્સાની ફરજ અદા કરી છે. હું ખુશ છું કે ખુદાએ તમોને આરામ કરી દીધો. અઝીમ રૂમને પણ આપની સહેતયાબીથી ઘણી ખુશી થઇ.

દર્રોરને અરસાલુસની વાત સાંભળી ઘણી હયેરત થઇ. તે બરાબર ટટાર બેશી ગયા. તેમણે આશ્ચર્યની નજરે તેને જોઇ પુછ્યું. હરકુલ આજમને મને આરામ થવાની ખબર સાંભળી ખુશી થઇ? એ કેમ? તે માણસ જેણે મને કતલ કરી નાખવાનો હુકમ આપ્યો હતો તે મને આરામ થએ કેવી રીતે ખુશ થઇ શકે?

અરસાલુસે પોતાની ખુરસી દર્રોરની પાસે ખેચી અને તે પર નીરાંતે બેસી કહેવા લાગ્યો.

આપને તાઅજ્જુબ છે. તાઅજ્જુબ થવું પણ જોઇએ. પરંતુ આપને હરકુલ આજમને ગમતી ખબર આપને માલુમ નથી. હું તમોને એક જુની વાત યાદ દેવડાવું છું. બહુ જુની અને એવી કંઇ જુની પણ નથી. થોડાકજ વખતની વાત છે કે, તમારા મોહતરમ નબી હજરત મોહમદ સ.અ.વ. મે દઅવતે ઇસ્લામ માટે હરકુલ આજમની પાસે એક કાસદ મોકલ્યો. અઝીમરૂમે એ કાસદ સાથે ખાનગીમાં કેટલાક કલાક સુધી વાતચીત કરી હતી. તેને યકીન થઇ ચુકયો હતો કે હજરત મોહમદ સ.અ.વ. સાચા રસુલ છે અને તે પયગ-મબરે આખરૂજજમાન છે. હરકુલ આજમ મેં પોતાની કોમના આગેવાનોને ભેગા કરી પોતાનો વીચાર જણાવ્યો પરંતુ એમની કોમના એક પણ માણસે તેમની વાત માની નહીં. બલ્કે ગયજો ગઝબમાં આવી ખ્રિસ્તીઓએ એ કાસદને મારી નાખ્યો. જ્યારે કાસદને કતલ કરી નાખ્યાની ખબર અરબમાં થઇ તો તમારા મુકદસ રસુલે એક નાનું સરખું લશ્કર ચોતા નામે મુકામ પર રવાના કર્યું તે લશ્કરની હાર થઇ અને હજાફરે તઇયાર પણ શહીદ થઇ ગયા. બધા મુસલમાનોને એમના શહીદ થવાનો રંજો અફસોસ થયો. અને તેમણે ગયજગજબમાં આવી એક બીજો લશ્કર રવાના કર્યો. એ લશકરના સરદાર ખાલીદ ર.અ. હતા. ખાલીદ ર.અ. નીસાથે બધા મળીને પાંચસો મુસલમાન હતા. એમના મુકાબલા માટે એક લાખ ખ્રિસ્તીઓનું લશકર મોકલવામાં આવ્યું. પરંતુ ખ્રિસ્તીઓની કીસમત ફરી ગઇ હતી.

મુસલમાનોને બોલબાલા થવાનો હતો. આ લડાઇમાં ખ્રિસ્તીઓ હારી ગયા. પણ અમારી ખુશ નસીબ મતીએ એવામાં ઇરાન સાથે લડાઇ શરૂ થઇ. જેથી હ. ખાલીદને પાછા બોલાવી ઇરાન મોકલી દેવામાં આવ્યા. થોડીકજ મુદતમાં ઇરાનમાં શાંતી થઇ ગઇ. અને હ. મોહમદ સ.અ.વ. એ પોતાની કોમને મુલ્કેશામની ફતેહની બશારત આપી. આથી અઝીમે રૂમે મુલ્કના બધા મોઅઝીઝ ખ્રિસ્તીઓ અને ખ્રિસ્તી વાલીયાને મુલ્કને ભેગા કરી સમઝાવ્યા કે અરબમાં જે નબી મબઉસ થયા છે, તે તેજ છે. જેની પેશીનગોઇ આપણી મુકદસ કીતાબોમાં લખેલી છે. તેમનો મઝહબ મઝહબે ઇસ્લામ છે. થોડાકજ વખતમાં ઇસ્લામ આખી દુન્યા પર ગાલીબ થઇ જશે. અજબ નહી કે આપણો પણ મુલક તેમના કબજામાં આવી જાય સારી વાત એ છે આપણે તેમની સાથે સુલેહ કરી લઇએ હમણા આસાન શરતોથી સુલેહ થઇ જશે. ખ્રિસ્તીઓ આ વાત સાંભળી ઘણા ગુસ્સે થયા. એમનામાં ગયજે ગજબનો જોશ ભરાઇ આવ્યો એમની એ હાલત જોઇ મસલેહત કરવાવાળા ચાલ્યા ગયા. જ્યારે મુસલમાનોએ ફરીથી મુલ્ક શામેના તરફ મોઢું કર્યું તો અઝીમે રૂમે પાછા વાલીયાને મુલ્ક અને આગેવાન લીડરો મુકદસ રાહીબે અને સાચી સલાહ આપનારાઓને ભેગા કર્યા. અને તેમની સામે પહેલા કહી હતી તેજ વાત રજુ કરી પરંતુ છેવટ કંઇ પણ આવ્યું નહિ. ખ્રિસ્તીઓ ઘણા ગજબનાક થયા અને તેમણે ભેગા થઇ મુસલમાનોને ફના કરી નાખવાના કસમ ખાધા પરંતુ સાચીવાત એ છે કે અમારી કોમ પર દુઃખના વાદળો ઘેરાઇ રહયા હતા. કોમે પોતના શરીફ શહેનશાહનું કહેવું માન્યું નહી છેવટે ધીમે ધીમે મુસલમાનોએ મુલ્ક શામ પર કબજો કરી લીધો. હવે ફકત પાયતખ્ત બાકી રહયું છે, એનો પણ ખુદા હાફીજ છે. મુસલમાનો એના પર પણ હુમલો કરવા આવી રહયા છે. ખ્રિસ્તીઓએ પણ પોતાની કુવ્વત ભેગી કરી લીધી છે. જંગ થશે અને જોરો શોરથી થશે. આ જંગ ઇતીહાસમાં યાદગાર રહી જશે. આ જંગથી એક તરફવાળાનો જવાલ અને બીજી બાજુવાળાને ઇકતેદારનો મોકો છે. આ બનાવો સંભળાવવાની મારી મતલબ એ હતી કે હું આપને અઝીમ રૂમના ખ્યાલાતથી વાકેફગાર કરી દઉં. અમારા શહેનશાહ મુસલમાનોથી નફરત કરતા નથી બલકે તેથી ઉલ્ટું એને ઇસ્લામ અને મુસલમાનોથી મહોબત છે. મને આ વખતે મુલ્કની મોટી કાન્સીલના હુકમથી મોકલવા આવ્યો છે. ...............

દરોર ઘણા ગોર અને તવજ્જહથી અરસાલુસની વાત સાંભળી રહયા હતા. તેમણે વાત કાપી પુછ્યું. આપ શામાટે આવ્યા છો ?

અરસાલુસ—આપ એ સારી પેઠે જાણો છો કે ખ્રિસ્તીઓ પાસે એટલો બધો માલ દોલત છે કે જો તેઓ ચાહે તો સોના, ચાંદીના ઢગલા કરીદે. રેશમી તાકાઓની થપ્પી લગાવી દે. સાચા મોતી, નીલમ, પુખરાજ, યાકુત, જબરજદ, અને લાલોના ઢગલા કરી દે. તમોએ ખ્રિસ્તી ઓરતોને જોઇ છે. કેટલી બધી

હસીન અને ખુબસુરત છે. જો તમો ખ્રિસ્તી થઇ જાઓ તો જેટલું જોઇએ તેટલું. સોનું. ચાંદી. રેશમી થાન, હીરા, ઝવેરાત, આપવામાં આવશે. જે ઓરતોનો હાથ પકડીસો તેની સંગાથે તમારો નીકાહ પઢાવી દેવામાં આવશે. વધુમાં મુલકગાનો રસાળમાંનો રસાળ ભાગ તમને આપવામાં આવશે........

દર્રાર મુસકરાઇ રહ્યા હતા. તેમણે વાત કાપી કહ્યું. અરસાલુસ તમો અને તમારી કોમ અમારી પરિક્ષા લેવા ચાહે છે. અમોને સીરાતે મુસ્તકીમ (સીધા રસ્તા) પરથી હઠાવી કુફ્રો જલાલતના અંધકારમાં જોવા ચાહે છે. જો તમો એમ સમઝતા હો કે અમો દોલત મુલક હકુમત અને હુરનો ખુબસુરતી પર ફરેફ્તા થઇ પોતાનો મજહબ છોડી દઇશું તો તમારી એ ભુલ છે. અમો મુસલમાન છીએ ઇસ્લામ અમારી રગેરગમાં પ્રવેશ થઇ ગયો છે. દુન્યાની કોઇ લાલચ અમોને ડગમગાવી શકે તેમ નથી કોઇ લાલચ કે ફરેબમાં આવી અમો ઇસ્લામ જેવી નેઅમતને મુકી શકતા નથી તમોએ હમદરદી અને સાફદીલે મારો ઇલાજ કર્યો છે. હું તમારો મશકુર છું. મારા દીલમાં તમારી મહોબત અને માન છે. એટલા માટે ખામોશ છું. જો તમારા સીવાય બીજો કોઇ માણસ આવી વાતો કરતો તો તેને એ શેયતાની તરગીબ અને લાલચનો જવાબ તલવારથી આપવામાં આવતે.

દર્રારને આ વખે જોશ આવી ગયો હતો. ચહેરો લાલચોળ થઇ ગયો હતો આંખો સુરખ થઇ ગઇ હતી અરસાલુસ ફરીને ખામોશ થઇ ગયો. થોડીવાર ચુપ રહયા પછી તેણે યુકન્નાને કહ્યું સાંભળવામાં આવ્યા છે કે આજે દરબાર ખાસ છે. તમોને કંઇ ખબર છે. એ દરબાર શા માટે ભરવામાં આવે છે?

યુકન્ના—ખબર મળી છે, કે મુસલમાન કયદી ઓને લગતો કંઇ ફેસલો કરવામાં આવશે.

અરસાલુસ—તો બસ મારા ખ્યાલમાં આ મુસ્લીમ કેદીઓનો છેલ્લો વખત આવી પહોંચ્યો. આમતોરપર ખ્રિસ્તીઓ એમનાથી નાખુશ છે. દરબારીઓ એમના દુશ્મન છે. અને વઝીરે આજ મને તો ખુદાઇ વેર છે. ખુદાને ખબર શું થનાર છે.

યુકન્ના—મને પણ એજ બીક છે. ખ્રિસ્તીઓને મુસલમાનો સાથે એવી દુશમની છે, જેવી મોરને સાંપથી.

અરસાલુસ—આ દરબાર કયારે ભરાશે.

યુકન્ના—દરબાર ભરાવાનો હમણાંજ ટાઇમ છે. વખતે એકાદ કલાકમાં કારવાઇ શરૂ થઇ જશે. હું આપની વાતોમાં કંઇ એવો રસ લેવા લાગ્યો કે ખ્યાલજ ન રહયો. મારે તો તઇયાર થઇ આવખતે રવાના થઇ જવું જોઇતું હતું.

અરસાલુસ—હજી વખત છે જલ્દીથી તઇયાર થઇ જાઓ. ખુદા કરે આપણી કોમ મુસલમાનોને કતલ કરવાનો ફેસલો ન કરીદે.

યુકન્ના—આમીન, મને ખોફ છે કે, ખ્રિસ્તીઓ કયદીઓને કતલ કરી નાખવાનો ફેસલો કરશે. શું આપ નહી ચાલો ?

અરસાલુસ—જરૂર ચાલીશ. હું મારા કાને મુસલમાનોની કીસમતનો ફેસલો સંભળાવીશ. દરીરે મુસકરાઇને કહયું. કોઇ માણસ કોઇની કીસમતનો ફેસલો કરી શકતો નથી. બધાની કીસમતોનો ફેસલો કુદરત કરે છે. આપને વખત પહેલાં અફસોસ કે ખોફ કરવો ન જોઇએ જો અમારો વખત આવી પહોંચ્યો છે તો કોઇ તાકત તેની રોકી શકનાર નથી અને જો અમારી જીંદગી હજી બાકી છે તો આખી દુન્યા મળીને પણ અમારો વાળ વાંકો કરી શકનાર નથી. (યુકન્નાને સંબોધી) આપ ઝડપથી તઇયાર થઇ તશરીફ લઇ જાઓ.

યુકન્ના ઉભો થયો અને તઇયાર કરવા માંડી જલદી જલદી શાહી લીબાસ પહેર્યો માથા પર તાજ રાખ્યો. ઘણી જલદીથી તઇયાર થઇ અરસાલુસની સાથે ઘોડેસ્વાર થઇ દરબાર તરફ રવાના થઇ ગયો. આ બન્ને ઝડપથી ચાલી બાદશાહી મહેલ પાસે પહોંચ્યા. અહીઆં લશકરી ટુકડીએ તેમનો ઇસતકબાલ કર્યો. બને ઘોડા પરથી ઉતર્યા સીપાઇઓએ આગળ વધી ઘોડા પકડી લીધા એ બન્ને શાહી મહેલમાં દાખલ થયા.

આ મહેલના બહારની દીવાલો પર ઘણો સાફ સુફેદ પલાસ્તર કરેલો હતો. જેમાં ખુશ- નુમા બેલ બુટા બનાવેલા હતા. આ બેલ બુટા એોમાં મોતી અને ઝવેરાત ચોડેલા હતા જેની ચમક દમકથી આંખો અંજાઇ જતી હતી. મહેલના અંદરના ભાગનો દેખાવ ઘણો દીલફરેબ હતો. સદર દરવાજામાંથી નીકળતાંજ બગીચો આવતો હતો. આ બગીચો ઘણો ખુશનુમા હતો એમાં નાના નાના ફળવાળા ઝાડ ઠેકઠેકાણે ઉભેલા હતા. ફુટપાથરી સાફસફાફ સગે મરમરની હતી. ફુટપાથરીની બન્ને બાજુએ ઘણાજ ખુશરંગ અને ખુશબોદાર ફુલોના છોડ હતા. આ બગીચો પાર કરી આગળ વધતાં એક ચબુતરો આવતો હતો. આ ચબુતરો ૧૫ ફુટ પહોળો હતો. આ ચબુતરા પર ખ્રિસ્તી સીપાહી જરદોજી પોશાકો પહેરી હાથમાં ખુલ્લી તલવારો લઇ અકડીને ઉભા હતા. એમના રંગ બરંગ પોશાકો ઝળકાટ મારી રહયા હતા. તેમણે આ બન્નેને જોતાંજ તલવારો માથાથી ઉંચી કરી માથું નમાવી સલામ કરી. આફતાબનાં કીરણોમાં ખુલ્લી તલવારો ચમકી. આ બન્નેની આંખો અંજાઇ ગઇ. તેમણે સલામનો જવાબ આપી આગળ ચાલ્યા. આ ચબુતરાથી શાહી મહેલની ઇમારતો શરૂ થઇ જતી હતી. તેઓ ત્રણ કમરા પસાર કરી એક મોટા કમરામાં આવી પહોંચ્યા.

આ કમરો ઘણો મોટો અને ઉંચો હતો. એની છત સંગેમરમરની હતી. દીવાલો પર સોનેરી રંગ લગાડેલો હતો. જેના પર લીલા અને ગુલાબી નકશોનીગાર બનાવેલા હતા. જે ઘણા દીલફરેબ દેખાતા હતા. જમીન પર જાડા રૂમી ગાલીચા પાથરેલા હતા. દરવાજાઓ ઉપર ઘણાજ કીમતી રેશમી પરદા પડેલા હતા. આ કમરાની વચમાં શાહ

બલુતાની એક મોટી મેજ પડેલી હતી. આ મેજપર લીલાલીલા કંગોરા કાપેલા એવા દેખાઇ રહયા હતા કે જાણે લીલી લીલી ઘાસ ઉભેલી છે. મેજની ચારે બાજુએ ચાંદીથી મઢેલી ખુરસીઓ પડેલી હતી. આ કુરસીઓ પર વઝીરો અમીરો ઉમરાવો અને રાજ્યના મોટા અમલદારો બેઠા હતા. સામે મેજની એક બાજુએ એક આખી ચાંદીની ખુરસી પડેલી હતી. એનાપર સોનાનું કામ કરવામાં આવ્યું હતું. આ કુરસીપર હરકુલઆજમ શાહી લીબાસ પહેરી બેઠા હતા. એના લીબાસમાં હીરા અને ઝવેરાત ટાંકેલા હતા. અને એના શું બલકે દરેક માણસના લીબાસમાં તેના ગજા મુજબ હીરા ઝવેરાત ટાંકેલા હતા. જે કમરાને ઝગઝગાવી રહેયા હતા.

આ કમરામાં શહેર ખામોશાં (કબરસ્તાન) ના જેવી ખામોશી છવાઇ રહી હતી કોઇ કોઇ જમાએ માણોની બાનબીનાહક થતી હશે પરંતુ અહીઆ એ પણ નહોતું. યુકન્ના અને અરસ્તાલુસે કમરામા પેસતાંજ સીજદો રી શહેનશાહને સલામ કર્યો. સલામ કરી તે ઉભા થયા અને ખાલી કુરસીઓ પર ગોઠવાઇ ગયા. આ કમરામાં બેસ નારાઓના માથા ઝુકેલા હતા. એમને જોઇ એવું જણાતું હતું કે જાણે તેઓ મરકબામાં બેઠા છે.

હવે હરકુલઆજમે નજર ઉંચી કરી એણે સરસરી નજર દરબારીઓ પર નાખી જ્યારે તે જોઇ રહયો ત્યારે તેણે કહયું. "ખ્રિસ્તી જમહુરના પરસ્તારો ખ્રિસ્તી તાજના વફાદારો ? એનો અવાજ હવામાં ગુન્જતાંજ બધા હાજર રહેલા એવી રીતે ચમકી પડયા કે જાણે વાદળાના કડાકાએ એમને આલમે બાલામાંથી ધકેલી દુન્યામાં નજરે પાડી નાખ્યા છે. એ બધાની હરકુલ આજમ ભણી થઇ ગઇ હરકુલ આજમે કહેવા માડયું.

"ખ્રિસ્તી દીલેરો, ઇસ્લામી હીમલા આવરોની ખબરો રોજ બરોજ વહેશતનાક સાંભળવામાં આવી રહી છે. જાસુસોએ ખબર આપી છે કે મુસલમાનો હલબથી આલી ગમ્માહ પહોંચ્યા. કોઇ મુસલમાન રઇસની છોકરીને કોઇ બદબખત ખ્રિસ્તી છે તરીને લઇ આવ્યો છે. એમ પણ માલુમ પડયું છે કે એ છોકરીને એક કે બે રાત ગમ્હાહના ગીરજામાં રાખવામાં આવી અને એ ગીરજાનો પાદરી જેનું નામ નકીતા છે. એ. છોકરીને તેમજ નનો અને રાહીબોને લઇ અન્તા કીયા આવી ગયો છે. અને કનીસા કસીસીનમાં ઉતર્યો છે. એ પણ સાંભળ્યું છે કે તે છોકરી બલાની હસીન છે. એનો હુસ્ન આલમ અફરોજ અને સહેરબેજ છે. મુસલમાનો આ છોકરીને ફોસલાવી લઇ આવવાના કારણે ગજબનાક થઇ રહયા છે, મને એ બાબતની ખબર સાંભળતાં સખત અફસોસ થયો. કોઇ છોકરીને નસાડી લઇ આવવી, ઇન્સાનીયત, શરાફત કે મરદાઇ નથી. એ કામ લફંગાઓનું છે. એવા કામેથી આખી કોમના દામન પર ખરાબ ડાઘ લાગે છે. જ્યારે હું એવો વિચાર કરૂં છું કે એ કામ મારા

હમકોમે કર્યું છે. તો મારૂં માથું ફરતેની દામનથી ગીરેબાનગીર થઇ જાય છે. આપ સાહેબોને સારી પેઠે યાદ હશે કે જ્યારે મુસલમાનોએ દમીશક ફતેહ કર્યું હતું. તો તેમણે શાહજાદી (હરકુલ આજમની દીકરી) ને કયદ કરી લીધી હતી. પરંતુ જ્યારે મેં મારી દીકરીની માગણી તેમની પાસે કરી તો તેમણે કંઇપણ બદલો લીધા વગર શાહ જાદીને ઘણી ઇજ્જતોતવકાર સાથે મારા પાસે મોકલી આપી હતી. એક તે ઇન્સાન છે જે શરીફ છે. જેની આદતો શરીફાના છે. એક આપણી કોમ છે. જે તેહઝીબો ઇન્સાનીયતથી દુર થઇ ગઇ છે. આ અને એવી બીજી શરમનાક હરકતોના કારણે આપણાથી ખુદા, ખુદાનો દીકરો (હ. ઇસા) અને રૂહલ કુદસ નારાજ થઈ ગયા છે. એમની નારાજીથી આપણે જલીલોખ્વાર થઇ ગયા છીએ. જો આપણે આપણી ખરાબ હરકતો ન છોડીશું તો એથી પણ વધુ ખ્વારોખસ્તા થઇ જઇશું.
ા તો હું કહી રહ્યો હતો કે મુસલમાનો ગમ્માહ પહોંચ્યા. જો કે તેમને ખબર મળી ચુકી હતી કે તે છોકરી જેને બળ પુરવક ખ્રિસ્તીઓ લઇ ગયા છે. આ ગામમાં લાવવામાં આવી અને આ ગીરજામાં રાખવામાં આવી. પરંતુ એની સાથે એ પણ ખબર મળી ચુકી હતી કે તે છોકરી. તેને લાવનાર તથા ગીરજાના માણસો બધા અહીંથી ચાલ્યા ગયા છે. તો એ શરીફ કોમે ખ્રિસ્તીઓથી ઇન્તેકામ લીધો નહીં. બલ્કે તેમની સાથે શરીફાના વર્તાવ કર્યો. ત્યાંથી ચાલી તેઓ રાવનદાન પહોંચ્યા રાવનદાનના વાલી (ગવરનર) એ તેમની સાથે સુલેહ કરી લીધી. તેઓ આજીમ તરફ આગળ વધ્યા. આજીમના હાકમના હાકેમે પણ સુલેહ કરી લીધી, સૌથી વધુ કાબીલે અફસોસ અને શરમનાક ફેલાવે તેવી વાત એ છે કે અમનો બાદશાહ જેને ખ્રિસ્તી દુન્યા ઘણો દીલેર, મોટો બહાદુર, અને ખ્રિસ્તી કોમનો જાંનીસાર ફરઝંદ સમઝતી હતી. તેણે પણ મુસલમાનોથી ડરી જઇ સુલેહ કરી લીધી. હવે ફકત અરતાજ નામનો કીલ્લો બાકી રહી ગયો છે. જો મુસલમાનોએ તે પણ ફતેહ કરી લીધો તો પછી તેમને લોખંડના પુલ સીવાય કોઇ જગાએ રોકવાનો મોકો નથી. મેં લોખંડના પુલ પર કાફી લશ્કર મોકલાવી દીધું છે. ચારે બુરજોમાં ખ્રિસ્તીઓની ફોજ હાજર છે. જો તેમણે જરા પણ જુરાત અને દીલેરીથી કામ લીધું તો તેઓ હરગીઝ મુસલમાનોને લોખંડનો પુલ પસાર કરવા દેશે નહીં. મગર મને ખોફ છે. કે મુસલમાનોનો ખોફ ખ્રિસ્તીઓના ઉપર છવાઇ ગયો છે. મને ઉમીદ નથી. કે બુરજોના સંભાળનારા મુસલમાનો મુકાબલો કરી શકે. જો ખુદા ન ખ્વાસ્તા મુસલમાનોએ લોખંડનો પુલ પસાર કરી લીધો તો પછી તેઓ અન્તાકીયાના સામેના મેદાનમાં હશે. અને અન્તાકીયા તેમની સામે તો શું બલકે તેમનારહેમો કરમ પર હશે. હું ઘણો ખુશ થયો છું કે વાલી (માને કીમો) મરઅશ, કલ્લે અસકયાબર, તરતુસ, મસીસા માહીયહ, અકસરા, ફાઅના, અને મારહાએ ભાગ લઇ ખ્રિસ્તીઓના દીલોને મજબુત કરી દીધા છે. આ મજાહેદીન

ઘણાજ લશકરીઓ લઇ જેહાદમાં શરીક થવા આવી પહોંચ્યા છે. આખી કોમે એ જવાંમર્દોનો શુક્રીયહ અદા કરવો જોઇએ હું પોતે એ બધા સાહેબોનો મશકુર છું. આજ એ વાતની જરૂરત છે. કે આપણે નાઇત્તેફાકીની લાનતને પોતાના દીલોથી દુર કરી દેવી જોઇએ પોત પોતાના ઝગડાઓને પગ નીચે રગદોળી જમીનમાં દફન કરી દેવા જોઇએ રશકોહ સદની આગને કીસમતના પાણીમાં ડુબકી દઇ બુઝાવી નાખવી જોઇએ અને બધા એક થઇ મુસલમાનો પર તુટી પડીએ જો આપણે આમ કરીએ તો પુરો ભરોસો છે. કે આ પણ ફતેહ થશે. કેમકે મુસલમાનો ઘણા થોડા છે. એટલે ફકત ૧૭ કે ૧૯ હજાર અને ખ્રિસ્તીઓ ૧૧ લાખ છે ૧૯ હજાર અગીયાર લાખનો શું મુકાબલો કરવાના હતા. પરંતુ આ જંગ છેલ્લો અને ફેસલો કરનારી જંગ છે. મે આ વખતે આપ સાહેબોને ફકત બે વાતોમાં સલાહ લેવા બોલાવ્યા છે. પહેલી વાત એ છે કે સોખંડના પુલ પર આજ કાલ દસ હજાર ફેલાવાએલા લશકરીઓ છે. જોવું એ છે કે એ સીપાઇઓ કાફી છે. કે તેમની મદદ માટે બીજા મોકલવા જોઈએ અને બીજી મુસલમાન કયદીઓને લગતા."

હરકુલ આજમની શુફતગુ બધા લોકો ઘણી ખામોશીથી સાંભળી રહયા હતા. જ્યારે તે ખામોશ થયો. તો તરતુસનો બાદશાહ થયો. એ જવાન હતો. આલા દરજ્જાની રેશમી પોશાક પહેરેલો હતો. તેણે કહેવા માંડયું સૌથી પહેલાં હું મારા તરફથી અને બીજા વાલીયાને મુલ્કની જાનીબથી જેનો ઉલ્લેખ આપે કર્યો છે. આપના સ્લેબી જંગમાં દાવત આપવા પર શુક્રિયા અદા કરૂં છું. આપણે ખ્રિસ્તીઓ છીએ ખ્રિસ્તી મજહબની હીફાજત કરવી આપણી ફરજ છે. આ વખતે મુસલમાનો સાથે આપણા મુલ્ક પર જંગ નથી મુસલમાનો મુલ્ક અને દોલતની ખાતર જંગ કરતા નથી. તેઓ તો આખી દુન્યાને મુસલમાન બનાવવા ચાહે છે. તેમણે ઇરાન પર કબજો કરી લીધો. અને ઇરાનીયોને મુસલમાન કરી લીધા. મુકદ્દસ આગ બુઝાવી નાખી ઇરાનના આતશકદા (અગીયારી) ટાઢા પડયા છે. જરથોસ્તીઓ ઇરાનમાંથી નાશી ગયા છે. ને કેટલાક મુસલમાન થઇ ગયા છે. ઇરાન પર પુરો કબજો કરી હવે તેઓએ મુલ્કશામનો રૂખ કર્યો છે. તેઓ ઇરાનીઓની પેઠે ખ્રિસ્તીઓને તથા શામીઓને પણ મુસલમાન બનાવવાની ફીકરમાં છે. ખ્રિસ્તી ધર્મનો નાશ કરવા તત્પર થઇ ગયા છે. જો તેમના પુરને રોકવામાં ન આવ્યો તો. તેમના પુરના પ્રવાહમાં ખ્રિસ્તીઓ તણખલાની પેઠે તણાઇ જશે. અથવા તેમનો એક ભાગ બની જઇ એમનનમાં ભળી જશે. આ વખતે દરેક ખ્રિસ્તીની ફરજ છે કે, પોતાના મઝહબની હીફાજત માટે માથા પર કફન બાંધી ઉભો થઇ જાય. અમો બધાને બોલાવેલા કે શાહી ફરમાનના મળવાથી સ્લેબી જંગમાં ભાગ લેવા આવી પહોંચ્યા છીએ. ખુશ કીસમતીએ આ વખતે બધા વાલીયાને મુલ્ક એક થઇ ગયા છે. મુસલમાનોના ખીલાફ પુરેથી પશ્ચિમ

સુધી જોશી ગજબ ઉભરાઇ આવ્યો છે. દરેક બાજુથી ખ્રિસ્તીઓ ઇસ્લામ અને મુસલમાનોના મુકાબલા માટે દોડી પડયા છે સહુથી વધુ મુસરત અંગેજ ખબર એ છે કે ફલીતાનુસ રોમતુલ કુબરાનો બાદશાહ પણ ત્રીસ હજાર જાંનીસાર ખ્રિસ્તીઓને લઇ ત્યાંથી રવાના થઇ ગયો છે. જે સવાર સાંજમાં આવી પહોંચશે. મુસલમાનો બધા મળીને ૧૭ હજાર કે વધુમાં વધુ ૧૯ હજાર છે એવી ખબર મળી છે ખ્રિસ્તીઓનું લશકર લગભગ અગીયાર લાખ છે. એ હીસાબે એક મુસલમાનના મુકાબલામાં ૬૦ ખ્રિસ્તીઓ આવે છે. પરંતુ ૬૦ માણસોથી એક માણસ લડી શકે નહિ. એટલા માટે પુરી ખાત્રી છે કે આપણી ફતેહ થશે. આપણને વધુ ફીકરો તદબીરની જરૂરત નથી. મુસલમાનોને અન્તાકીયાના સામેના મેદાનમાં આવવા દો. એમનો તો પત્તો પણ નહી લાગે કે કયારે આવ્યા અને ગયા. આપણા ઘોડાઓના ટાપુઓ તેમને છુંદી નાખશે. લોખંડના પુલ પર હમણા દસ હજાર જાબાજો મુકરર છે. મારા ધારવા પ્રમાણે એ ઇસ્લામી લશકરના પુરને અટકાવવા બહુ કાફી છે. ત્યાં તો એક હજાર સવાર પણ બહુ છે. મુસલમાનોને લોખંડનો પુલ જીતતાં ઓછામાં ઓછા ૭ મહીના જોઇએ. અલબત્તહ. ખ્રિસ્તીઓ એટલા બધા અન્તાકીયામાં આવીલાગ્યા છે કે શહેરની જમીન તંગ થઇ ગઇ છે. જો કંઇક લશકર અન્તાકીયાની બહાર મેદાનમાં મોકલી દેવામાં આવે તો શહેરની તંગી દુર થઇ જશે. અને વધુ માણસોના ભેગા થવાથી બીમારી ફાટી નીકળવાનો જે ભય છે તે પણ દુર થઇ જશે"

હવે અકસરાનો બાદશાહ ઉભો થયો એ આધેડ વયનો જાડો મોટો ખ્રિસ્તી હતો. તે પણ રજક બરક પોશાક પહેરેલો હતો. તેણે કહેવા માંડયું. "હું નથી સમજી શકતો, ખ્રિસ્તીઓ મુસલમાનોને હવા કેમ સમજવા લાગ્યા. શા માટે તેમના પર એમનો રોબ છવાઇ જાય છે. જેવી રીતે તેઓ ઇન્સાન છે. એવી રીતે આપણે પણ ઇન્સાન છીએ બે હાથ બે પગ જે તેમના છે તેવાજ બે હાથ, બે પગ આપણા છે. એનો તો આપણે વહેમો ગુમાન પણ ન કરવો જોઇએ. કે ૧૯ હજાર મુસલમાનો અગીયાર લાખ ખ્રિસ્તીઓનો મુકાબલો કરશે. પહેલાં તો લોખંડનો પુલ અને પુલ પરના જાહેરેલ ખ્રિસ્તીઓ એમને મારી નસાડી મુકશે. અને જો તેઓ એટલા બધા સખત જાન પણ હશે કે કોઇ પણ રીતે પુલ પસાર કરી આ બાજુ ચાલ્યા આવ્યા તો સમજી લો કે તેમની મોત તેમને બળજબરીએ અહિંઆં લાવી રહી છે. તેઓને કીડીઓની પેઠે રગદોળી નાખવામાં આવશે. મારા ખ્યાલમાં પણ ૧૦ હજાર ખ્રિસ્તીઓનું પુલ પર હોવું બહુ કાફી છે. પુલ કઇ એવી તરેહનો ઘટી જેવો બનેલો છે. કે ફકત એક હજાર સવારો અજીમુશશાન લશકરને ફકત રોકી રાખે નહી પણ ફના કરી મુકે એ બાજુથી આપણે ઇતમીનાન રાખવું જોઇએ. અલબત્તાહ એ ઘણું જરૂરી છે કે અન્તાકીયામાં માણસોની એટલી બધી ભરતી થઇ ગઇ છે. પળેપળ કોઇ બીમારી ફુટી નીકળવાનો

અંદેશો રહે છે. એટલા માટે એ સારી વાત છે કે આખા લશ્કરને અન્તાકીયા બહાર ઉઘાડા મેદાનમાં ખેમહજન (તંબુઓમાં) થવાનો હુકમ આપી દેવામાં આવે. વધારેમાં વધારે તકલીફ એમને એ થશે કે ખાવા પીવાની ચીજો લેવા દરરોજ શહેરમાં આવવું પડશે. એ તકલીફ દુર કરવા વેપારીઓને કંટ્રાક્ટ આપી દેવામાં આવે અને તેમને કહી દેવામાં આવે કે તેઓ લશ્કરમાં દુકાનો ઉઘાડે. એથી સીપાઇઓની તકલીફ દુર થઇ જશે. અને વેપારીઓને સારો નફો પણ મળશે."

એક બીજો આધેડ અવસ્થાનો ઠીંગણો કદનો ખ્રિસ્તી ઉભો થયો. એણે પણ બેશ કીમત પોશાક પહેર્યો હતો. એ મસીસાનો બાદશાહ હતો. તેણે કહ્યું. ખ્રિસ્તીઓને મુસલમાનોની સામે વારંવાર હાર થઇ છે. અને તેમના મુલકનો ઘણો ભાગ તેમના કબજામાંથી નીકળી ગયો છે. એથી તેતની આંખો ઉઘડી ગઇ છે. તે જાગી ઉઠયા છે. એ બેદારીના કારણે આજ દરેક ખ્રિસ્તી જોશો શુજાઅતમાં ડુબેલો છે. પુરો ભરોસો છે કે આ જંગમાં આપણી જીત થશે અને મુસલમાનોનો ફેસલો થઇ જશે. હવે રહયા મુસલમાન કયદીઓનો મામલો મારા ખ્યાલમાં તેમને કતલ કરી નાખવા શા માટે તેમને જીવતા રહેવા દઇ હીફાજત કરીએ જ્યારે મુસલમાનો આપણા માણસોને કયદ પકડી તરત મારી નાખે છે તો પછી આપણે તેમના માણસો શા માટે ન મારી નાખીએ.

સરવરન્દ વઝીરે આઝમે ઉભા થઇ ઉપલા ઠરાવને ભાર પુરવક ટેકો આપતાં કહેવા લાગ્યો. કયદીઓને લગતી આ તજવીજ ઠીક છે. જ્યારે મુસલમાનો સાંભળશે કે આપણા માણસોને કતલ કરી નાખવામાં આવ્યા છે તો તેમના પર ખ્રિસ્તીઓનો રોબ છવાઇ જશે જેથી તેઓ પાછા જતા રહેશે. અગર આપણે જો શરતો આપણે પેશ કરીશું તે કબુલ કરી સુલેહ કરી નાખશે.'

સરવન્દના બેસતાંજ મુકન્ના ઉભો થયોઅને કહેવા લાગ્યો, મારા ખ્યાલમાં આ તજવીજ બરાબર નથી. આ જમાનો જંગનો છે. કોઇ નથી કહેતું કે, શું થનાર છે. ખુદા ન કરે કે આપણા મોટા માણસો મુસલમાનોના હાથમાં સપડાઇ જાય અને જો તેમ થાય તો તેઓ તરત આપણા આ માણસોને મારી નાંખશે. આપણે જગનો ફેસલો થતાં સુધી મુસલમાનોને હમણાંની પેઠે નજરબંધ રાખવા જોઇએ. જો જંગનો ફેસલો આપણી તરફ થાય તો પછી મુસલમાનોને કતલ કરી નાખીશું કે ખ્રિસ્તી થવાની લાલચ આપીશું.

પાછો એક ઘરડો ખ્રિસ્તી ઉભો થયો એ દુબળો પાતળો હતો એની દાઢી લાંબી અને ધોળી હતી. એણે રેશમી કતાનના કપડાં પહેર્યા હતા. તેણે કહેવા માંડયું, આવા વખતે કયદીઓને કતલ ન કરવા દાનીશમંદીનું કામ છે. બલબત તેમને ખ્રિસ્તી બનાવવ લાલચ જરૂર આપવી જોઇએ. બલકે એ પણ સારૂં છે કે કોઇપણ રીતે એમને જંગ શરૂ થતાં પહેલાં ખ્રિસ્તી કરી લેવા જોઇએ. જો તેઓ ખ્રિસ્તી થઇ જાય તો આપણને

ઘણી સારી પેઠે મદદ કરશે.

સરવરન્દને મુસલમાનોથી ખુદાઇ વેર હતો. તે મુસલમાનો પર એટલા માટે ગુસ્સે હતો કે તેમણે ભર દરબારમાં તેનો તીરસ્કાર કર્યો હતો, તેથી તેણે બોલવા માંડ્યું, આપણને તેઓ શું મદદ કરનાર હતા, અરબ મુનતસેરહ એમની કામનાજ છે. પરંતુ તેઓ મુસલમાનોનો મુકાબલો કરી શકત નથી ખુદા જાણે કેવી વાત છે કે જો કોઇ અરબ ખ્રિસ્તી થઇ જાય છે. તો તેની બહાદુરી અને દીલેરી જતી રહે છે.........

જબલહને સરવરન્દની વાત ઘણી નાપસંદ લાગી એણે કહ્યું. મને અફસોસ છે કે વજીર આજમે બરમમાંને બરમમા મને તેમજ મારી કોમને કસુરવાર ઠરાવ્યા છે, બેશક હું તથા મારી કોમ અરબ છીએ જે ખુન મુસલમાનોની રગોમાં છે તેજ ખુન અમારી રગોમાં પણ છે. પરંતુ મુસલમાનો એશ અશરતમાં મશગુલ ન થવાને કારણે જફાકશ છે. એમનો જોશ અને એમની દીલેરી બદસ્તુર કાયમ રાખે છે. એમનો અમો એશ અસરતમાં મશગુલ થઇ અમારી શુજાઅતને ખેરબાદ કહી મુકયા છીએ છતાં પણ અમો એટલા બધા નકામાં નથી થઇ ગયા જેટલા વજીર આજમ ધારે છે. વખતે અમો મુસલ માનોનો મુકાબલો ન કરી શકીએ તો પણ ખ્રિસ્તીઓથી અમો દરેક વાતમાં આગેવાની ભર્યો ભાગ ભજવીશું........."

સરવરન્દે વાત કાપી કહ્યું. મને અફસોસ પણ છે અને શરમ પણ કે મારી વાતથી હમદાનના બાદશાહનો દીલ જખમી થયો. હું હજરત મસીહની કસમ ખાઇને કહું છું કે મારી મુરાદ આ શબ્દોથી તમારૂં દીલ દુખાવવાની નહોતી. બલકે હું એ કહેવા ચાહતો હતો; કે મુસલમાન જ્યાં સુધી મુસલમાન રહે છે. એમનામાં ઉમંગ, જોશ, અને બહાદુરી કાયમ રહે છે. અને જો કોઇ લોભ જોગે મુસલમાન ખ્રિસ્તી થઇ જાય છે. તો તેની શુજાઅત અને ઉમંગ કુચ કરી જાય છે."

મુકન્ના—આ ખ્યાલ પણ ગલત છે. શુજાઅત કુચ કરી જતી નથી અલબત્ત એશ આરામમાં તેને કાટ ચઢાવી દે છે.

હવે હરકુલ આજમે કહ્યું. મને અફસોસ છે કે એક નાપસંદ વાતચીત શરૂ થઇ ગઇ, મારા ધારવા પ્રમાણે એ વાત બંધ કરી. પહેલાંની પેઠે હળી મળી જવું જોઇએ.

સરવન્દે તરત આગળ વધી જબલ્લાહને કહ્યું હું ઘણો દીલગીર છું અને શરમીંદો પણ, કારણ મારી વાતચીતથી આપને રંજ પહોંચ્યો. મને આપના રંજથી ભારી દીલગીરી થઇ. હવે હું માફી ચાહું છું. જબલ્લાહએ ગળગળીને કહ્યું. ખરેખર મારા અરમાનો ઘણા ઘાયલ થઇ ગયા હતા. મેં મારી કોમપર નીચ હુમલો કરવામાં આવ્યો છે એમ ધાર્યું હતું. પરંતુ હવે સફાઇ થઇ ગઇ છે. હવે મને કોઇ શીકાયત કરવી રહી નથી.

મુકન્ના—અને આ જોઇ ખુશી થઇ કે જે નાગવાર વાત ચીત શરૂ થઇ

હતી. તે ઘણી જલદીથી પુરી થઇ ગઇ. હવે મુસલમાન કેદીઓ માટે કંઇ છેવટનો ફેસલો કરવો જોઇએ. મે તેમને ખ્રિસ્તી થવા માટે ભાર દઇને કહયું. બીવરાવ્યા, ધમકાવ્યા, પણ તેઓ તઇયાર થતા નથી. જો તેઓ ખ્રિસ્તી થઇ જાય તો મારા ખ્યાલમાં આપણને બહુ મદદ મળી રહે.

તરતુસનો બાદશાહ ઉભો થયો. તેણે કહયું. મારા ધારવા પ્રમાણે તેમને જાનની ધમકીઓ આપવામાં આવી છે. અમલી તોરપર તેમને બીવરાવવામાં આવ્યા નથી. આપ એમને કસીસીન ગીરજાની સામે બોલાવી. ફોજની રૂબરૂ ખ્રિસ્તી થવા કહો જો તેઓ ન માને તો તેઓમાંથી બે ચાર જણાને કતલ કરી નાંખીશું, એમ કરવાથી મને યકીન છે કે તેઓ મોતના ખોફથી ડરી ખ્રિસ્તી થઇ જશે.

યુકન્ના—સૌ કરતાં વધુ હું મુસલમાનોના સમાગમમાં આવ્યો છું. હું એમની રગેરગથી વાકેફગાર છું. એ તદબીર જે હમણાં તરતુસના બાદશાહે કહી તે હું અજમાવી ચુક્યોછું. મે ઘણા મુસલમાનોને મોતના ઘાટે ઉતારી દીધા છે. પરંતુ તેઓ એકના બે થયા નહિ. એ મારો તજરૂબો છે કે, કોઇપણ મુસલમાન મોતના ખોફથી ડરીને ખ્રિસ્તી થશે નહી, અલબત આ મુમકીન છે કે મુલ્કો દોલતની લાલચ તેમને ખ્રિસ્તી થવાને તઇયાર કરે.

એક ઘરડો આબરૂદાર ખ્રિસ્તી ઉભો થયો તેણે કહેવા માંડયું. દુનીયામાં હુસ્ન અને દોલત ચાલતો જાદુ છે. એ બંને ચીજો દરેક ઇન્સાનને પોતાની તરફ ખેંચી લે છે. હમરતકે (યુકન્ના) જે ખ્યાલ જણાવ્યો છે, તે મુનાસબ છે. પરંતુ તેમાં હું થોડો સુધારો કરવા ચાહું છું. જો કે એમાં આપણી થોડી નામોશી છે, પરંતુ જ્યારે બધાની એજ આરજુ છે કે, ગમે તેવી રીતે મુસલમાનોને ખ્રિસ્તી બનાવી લેવામાં આવે તો પછી એ નામોશીની પરવા ન કરવી જોઇએ. સુધારો એ છે કે સોના ચાંદીના હમ હીરા ઝવેરાતની ઢગલીઓ કરી આપણે આપણી દેશીની પરીજમાલ અને હુરવશ દીકરીઓને એમના સામે પેશ કરીએ અને તેમને કહીએ કે સોનું ચાંદી લો હીરા ઝવેરાત લો. મુલકનો રસાળ ભાગ લો અને એથી વધુ આ હુરવશ પરીઓમાંથી જે પસંદ પડે તે લો અને ખ્રિસ્તી થઇ જાઓ. મારા ખ્યાલમાં તેઓ દોલત અને દોલતની સાથે આપણા મુલકની નાજઆફરીન હુરવર છોકરીઓને જોઇ જરૂર ખ્રિસ્તી થઇ જશે.

હરકુલ આજમે એ જોવા માટે કે કોઇ ખ્રિસ્તી આ સુધારાનો વીરોધ કરે છે કે નહિ સહુ ઉડતી નજર નાખી બધા લોકો ખામોશ હતા એણે "અલ ખામોશી નીમરજા" સમજી પુછયું. શું આપ સાહેબો તઇયાર છો કે પોતાની દીકરીઓ મુસલમાનોને આપી દો.

મસીસાના બાદશાહે કહયું. અજીમ રૂમ જો મુસલમાનો ખ્રિસ્તી થઇ જાય તો અમો બધા અમારી દીકરીઓનો તેમની સાથેની કાહ કરી આપવા તઇયાર છીએ જો તેઓ કબુલ કરી લે તો હુમલો કરનાર મુસલમાનોની હીમત તુટી જશે. એમના દીલ પણ તુટી જશે. અને પછી તેઓ સુલેહ કરી લેશે યા હારીને નાશી જશે.

હરકુલ આજમ હજી સુધી બારીક નજરે હરેક માણસને જોઇ એના દીલનો ભેદ ઉકેલવા કોશીશ કરી રહયો હતો. તેણે કહયું રોમના બાદશાહો અય ખ્રિસ્તી શેદાઇઓ જે તદબીર આ વખતે નમારી સામે છે. એથી આખી કોમની ઇજ્જતો આબરૂ પર અસર પડે છે. ખુબ સોચી, સમઝી લો, જો કોઇને આનાકાની હોય તો આઝાદીથી પોતાનો મત જાહેર કરી દે.

હવે માહીયાનો બાદશાહ ઉદ્દો થયો. તેણે કહયું, એ રાયમાં કોઇનો મતભેદ નથી બધા એજ ચહે છે કે. મુસલમાનોને ખરીસ્તી બનાવી લેવામાં આવે મુસલમાનોને ખરીસ્તી બનાવવાની આ છેલ્લો ઇલાજ છે. જરૂર એના પર અમલ કરવો જોઇએ.

આ વખતે હરકુલ આજમના ચહેરા પર મસરઋતના ચીન્હ જણાવા લાગ્યા. તેણે કહયું, મને પુરી ખાતરી છે કે આ તદબીર જરૂર પાર પડશે જ્યારે મુસલમાન એક બાજુ દોલત અને બીજી બાજુએ હુસ્નોજમાલનો જલવો જોશે તો જરૂર ખ્રિસ્તી થઇ જશે. તે માણસ જેના ખ્યાલમાં આ તદબીર આવી તેમને સહહજાર ધન્યવદ છે. તે માણસો જેમણે આ તદબીર પર અમલ કરવાનો નીર્ણય કરી લીધો, મઝહબ અને ગીરજાની બીદ મત આવી રીતે થઇ શકે છે. ખુદા અને ખુદાવન્દા ! એથી બહુજ ખુશ થશે. મારા ધારવા પ્રમાણે આ તદબીર પર આજેજ અમલ કરવો જોઇએ. એના માટે કનીસા કસીસીન સારૂં છે. કનીસાની સફાઇ કરવામાં આવે. એમાં સોના ચાંદીના ઢગલા કરી દેવામાં આવે. હીરા ઝવેરાત થાલમા મુકી દેવા જોઇએ. રેશમી થાનો ગોઠવી દેવામાં આવે. અને બારવાગ્યા પહેલાં હુસ્નની દેવીઓને ત્યાં પહોંચાડી દેવી જોઇએ. હું અહીંથી જતાંજ શાહી ખાનદાનની બધી દોશીઝા અને હસીન છોકરીઓને શણગારી કનીસામાં મોકલી આપુ છું. આપ બધા સાહેબો પણ પોતપોતાની દીકરીઓને અને શહેરની બધી હુરે તલઅત છોકરીઓને મોકલી આપો. દરેક છોકરીઓને સારામાં સારા અને નફીસમાં નફીસ પોશાક પહેરાવા મોકલવી જોઇએ. એમના માથામાં ખુશબોદાર તેલ નાખવુ જોઇએ. પોશાકમાં અતર લગાડવુ જોઇએ. બસ હવે જાઓ અને બાર વાગ્યા પહેલાં કનીસામાં તશરીફ લઇ આવો. દમસતક (ચુકન્ના) તમો બાર વાગ્યા પહેલા કરદાઓને લઇ ગીરજામાં આવી પહોંચો. આ ભલા કામમાં બીલકુલ ઢીલ થવી ન જોઇએ સારૂં. ખુદા હાફીજ.

આ સાંભળતાંજ બધા દરબારીઓ ઉભા થઇ ગયા. તેમણે સીજદામાં પડીને તેને સલામ કર્યો. હરકુલ આજમ સલામ લઇ ઉભો થયો. તે જેવોઉભો થયો કે તરત આ કમરાની પાછળ ઘણોજ સુરીલો વાજો વાગવા લાગ્યો. વાજાના અવાજની સાથેજ આ બાજુના દરવાજાપરથી પરદો ઉંચો થયો. અને દસ હુરવશ પરીજમાલ છોકરીઓ નાચતી કમરામાં દાખલ થઇ તેમણે કમરામાં દાખલ થતાંજ અદાએ જનાનાની સાથે માથાઓ ઝુકાવી. ને સલામ કર્યો. હરકુલ આજમ એ દરવાજા બાજુ આગળ વધ્યા. જે દરવાજામાંથી આ હુસ્નો જમાલની પુતળીઓ આવી હતી. એ જેવો આગળ ચાલ્યો કે આ પેકરે હુસ્નો જમાલે એનો ઝભો પોતાના નાજુક હાથે માં ઉપાડી લીધો. હરકુલ આજમ કમરામાંથી ચાલ્યો ગયો. એ ગયો કે તરતજ બધા લોકો કમરામાંથી બહાર આવ્યા અને ચબુતરો તથા બગીચાને પબાર કરી શાહી મહેલમાંથી બહાર નીકળી પોતપોતાના ઘોડાઓ ઉપર સવાર થઇ પોતપોતાના મુકામ તરફ ચાલવા લાગ્યા.

# પ્રકરણ ૧૮ મું.

## હુસ્નો જમાલની દોશીજા (કુંવારી છોકરીઓ)નું પરદરશાન

જહાં જાઓ જહાંને દરકમે યક શોર બરપા હુય
ગુમાઇશા હુય હસીનુંકી યહી હુર સીરત ચર્ચા હુય.

યુકન્ના બીજા લોકોથી છુટો પડી પોતાના મુકામ પર આવ્યો તે સીધો દરીરની પાસે આવ્યો દરીરની પાસે હુસીયાના બેઠી હતી આ વખતે દરીર કંઇક મગમુમ થઇ રહ્યા હતા એમને તેમની બહેન અને બીજા મુસલમાનોની યાદ સતાવી રહી હતી. હુસીયાના મીઠી મીઠી અને ભોળી ભોળી વાતો કરી તેમનું દીલ ખુશ કરી રહી હતી. જ્યારે યુકન્ના આવી પહોંચ્યો તો દરીરે તેને પુછયું. કહો દરબારમાં જઇ આવ્યા ત્યાં શું શું વાતો થઇ ?

યુકન્નાએ જવાબ આપ્યો. ઘણી વાતો થઇ થોડીક જંગ અને જંગના બંદોબસ્ત માટેની થઇ તેમજ તમારા માટે પણ થઇ. આજ તમો અને તમારા સાથવાળાઓને કનીસા કસીસીનમનાં બોલાવવામાં આવ્યા છે.

દરીર—કનીસા કસીસીનમાં શા માટે બોલાવવામાં આવ્યા છે ?

યુકન્ના—ત્યાં તમારા માટે છેવટનો ફેસલો કરવામાં આવશે.

દરીર—ખુદા સૌ સારૂં કરશે ક્યારે અમને બોલાવ્યા છે ?

યુકન્ના—બરાબર બાર વાગે હમણાંજ અગીઆર વાગ્યા છે. ફક્ત એક કલાક બાકી છે. એટલીવારમાં આપ ખાઇને તઇયાર થઇ જાઓ. યુકન્નાયે ખાવાનું હાજર કરવા હુકમ કર્યો, ખાવાનું આવ્યું યુકન્ના, દરીર અને હુસીએ મળી ખાણાને ઇન્સાફ આપ્યો. ખાઇ રહી યુકન્નાએ બાપકાબંધ લુગડાં પહેર્યાં. એ કપડાએ નહોતા જે રોજ પહેરતો હતો. પોશાક પહેરી એણે મુસલમાન કયદીઓને નજર જતી પોતાના મકાન પર બોલાવી મંગાવ્યા. કયદી આવી ગયા. એ લોકો ઘણા ખુશીખુર્રમ હતા. તેમણે આવતાની સાથેજ દરીરને સલામ કર્યો, દરીરે સલામને જવાબ આપ્યો. હુસી એક બાજુ ચાલી ગઇ. યુકન્નાએ કયદીઓ માટે ઘોડા મંગાવ્યા, અને પાંચસો લશકરીઓને તઇયાર થવા હુકમ આપ્યો. થોડીકજ વારમાં કયદીઓ માટે ઘોડા હાજર કરવામાં આવ્યા, અને લશકરીઓ પણ હથીઆર બાંધી તઇયાર થઇ આવી ઉભા.

યુકન્ના મુસલમાન કેદીઓને સાથે લઇ પોતાના મહેલની બહાર નીકળ્યો. કયદીઓને ઘોડાઓ પર સવાર કરવામાં આવ્યા. ખ્રિસ્તી સીપાઇઓએ તેમને ચારે બાજુથી ઘેરી

લીધા. ઝુહન્ના પણ પોતાના મોટા ઘોડા પર સવાર થઇ ગયો. એણે સીપાઇઓને ચાલવા માટે ઇશારો કર્યો. સીપાઇઓ કયદીઓને લઇ આસ્તે આસ્તે ચાલવા લાગ્યા.

કયદીઓને કનીસામાં બોલાવવામાં આવ્યા છે. એવી ખબર વીજળી વેગે આખા શહેરમાં ફેલાઇ ગઇ હતી, ખ્રિસ્તી ઓરતો, મરદ બાળકો અને બુઢાઓ ખુશ થતા થતા તેમને જોવા માટે દોડતા આવી રહ્યા હતા. જોત જોતામાં, આખો બજાર, સડક, દુકાનો, દુકાનોની છતો, મકાન, મકાનોની છતો, સડકની બન્ને બાજુ નજર જતી હતી ખ્રિસ્તીઓનું સમનદર લહેરો મારતો નજરે પડતો હતો. એ ખ્રિસ્તીઓ ખામોશ ન હતા. બલકે જોશો ખરોશથી નાઅરા લગાવી રહયા હતા. તાલીયો વગાડતા હતા. રૂમાલ અને ટોપીઓ ઉછાળી રહયા હતા. જેઓ જરા ધર્માંધ હતા કે જોશીલા હતા તે બુલન્દ અવાજથી બુમો પાડી મુસલમાનોને, મુસલમાનોના મજહબને અને ઇસ્લામના બાનીને બુરૂં ભલુ કહી રહયા હતા. મુસલમાનો માથુ ઝુકાવી ખામોશી સાથે ઘોડાઓ પર સવાર થઇ ચાલ્યા જતા હતા, આમ આ બીજી વખતે ખ્રિસ્તીઓએ મુસલમાન કયદીઓને અન્તાકીયામાં ફેરવ્યા બજારોમાં થઇ જ્યારે એ ગીરજાના સામેવાળા મોટા મેદાનમાં પહોંચ્યા તો તેમણે આખા મેદાનને ખ્રિસ્તીઓથી ભરેલું જોયું ખ્રિસ્તીઓ એટલા બધા ભેગાં થયા હતા કે ચાલવાને રસ્તો મળતો નહોતો, ઘણી મુશ્કેલીએ આ ટોળો ધીમે ધીમે ચાલી ગીરજાના કંપાઉન્ડના દરવાજાપર પહોંચ્યા.

ગીરજાનો દરવાજો ઘણોજ ખુશનુમા શણગારવામાં આવ્યો હતો, એના પર લીલા લીલા વેલા અને ખુશરંગ ફુલ એટલા બધા બાંધવામાં આવ્યા હતા કે લીલા લીલા પાંદડા અને રંગબેરંગી ફુલો સીવાય કંઇ બીજું નજરે પડતું નહોતું.

દરવાજા પર ઘણું મધુર વાજું વાગી રહ્યું હતું. દુર તથા પાસેના ખ્રિસ્તીઓ વાજાની મસ્તાના અવાજ સાંભળી મસ્ત અને બેખુદ થઇ રહયા હતા. કયદીઓને જોઇ વાજાવાળાઓએ વધુ જોરશોરથી વાજું વગાડવા માંડયું. હકીકતમાં વાજું એવા રૂહ પરવર બેહજતમાં વગાડવામાં આવતું હતું કે દીલોને ખુરકયફ સરૂર હાસીલ થતો હતો.

દરવાજા પર પહોંચી તમામ કયદીઓને ઘોડા પરથી નીચે ઉતારવામાં આવ્યા. ઝુહન્ના પણ પોતાના ઘોડા પરથી ઉતરી પડયો. અને કયદીઓને સાથે લઇ દરવાજો પસાર કરી ગીરજાના કમ્પાઉન્ડમાં દાખલ થયો.

ગીરજાની અંદર એટલી બધી ખુશબોની ચીજો બાળવામાં આવી રહી હતી કે દરવાજામાં દાખલ થતાંજ ખુશબોથી મગજ મહેકી ઉઠયું. એ લોકો થોડુંકજ ચાલ્યા હશે કે એમને રસ્તાની બંને બાજુએ ગીરજાના બારણું સુધી લાંબી હારમાં નવજુવાન ઓરતો લીલા રંગના પોશાકમાં સજ થઇ ઉભેલી જોઇ. એ બધી ઓરતો ઘણી હસીન હતી. તેઓ પોતાની મોટી મોટી દીલફરેબ આંખોથી મુસલમાન કયદીઓને જોઇ હસી રહી હતી એમની પોશાક કંઇ એવી તરેહની હતી કે છાતીનો ઉભાર સાફ નજરે પડી રહી

હતો. ઘુંટીત આ કોણીઓ સુધી હાથ ઉઘાડા હતા. એમના ચહેરાનો હલકો ગુલાબી રંગ આફતાબના કીરણો પડવાથી એવો દીલફરેબ દેખાઇ રહયો હતો કે એહલે દીલની નજરોમાં ખપ્યો જતો હતો. મુસલમાનોએ આ હોશરૂબા હસીનોની તરફ ધ્યાન આપ્યુ નહી. એમણે ઉડતી નજરે આ માહ પેયકરોને જોઇ અને માથું ઝુકાવી આસ્તે આસ્તે રવાના થઇ ગયા.

મુસલમાન કયદીઓ ચાર ચારની લાઇનમાં હતા તે દુર સુધી ફેલાએલા હતા આસ્તે આસ્તે ચાલીને એ લોકો ગીરજાના દરવાજા પર પહોંચ્યા. આ દરવાજાને કમ્પાઉન્ડના દરવાજાથી પણ વધુ શણગારવામાં આવ્યો હતો. જે વખતે આ કયદીએ દરવાજામાં દાખલ થવા જતા હતા, ઠીક એજ વખતે હરકુલ આઝમ ગીરજામાંથી બહાર નીકળ્યો. આ વખતે એણે ઘણીજ બેશ કીમત લાલરંગનો પોશાક પહેર્યો હતો. એના પોશાકના હર્શીયા પર સોનાના તારથી ભરતકામ કરવામાં આવ્યું હતું. જેમાં હીરા ટાંકેલા હતા બટનની જગાએ લાલ ટાંકેલા હતા એ લાલ લીબાસ ઉપર લાલ રંગનો ઝબ્બો પહેલો હતો એની કોરો પર પણ હીરા ઝવેરાત ટાંકેલા હતા. માથા પર ચળકાટ મારતો સોનાનો તાજ હતો. એનો લીબાસ અને તાજ એટલા બધા ચમકી રહયા હતા કે જોનારની આંખો અંજાઇ જઇ બંધ થઇ જતી.

હરકુલ આઝમને જોતાંજ બધી ઓરતો એક ખાસ અદાની સાથે થોડીક આગળની બાજુએ ઝુકી પોતાના નાઝુક માથાઓને ઝુકાવી હાજરૂ સીનાઓ પર હાથ રાખી ઉભી થઇ ગઇ. પુકન્નાએ મુસલમાન કયદીઓને સંબોધી કહયુ. ખુશ આમદીદ ઇસ્લામી ફરજન્દો! તમારૂં આ ગીરજામાં આવવું મુબારક થાય. આવો ગીરજાની અંદર ચાલો. એની આરાઇશ જેબાઇશ અને સાજો સામાન જુઓ. કહેતાની સાથેજ તે જવાબની પણ વાર જોયા વગર ગીરજામાં ચાલ્યો ગયો મુસલમાનો પણ તેની પાછળ પાછળ ગીરજામ દાખલ થયા.

આજે ગીરજાના બધા કમરા ઘણા આરાસ્તા વ પેરાસ્તા કરવામાં આવ્યા હતા. દુન્યાની દરેક આરામ઼શી ચીજ એમાં મોજુદ હતી રેશમના ફુલદાર પરદા દરવાજાઓ પર પડેલા હતા. ઘણાજ જાડા ગાલીચાઓ પાથરવામાં આવ્યા હતા. આ કમરામાં હજરત મરયમ, રૂહુલકુદુસ અને હઝરત ઇસાની તસ્વીરો હતી. એ તસ્વીરોની સામે ખ્રિસ્તી મરદ અને ઓરતો દોઝાનુ હાથ જોડી ઉભા રહયા હતા. ઓરતો ઘણીજ હસીન હતી. તેમણે ભપકાબંધ પોશાક પહેર્યો હતો. એમના નુરની તેજથી આખો કમરે મુનવ્વર થઇ રહયો હતો.

મુસલમાનોએ એક ઉડતી નજર તેમના પર નાખી તસ્વીરની પુજા કરવાનો આ દેખાવ જોયો. તેમણે બુલંદ અવાજે કહયું. "કજેબા લે આદેહુના બીદબાહે વહલ્લુ હલાલન બયદા, વ ખસેરૂ, ખુસરાન મુબીના મતતખે જલ્લાહો મીન વલદીન વમાકાના

મુબારક મીન ઇબાદ" એટલે મુલ પવિત્ર ખુદા છે. જે અલ્લાહનો શરીક બતાવે છે. તેઓ શરમીંદ (ભુંડા પડેલા) છે અને શુન્ય રાહીમાં પડ્યા છે. અલ્લાહને કોઇ દીકરો નથી તેમ અલ્લાહની સાથે બીજો માબુદ પણ નથી.

બધા ખ્રિસ્તી મરદ અને ઓરતો ચમકી પડયા. ઓરતો ડરીને તેમને જોવા લાગી. મરદોએ ગુજબ આલુદ નજરો તેમના પર નાખી. જો હરકુલ આઝમ હાજર ન હોત તો, અગર આ એમની પુજા કરવાની જગા ન હોત તો, શાયદ તેઓ મુસલમાનો પર હુમલો કરી દેતે. મુસલમાનો પર તેમની કહેર આલુદ નજરે કંઇ પણ અસર ન કર્યો. તેઓ આ કમરાને પાર કરી એ મોટા કમરામાં લઇ જવામાં આવ્યા જ્યાં અસફરૂ આઝમ વાઅઝ કરતો હતો.

આ કમરો જે વાંચકોને યાદ છે. ઘણોજ મોટો અને ઉંચો અને પહોળો હતો. એમાં ૪ થી પાંચ હજાર માણસો આસાનીથી બેશી શકતા હતા. આજ આ કમરાને બેશ કીમત ચીજોથી શણગારી દુલહન બનાવી મુકવામાં આવ્યો હતો. એની ચારે બાજુની દીવારોમાં મોટા મોટા આયના ઉભા કરી દેવામાં આવ્યા હતા. અને આયનાના ઉપરના ભાગથી લઇ છત સુધી રેશમના લાલ રંગના કપડા લટકાવી દેવામાં આવ્યા હતા. લીલા રંગની રેશમી છતગીરી લગાવવામાં આવી હતી. એક બાજુ સોનાના મોટમોટા ટુકડાઓનો ઉંચો ઢગ કરવામાં આવ્યો હતો. એની પાસેજ એનાથી પણ ઉંચો ઢગ ચાંદીની પાટોનો કરવામાં આવ્યો હતો. આઠ દસ ચાંદીના થાળમાં હીરા, ઝવેરાત રાખેલા હતા. એક નાની સરખી રકાબીમાં મોટા મોટા લાલ મુકેલા હતા. સોના ચાંદીની ચમક, હીરા ઝવેરાતની દમક, અને લાલોની ઝગઝગાટે આખા કમરાને જગમગાવી મુક્યો હતો. ચારે બાજુ ઉભા કરેલા આયનાઓથી એતો માલુમજ નહોતું પડતું કે આ કમરો કેટલો મોટો છે. આ આયનામાં કમરો અને કમરાની વસ્તુઓનો અકસ પડવાથી એ માલુમ પડતું હતું કે આ બાજુએ પણ એવોજ સામાન છે. મુસલમાનો આ કમરામાં દાખલ થઇ સખત હયરાનો શશદર થયા. એમની આંખો ઉઘાડીજ રહી ગઇ. જ્યારે તેમણે કમરાની વચમાં ઉભા રહી ડાબી બાજુએ નજર કરી તો તેમને હુસ્નો જમાલનો હાલતો ચાલતો સમનદર નજરે પડયો, આ બાજુ નવજુવાન દોશીજા, નવખેજ હુસ્નમ છોકરીઓ. બેશ કીમત અને ભપકાબંધ પોશાકો પહેરી ભેગી મળી ઘણીજ આનબાનથી ઉભી હુસ્નો ખુબસુરતીનું પરદર્શન કરાવી રહી છે. આ બધી છોકરીઓ ઘણીજ ખુબસુરત હતી. એમના ચહેરા સાફ સાફ હતા. રંગ હલકો ગુલાબી હતો ગુલાબી રંગની પોશાકો પહેરી હતી. એમના પોશાકોની કોરો પર જરદોજી કામ કરવામાં આવેલું હતું. આ પોશાકે તેમના હુસ્નમાં ચાર ચાંદ લગાવી દીધા હતા. એમના હુસ્નની ચમકે કમરાના ઝગમગાટને વધુ ચમકાવી મુક્યો હતો. દરેક છોકરી બીજીથી વધુ હસીન હતી. એમની

મસ્તાના અને હેશરબા આંખો દીલઝડપી લેવા તત્પર હતી. આર જે તાબા (હોઠ) ગુલાબના ફુલોથી વધુ દીલરેજ હતા. સીનાનો ઉભાર જોનારાઓના દીલોમાં તીરો સનાનનું કામ કરી રહયા હતા., કદો કામત કયામત બરપા કરી રહી હતી. આ નાજ આફ્રીન અને હસીનો જમાલ લડકીયો જોઈ એમ માલુમ પડતું હતું કે એક ચાંદના સેકડો કકડા કરી નાખવામાં આવ્યા છે. અને તે ટુકડાઓની ચમક આ હસીન ગુલ અજારેના પ્યારા ચહેરાઓમાં જલવાગર થઈ આસમાનના ચાંદ પર ચશમકજની થવા લાગી છે. આ વખતે ચાંદના ટુકડાઓએ એવી પોશાક પહેરી હતી. જેથી અરધો ગુદાજ સીનો અને પુરનુર સુરાહીદાર ગરદનો નજરે પડી એહસે દીલોના દીલ પર લુટ ચલાવી રહી હતી. આ બધી દુરોશ છોકરીઓ સીનો ઉભારી હોશરબા નજરે મુસલમાનોને જોઈ રહી હતી. એમની આંખોમાં આ વખતે એવી કેરમાદાણુના જેવી કુવ્વત પયદા થઈ ગઈ હતી. કે જાહીદે ખુશકના દીલને પણ પોતાની તરફ ખેંચ્યા વગર રહે નહિ. તે હલકા તબસ્સુમ સાથે મીઠી મીઠી નજરોએ મુસલમાનોને જોઈ પોતાનો ગરવીદા કે વાલા શેફતા બનાવવાની કોશીશ કરી રહી હતી.

દુન્યાનામાં હુસ્નો જમાલના સેકડો પર દરશન થયા હશે. અને થશે, પરંતુ જે પરદરશન કસીસીનના ગીરજામાં ભરવામાં આવ્યું એથી સારું તો શું પણ એના બરાબર કદી થયું અને હવે પછી પણ થશે નહિ. આ પરદરશનમાં શાહજાદીઓ વઝીર જાદીયો. અમીર જાદીયો અને ખ્રિસ્તીઓની તે પરીજાદ છોકરીઓ હતી જેમના હુસ્નો જમાલનો શોહરો (તારીફ) પુર્વથી પશ્ચિમ સુધી ફેલાએલો હતો.

આ હુરેવશ છોકરીઓની પાછળ દોશીજા અને પરીજમાલ નનો પોતાના ઢીલા પરંતુ ધોળા બગલાના પર જેવો પોશાક પહેરી ઉભી હતી. એમની સાદાઈ તેમના હુસ્નનો જેવર બની ગઈ હતી. આ સુફેદ અને સાદા પોશાકમાં તેમના પર નુર વરસી રહયો હતો. તેઓ ભારી સુરત બનાવી દીલ ઝડપી લેવાની નજરે હયાત બક્ષ તબસ્સુમ સાથે મુસલમાનોને જોઈ રહી હતી. એ નનોની વચ્ચે હુરવશ અઝરા પણ પયકરે હયરત બની ઉભી હતી. એ પોતાના એ લીબાસમાં હતી. જેને પોતાના ઘરેથી પહેરી આવી હતી. એ લીબાસ મેલો થઈ ગયો હતો. પરંતુ તેના હુસ્નનો આફતાબ આ વખતે બરાબર માથે હતો. એને નતો જેવરની જરૂરત હતી ન સારા લીબાસની જો કે તે ગમગીન અને ઉદાસ હતી. પરંતુ હુસ્નો જમાલ તેના પર એટલો બધો ફરેફતો હતો કે આ વખત અને આ હાલતમાં પણ તે એ બધી હુરવશ છોકરીઓ અને પરી- જમાલ નનોથી વધુ હસીન દેખાઈ રહી હતી.

નનોની પાછળ રાહીબો ઉભા હતા. જે હયરત અને તાઅજુબથી આંખો ફાડી વગર અટકે આ નુરની પુતળીઓને જોઈ રહયા હતા.

રાહીબોની પાછળ આબરૂદાર ખ્રિસ્તીઓ દરબારીઓ, કાઝી મસાહબ, અને ખ્રિસ્તી

લશ્કરના સરદાર ઉભા હતા. આ વખતે એ સઉ ખામોશ હતા. આખા કમરા પર અરધી રાત જેવી ચુપકીદી ફેલાયલી હતી.

કમરાની વચ્ચો વચ નકકર ચાંદીની એક કુરસી પડેલી હતી. એની બરાબરમાંજ એક બીજી કુરસી એના જેવી હતી. એ કુરસીયો સામે થોડેક છેટે બસો કુરસીયો આગળ પાછળ હારોમાં ગોઠવેલી હતી. હરકુલ આજમ ચાંદીની કુરસી પર બેશી ગયો. તેમણે સામેની કુરસીઓપરમુસલમાન કયદીઓને બેસાવ ઇશારો કર્યો. તેઓ બેશી ગયા. એમના બેસવાથી હરકુલ આજમસમો જમણી બાજુએ હુરવશ છોકરીઓ અને ડાબી બાજુએ સોના ચાંદીના ઢગલા. હીરા ઝવેરાત ના થાલ થઇ ગયા. પરંતુ હલબી આયના ઉભા કરેલા હોવાથી હર ચીજ દરેક બાજુ દેખાતી હતી. એવું માલુમ પડતું હતું કે જેમ પરીજમાલ અને નવખેજ શીરીનઅદા છોકરીઓ દરેક બાજુ ભેગી થઇ ઉભી રહી રૂહ પરવર તબસ્સુમના સાથે હોશરૂબા આંખોથી મુસલમાનોને જોઇ રહી હતી.

હરકુલ આજમની પાછળ પણ સેંકડો ખુરસી ઓ પડેલી હતી. એ કુરસીયો પર વાલીયાને મુલક વઝરો અને રાજ્યના મોટા અમલદારો બેઠા હતા.

હુરવશ છોકરીઓનો લીબાસ ખુશબોઓમાં એટલો બધો ભરેલો હતો કે આખો કમરો મહેકી રહયો હતો. તેજ ખુશબોથી મુસલમાનોના દીમાગ એટલા બધા મોઅતર થઇ હતી કે તેમને એવું માલુમ પડતું હતું જાણે તે અતર વેચનારની દુકાનપર અથવા અન્તરની ખાણ પર ઉભા છે.

મુસલમાનોને ખુરસીઓ પર બેઠાં થોડાકજ મિનિટ થયા હશે કે એક ઘરડો પાદરી આ કમરામાં દાખલ થયો. એ પાદરી એટલો બધો ઘરડો હતો કે હાથમાં લાકડી લઇ તેના ટેકાથી ચાલતો હતો. એના માથા અને દાઢીના વાળ સાથે ભમરના પણ વાળ ચાંદી જેવા ધોળા થઇ ગયા હતા. એની પાછળ, જબલ્લાહ અબહમ, હાજીમ, અને બીજા આબરૂદાર ખ્રિસ્તીઓ હતા. જે ખામોશી સાથે ધીમે ધીમે ચાલી રહયા હતા, એ પાદરીને જોતાંજ હરકુલ આજમે અદબ સાથે ઉભો થઇ ગયો બધા ખ્રિસ્તીઓ અને રાહીઓ સીજદામાં પડી ગયા હુરવશ છોકરીઓ અરી પરીજમાલ નનો, દો જાનુ થઇ માથા નમાવી હાથ જોડી પેશાનીના પાસે લઇ જઇ ઉભી રહી ગઇ. આ દેખાવ પણ એક અજબ દેખાવ હતો. ઇન્સાની પુજાનો આ દેખાવ મુસલમાનોએ કયા જોયો હતો. ખુદાના ખોફથી તેમના દીલ ધરૂજી ઉઠયા. તેઓ નફરત અને હકારતની નજરે એમને જોવા લાગ્યા.

આ પાદરી અસકફ આઅજમ (મોટો પાદરી.) હતા. આખા મુલકના ગીરજા એના હાથ નીચે હતા. એનો મજહબી અખત્યાર એટલો બધો હતો કે એની મંજુરી વગર કોઇ કામ થઇ શકતું નહી. એ ફકત મજહબી પેશવાજ નહોતો બલકે સીયાસતમાં પણ ઘણોજ દખલ હતો. પોલીટીકલ મામલા એમની સલાહ વગર પુરા થતા નહોતા.

રહ્યાઆનો વાક્ય પુરો થયો નહોતો કે અસંકદે આજમે વાત કાપીને કહયું. "મુસલમાનો તમો જરા જેટલી વાત સાંભળી ગુસ્સે થઇ જાઓ છો. ઇન્સાફની વાત તો એ છે કે તમો એક નવા મજહબના પરસ્તાર થઇ ગયા છો. તમો અમારા પાડોશી છો. હજાજ શામની પાસે છે. જ્યારે તમો અમારા મુલકમાં વેપાર અને નોકરીઓ કરવા માટે આવવા લાગ્યા તો અમોએ ઘણા ઉદાર દીલે અને હસી ખુશીથી તમારો સત્કાર કર્યો તમને એટલા બધા હકો આપ્યા તેવા બીજા કોઇને આપ્યા નથી. અમો ધારતા હતા કે તમો એક એક દીવસ અમારા શુક્ર ગુજાર થઇ ખ્રિસ્તી થઇ જશો ખુદાના પાક મજહબને અખત્યાર કરી લેશો પરંતુ જ્યારે તમાએ નવા મઝહબ તરફવલણ અખત્યાર કરી તો અમારી સઘળી ઉમીદો તમારા તરફની તુટી ગઇ અમો રહ્યાઆએ વાત કાપીને કહયું. માનવંતા પાદરી મને અફસોસ છે કે આપ સમઝદાર અને મજહબી પેશવા હોવા છતાં અમોને નવા મઝહબના પરસ્તાર બતાવી રહયા છો. એવી રીત તો આપે અને આપની કોમે પણ નવો મજહબ અખ્યત્યાર કરી લીધો છે. કારણ હજરત ઇસાથી પહેલાં હજરત મુસાને માનનારા હતા. હાલાંકે એ પણ ગલત છે. હજરત આદમ ઇસ્લામે લઇને આવ્યા હતા. બધા અમબીયા ઇસ્લામની પયરવી કરનારા હતા. પરંતુ જ્યારે તેમની ઉમ્મતે એમને ખુદાનો બેટો ............

હરકુલ આજમે વાત કાપી પુછયું. અરબી બીરાદર તમારૂં નામ શું છે. ?

રહાઆ —મલકે મોઅજ્જમ આપમારૂં નામ જાણી શું કરશો ? હું આપનો હમકોમ નથી તેમજ હમવતન પણ નથી ફકત એક પરદેશી અને બેબસ કયદી છું.

આ વખતે પેલો ખ્રિસ્તી જેણે રહ્યાઆને ધમકી આપી હતી પાછો ફરી પોતાની જગા પર જઇ બેઠો હતો. એક બીજો આધેડ વયનો ખ્રિસ્તી ઉભો થઇ હરકુલ આજમની પસે આવ્યો. આ ખ્રિસ્તીનું નામ ફલીતસ હતું. એને પોતાની માલુમાત અને પોતાના ઇલમ પર ગર્વ હતો. એણે હરકુલ આજમને સંબોધી કહયું. આલીજાહ! આ અરબ સાચું કહે છે. એ આપણી કોમનો કે આપણા દેશનો નથી. એ અરબ છે. અરબ પણ બદવી. (બદ્દુ) એ લોકો જંગલી છે. જંગલોમાં રહે છે. લુટમાર એમનો ધંધો છે. એ તેહઝીબ અને શાયસતગી શુ છે તે જાણતા નથી. તેમજ ઇલમો હુન્નરથી પણ વાકેફ નથી. એમની કોમ અવિવેકી છે. એથી ઉલટું આપણી કોમ સુધરેલી તેહઝીબ યાફતા છે અમારા બુજરગો ઇલમો હુન્નરમાં પરવીણ હતા. અકલમંદ અને બહાદુર હતા......સીકન્દર જેણે દારા જેવા અઝીમુશ્શાન બાદશાહ પર ફતેહ મેળવી આપણી કોમનો હતો, બતીમુસ અને ફીશા ગૌરસ નામવર હકીમો થઇ ગયા એ પણ આપણી કોમના હતા. અરસ્તાતલીસ જે મોટો જોશી હતો. તે પણ આપણી કોમનોજ હતો. જેણે સૌથી પહેલાં આખી દુન્યાથી ભુગોળ તઇયાર કરી ,આ ભુગોળમાં આખી દુન્યાનો હાલ, દરેક મુલકની

ખનીજો આણુ હવા અને પેદાવારનો હાલ લખ્યો આખી દુન્યાના પહાડો જંગલો, ધાટીઓ, આબાદી અને અજાયબાતનો સવીસ્તાર વર્ણન કર્યો આજે ભુગોળ જાણનારા તેના એહસાનમંદ છે.

રહ્માઆ ફલીતસની ગુફતગુ સાંભળી મુસકરાઇ રહયા હતા. જ્યારે તે ખામોશ થયો તો તેમણે કહયું. ખ્રિસ્તી બીરાદર જે વાત તમોએ કહી તે જો સાચી હોય તો તેમાં તમોને શું. વખતે તમારા બુજર્ગો આલીમો ફાજીલ હશે. અકકલવાળા અને સારી સમઝ શકિત ધરાવતા હશે. પરંતુ તેથી તમો તો અકકલમંદ અને સારી સમઝવાળા કહી શકાઓ નહી જે માણસ ખુદાનો દીકરો છે તે અકકલમંદ કે સમઝદાર કેમ કહેવાય, જો તમોને તમારા બુજરગોના ઇલ્મો હુન્નર પર નાજ છે અને તમારા બુજરગોનો અમારા બુજરગો સાથે મુકાબલો કરવા ચાહો છો, તો સાંભળો અમારી કોમમાંથી હજરત ઇસમાઇલ બીન ઇબ્રાહીમ ખલીલુલ્લાહ હતા. જેમના માટે બયતે હરામ તઇયાર થયું. ઝમઝમ પયદા કરવામાં આવ્યું અને એકે અણુ જાણીઅને પહાડી જમીનને લોકોની જ્યારતગાહ બનાવવામાં આવી. અમારીજ કોમમાંથી સીકંદર પહેલો હતો. જેણે આખી દુન્યાને ફતેહ કરી લીધી. જે પુર્વ અને પશ્ચિમના છેલ્લા કીનારા સુધી પહોંચ્યો. અને જુલ્માત (અંધકારવાળો ભાગ) માં ગયો હતો. આખી દુન્યાના બાદશાહોએ એની આણ માની હતી. સદ્દે સીકન્દરી એની યાદગાર હજુ સુધી બાકી છે. તે સીકંદર જુલકરનેનના નામથી મશહુર છે. અમારી કોમમાંથી સબ બીન યશ્જબ હતો. તે બુજરગ હસ્તીએ સઉથી પહેલાં તાજ બનાવ્યો. બધા તાજ ધારણ કરનાર બાદશાહો તેના એહસાનમંદ છે અને કયામત સુધી એહસામંદ રહેશે. નરીસા બીન અમ્હે મન્નાન અમારી કોમનો હતો. જેણે લશ્કરીઓ માટે દફતર તઇયાર કર્યું અને કીલ્લા બાંધતા શીખવ્યું. જમીનમાંથી ખજાના કઢયા. લુકમાન અમારામાંથી હતા. જેણે ઇલ્મો હીકમતના દરીયા વહાવી દીધા. જેનાથી આખી દુન્યા આજે ફાયદા ઉઠાવી રહી છે. અને કયામત સુધી ફાયદો ઉઠાવતી રહેશે. અમારી કોમમાં હજરત મોહંમદ (સ. અ. વ.) મબઉસ થયા છે. જે સઉથી સારા બુજર્ગ તરીન પયગમ્બર અને બધુાજ સારા બની આદમ છે.

ફલીતાનુસને પોતાની માલુમાત અને પોતાના ઇલમ પર ગર્વ હતો. તે સમઝતો હતો કે અરબોને પોતાની લસસાની અને બમુ બોલકણી જીભે લાજવાબ કરી દઇશ પરંતુ જ્યારે રહ્માઆએ તુરકીબ તુરકી જવાબ આપ્યો તો તે શરમાવાને બદલે ગુસ્સામાં ભરાઇ ગયો જો તેનું ચાલતું હોત તો તે રહ્માઆના ટુકડા કરી નાખત પરંતુ એમ કરવું તેના અખત્યારમાં નહોતું એથી પોતાનો ગુસ્સો ઠંડો પાડયો. અને રહ્માઆને લાજવાબ કરવાં માટે અષ્ટમ પષ્ટમ કહેવા માંડયું. "તબાએ પાક હીકમત બુલન્દ હોવાના સબબથે અકકલ રહાની સુધી પહોંચે છે, અને અકલ રહાની

તેની ખુશી અને રજા ચાહી રહયા છે.

હરકુલ આજમ—તમોએ ઘણા ભાગે જોયું હશે કે આપણા ખજાના સંભાળવાતી વદી તકેદારી રાખવી પડે છે. આલીશાન, મજબુત અને પાકી ઇમારતો બાંધવી પડે છે પહેરા ચોકીનો બંદોબસ્ત કરવો પડે છે. આટઆટલું કર્યા છતાં કોઇ કોઇવાર ચોરી થઇ જાય છે. તમારા ખજા નાનો કેવો બંદોબસ્ત છે.

રફાઆ—લોકો પોતાના ખજાનાને ચોરો ડાકુઓ, લૂટારૂઓ, ઠગો, અને રસ્તો લુટનારાઓના ભયથી હીફાજત કરે છે. પરંતુ જે મુલકમાં ઉપર જણાવેલા લોકો ન હોય ત્યાં વધુ સંભાળની જરૂર રહેતી નથી. અમારા ખજાનાનું મકાન કાચી માટીનો બનેલો છે. ખજુરના પાંદડાની છત છે. એને સાચવવામાં આવતું નથી. તેમજ પહેરો ચોકી પણ રાખવામાં આવતી નથી અને જયારથી એ ખજાનાનો મકાન તઇયાર થયો છે ત્યારથી આજ સુધી એમાંથી એક પાઇની ચોરી થઇ નથી અમોએ અમારા ખજાનાના મકાનને તાળું દીધું નથી ફકત સાંકળ દઇ દેવામાં આવે છે.

હરકુલ આજમે આશ્ચર્ય પામી કહયું. સાંકળ દેવામાં આવે છે? જાણે તમોને ચોરી થવાનો બીલકુલ અંદેશો નથી?

રફાઆ—બીલકુલ નહી. કોઇ મુસલમાન કોઇ દીવસ ચોરી કરી શકતો નથી. એક મુસ્લીમને ખજાનાવાળા ઘરમાં પેસવાની હીમત થઇ શકતી નથી અજીમરૂમ અમારી કોમની ઇમાનદારી અને દયાનતદારીનો એ હાલ છે કે જો કોઇને રસ્તામાં પડેલી ચીજ મળી આવે અગર કોઇ બે ભાગીદારોમાંથી એકને ભુલથી વધારે ભાગ મળી જાય તો તરત તે ચીજ કે વધુ મળેલો ભાગ ખજાનાવાળા ઘરમાં મુકી આવે છે. અને અમીનને તેની ખબર કરી દે છે. અમીન તે રકમને પોતાના રજીષ્ટરમાં નોંધી લે છે. અને રસ્તામાંથી મળેલી ચીજ બાબત જુમ્માના દીવસે જુમ્મા મસ્જીદમાં એલાન કરવામાં આવે છે. જો તે ચીજનો માલીક પયદા થઇ ગયો તો તો તે ચીજ તેને સોંપી દેવામાં આવે છે. ન ડીતો આવીજ રીતે ત્રણ વખત એલાન કર્યા પછી રીતસર ખજાનામાં જમા કરી દેવામાં આવે છે.

બધા પોસ્તીઓ, અસકફ આજમ, અને હરકુલ આજમ ઘણીજ હયરતથી રફાઆની ગુફ-તગુ સાંભળી રહયા હતા. એમને આ સાંભળીને એટલી બધી નવાઇ લાગી રહી હતી. કે તેમના ચહેરા પરથી સાફ જણાઇ આવતું હતું. રફાઆના ખામોશ થવા પર હરકુલ આજમે કહયું ઘણીજ તાઅજ્જુબની વાત છે. આખા મુલકમાં એક પણ ચોર નથી. તે મુલકને દસ હજાર ધન્યવાદ છે. જયાં એવા લોક રહે છે. ત્યાં પોતાના અણબનાવ અને ઝઘડાનો શો હાલ છે.

રફાઆ—જયાં સુધી અમો મુસલમાન નહોતા પોતપોતામાં ઘણાજ લડાઇ ઝગડા થતા રહેતા હતા. નજીવી બાબતોમાં જંગ શરૂ થઇ જતી હતી. અને સદીઓ સુધી

સમાતી પરંતુ જ્યારથી મુસલમાન થયા છીએ ત્યારથી જુની અદાવતો અને લડાઇ ઝગડા આયનાની પેઠે બીલકુલ સાફ થઇ ગયા છે. હવે અમો દુધ સાકરની પેઠે હળીમળીને રહીએ છીએ. અદાવત, ઝગડા, ઇર્ષા વીગેરે અમારા દીલો માંથી બીલકુલ નીકળી ગયા છે. હવે અમારામાં એટલો બધો ઇત્તેફાક, સંપ અને હમદરદી પયદા થઇ ગઇ છે કે જો કોઇ મુસલમાનને કાંટો લાગે તો બધા મુસલમાન બેચેન થઇ જાય છે. અને જ્યાં સુધી તેનો દુખાવો ચાલુ રહે છે ત્યાં સુધી અમો બેચેન રહીએ છીએ.

હરકુલ આઝમ—તમો અને તમારી કોમ મુબારકબાદના કાબીલ છો. દુન્યામાં જો જીવતા રહેવા અને તરક્કી પર પહોંચવાનો કોઇ રસ્તો છે, તો તે ઇત્તેફાક અને સંપ છે. જે મુલકમાં યા જે કોમમાં ઇતતેફાક થઇ જશે. તે આખી દુન્યા પર ભારે થઇ પડશે. તમારા બાદશાહ (ખલીફા) ના મસાહબ (એડીકાંગ) અને પહેરાવાળા કયા લોકો છે?

રફાઆ—અમારા ખલીફાના મસાહબ મોહતાજ, અને ગરીબ મુસલમાનો છે. દરબાન કોઇ નથી. ન એમને દરબાનની જરૂરત છે. તેમને કોઇની સાથે દુશમની નથી. તેમ તેમનો કોઇ દુશમન નથી તેઓ કોઇથી ડરતા નથી તેમ ડરવું કંઇ કારણ પણ નથી. તેઓ દિવસે લાચાર મુસલમાનો તથા બેવાહ (વિધવા) ઓરતો કે તે પરદાનશીન સ્ત્રીઓનો કે જેના ખાવીંદ ભાઇ, કે બેટા જેહાદ પર ગએલા હોય છે. કામ કરે છે. રાતરે બધા મુસલમાનોની સંભાળ લેવ છે. આ સંભાળ કંઇ ચોરો કે ડાકુઓના ખોફના લીધે લેવામાં આવતી નથી બલકે એટલા માટે લેવામાં આવે છે, કે રાતના ના વખતે પણ ઉપર જણાવેલા માણુસોને કોઇ ચીજની જરૂર હોય તો તરત લાવી આપવામાં આવે. જ્યારે અમારા ખલીફામાં ગરૂર પયદા થઇ જશે તે દરબાન (પહેરાવાળા) મુકરર કરી લેશે. અથવા પોતાને મોટો માણુસ સમજવા લાગશે. તો અમો તરત તેમના ઓહદા પરથી માઅજુલ (સસપેન્ડ) કરી દઇશું. એક બાદશાહનો એ ફરજ નથી કે રઇયત પાસે સીજદે કરાવે યા તેમની ફરયાદ ન સાંભળે જ્યારે દરબાન મુકરર થઇ જશે તો સધારણ માણુસો તેનના દરબારમાં ફરયાદ લઇ કેવી રીતે જઇ શકશે.

હરકુર આઝમ—તમો સાચું કહો છો...... એમનું બીછાનું કેવું છે?

રફાઆ—એમનું બધાનું અદલ ઇન્સાફ કરવો છે.

હરકુલ આઝમ—અને તખત કેવો છે?

રફાઆ—તેમને તખત પાકદામની (પવીત્ર) છે.

હરકુલ આઝમ—શું તે દુન્યાની દોલતને ખજાનો ધારે છે?

રફાઆ—ના તેમનો ખજાનો પરવર દીગારે આલમ પર ભરોસો રાખવો છે.

હરકુલ આઝમ—અને તેમનો ખજાનો લશકર?

રફાઆ—તેમને લશ્કર દીલેર અને શેહ સવાર મુસલમાનોનો છે.

હરકુલ આજમ—તમે અમારા મુલકમાં શા માટે આવ્યા છો?

રફાઆ—ઇસ્લામની તબલીગ માટે.

હરકુલ આજમ—પરંતુ જો અમો મુસલમાન ન થઇએ તો?

રફાઆ—ત્યારે આપને જજીયો આપવો પડશે.

હરકુલ આજમને આ વાત ઘણી નાપસંદ લાગી. તેને ગુસ્સો આવી ગયો. આંખો લાલચોળ થઇ ગઇ ચહેરો પણ લાલ થઇ ગયો. એણે ગુસ્સાથી કહયું જજીયા?......

...અમો જજીયો આપીએ, કે જીગરૂ રવમાન વાળો માણસ આ જીલ્લત (હલકાઇ) ને બરદાસ્ત કરી શકે નહી. રફાઆ તેના ગુસ્સે થવાથી ડર્યા નહિ. તેમણે ઘણીજ બેપોરી સાથે જણાવી દીધું કે "અસ નો પછી તલવાર અમારા તમારા દરમ્યાન ફેસલો કરી દેશે.

હરકુલ આજમ તેમની હીંમત, દીલેરી અને બેપરવાઇ જોઇને દીંગ થઇ ગયો. દરબારીઓ અને બીજા મુલકના બાદશાહોમાંથી કેટલાકને હયરત થઇ તેમ કેટલાકને ગુસ્સો ચઢી આવ્યો જબલ્લહુ હાકીમ અને અબહુમ ઘણાજ ગુસ્સે થયા. તેમણે આ બેઅદબીમાં હરકુલ આજમનો તિરસ્કાર સમજયો. તેનો તીરસ્કાર બધા ખ્રસ્તીઓનો તીરસ્કાર કરવા બરાબર હતો. જબલ્લાહ ઉભો થઇ હરકુલ આજમની પાસે આવ્યો. અને પુરજોશ લેહજામાં કહયું. આપ અરબી બીગડેર અમો જેટલું દરગુજર કરીએ છીએ એટલા વધુ તમો દીલેર અને ગુસ્તાખ થતા જાઓ છો. તમો હમણા કયદી છો. દરેક રીતે અમારા કબજામાં છો. તમારી જીંદગી અને મોત અમારા અખત્યારમાં છે. અમો ચાહીએ તો તમો બધાને હમણા કતલ કરી નાખીએ. પરંતુ અમો જલ્દીથી ગજબ-નાક થવાવાળા નથી. અમારા શાહેનશાહ અજીમ રૂપ ઘણા રહેમદીલ છે હજી અમો વધુ એકવાર દરગૂજર કરીએ છીએ.........

રફાઆએ વાત કાપી કહયું. જબ્લ્લાહ તમો બોલી રહયા છો.........તમો જે મુરતદ થઇ ગયા છો, શુક્ર કરો કે અમો આ વખતે હાથ પગ બાંધેલા છીએ. જો તમો મેદાને જંગમાં મળ્યા હોત તો તમારી બહાદુરીની પરીક્ષા લેવામાં આવતે. મુરતદ થવાની સજા આપવામાં આવતે. તમોએ આ જગાએ પનાહ લીધી છે. જ્યાં તમો સમજો છો કે મુસલમાનોનો હાથ નહી પહોંચે. એ તમારી ગલતી છે. મુસલમાન જરૂર એક દીવસ તમને ગીરફતાર કરી લેશે અને પકડતાં તે માણસનો ઇન્તેકામ લેશે. જેના તમોએ ચાર દાંત પાડી નાખ્યા હતા પછી......

જબલ્લાહ આ વખતે ઘણોજ ગજબનાક થઇ ગયો. એનો ચહેરો લાલ થઇગયો આંખો લાલ અંગારા જેવી થઇ ગઇ તે ઘણા ગુસ્સાને લીધે કાંપવા લાગ્યો તેણે કહયુ "તમારી આટલી હીંમત જે મારી સામે આવી રીતે કહો. હજરત મસીહની કસમ મારી તલવાર બેતાબ છે. હું મારા સામે અરબોને કંઇ સમજતો નથી. જો તમો મેદાને

જંગમાં મલ્યા હોત તો તમારી જીભ કાપી લેવામાં આવતે."

રફાઆ—કેમ નહિ એવાજ બહાદુર છો. તે વખતને યાદ કરો. જ્યારે તમો અમારા ખોફથી રાતની વખતે ચોરોની પેઠે નાશી ગયા હતા. એ વખતનો ખ્યાલ કરો. જ્યારે તમો જંગે યરમુકમાં ૬૦ હજાર હતા અને ફક્ત ૬૦ મુસલમાનોએ તમોને હરાવ્યા હતા. જો તમોએ બંને વાતો ભુલી ગયા હોતો. હું તમોને એ વાત યાદ દેવરાવું હજી કાલની વાત છે. કનસરીનના રસ્તામાં ફક્ત ૧૧ માણસોએ તમોને એ વખતે હાર આપી હતી જ્યારે તમારી સાથે ૧૦ હજાર આજમુદાકાર સીપાઇઓ હતા.

* જબલ્લાહ આવી *૧૧ મુસલમાનોએ ૧૦ હજાર ખ્રિસ્તીઓને કેવી સખત રીતે હરાવ્યા હતા તે યાદગાર લડાઇનો એહવાલ વાંચવા અઠવાડીક ઇન્સાફમાં પ્રગટથઇ ચુકેલી રસીલી વાર્તા "સઇદ અને શીરપાના વાંચો. લાફજનીથી શો ફાયદો તમો

અમારી તલવારોને માની ચુકયા છો. અમોને પરદેશી અને મજબુર કયદી સમજી ધમકાવો છો અમારા જીસમ જરૂર તમારા કબજામાં છે. પરંતુ અમારા દીલ તમારા બસમાં નથી. અમો ખુદાના સીવાય કોઇથી પણ ડરતા નથી.

જબલ્લાહ ઘણાજ ગુસ્સાના સબબથી ગાંડાજેવો થઇ ગયો. એણે પોતાનો હાથ તલવાર પર નાખ્યો. હરકુલ આજમે તેને કહયું "હમદાનના બહાદુર બાદશાહ આ અરબને મોં ન લગાડો. એ લોકો ઘણા ગુસ્તાખ અને ના આકાબત અંદેશ હોય છે. તમો ગુસ્સાને થુકી નાખો. બેસો, અને સબરો નીરાંતે આ કારવાઇને જુઓ જે હમણાં થનાર છે.

જબલ્લાહ પાછો ફર્યો અને પોતાની જગાએ જઇ બેસી ગયો. હવે સલ્તનતનો વઝીર આજમ ઉભો થઇ હરકુલ આજમની ખુરસીની પાસે આવી ઉભો રહયો. થોડીવાર પછી તેણે કહેવા માંડયું. "મુસલમાનો હું જે વાત આ વખતે કહેનાર છું તે ઠંડા દીલે તેને સાંભળો. અને તેના પર ગોર કરો. જો તમોએ મારી વાત માની લીધી તો તમારા કદમો આગળ સોના ચાંદીના ઢગલા કરી દેવામાં આવશે. મુલકનો રસાળ ભાગ જે તમો માગશો તે આપી દેવામાં આવશે. તમારી ઇજ્જત અનવકારમાં ચાર ચાંદ લગાડી દેવામાં આવશે સાંભળો અને ગોરથી સાંભળો. અમારા કોમના ઇજ્જતદાર લોકોની, વાલીયાને મુલ્લકની, અમારા શહેનશાહની, અને અમારા મુલકના સૌથી મોટા પાદરીની એ મરજી છે કે તમો ખ્રિસ્તી થઇ જાઓ જે વખતે તમો ખ્રીસ્તી થઇ જશો તો તરત આ સોના ચાંદીના ઢગ તમને આપી દેવામાં આવશે. હીરા, ઝવેરાત અને લાલ પણ મળશે. અને આ દેશની ખુબસુરત છોકરીઓમાંથી જેને તમારામાથી જે માણસ ચાહશે તેને હવાલે કરી દેવામાં આવશે. તમો સારી પેઠે સોચી અને સમજી લો આપસમાં મશવરો કરી લો. અને એક મત થઇ જણાવો કે તમો અમારી દરખાસ્ત મંજુર કરવા તઇયાર છો?"

એમના સહેરબેજ હુસ્ને મને ખ્રીસ્તી થઇ જવા તઇયાર કર્યો છે.

અસકફ આજમે મો બગાડી કહ્યું. વાહીયાત ગોયા તમો ખુદાવન્દ (હજરત ઇસા) ને ખુદાનો દીકરો સમઝતા નથી, એ મુકદ્દસ હસ્તીને પોતાની ઉમ્મતનો નજાત આપનાર માનતા નથી અને.

આમીર બીલકુલ નહીં હું હુસ્ન પરસ્ત છું અજલથી હુસ્ન પરસ્તી મારી કીસમતમાં લખેલી છે. કીસામ અજલે મારી ઘુટીમાં ઇશ્કની ચાશની નાખી દીધી હતી. મારો મીજાજ નાનપણથીજ. અજલસે હુસ્ન પરસ્તી હીસ્મીથી કીસમતમે મેરા મીજાજ લડકપનસે આશકાના થા.

અસકફ આજમ—સારૂં તમો આશીક મીજાજ છો. તમોએ મહોબ્બતના પારણામાં પરવરીશ થયા છો. કંઇ પરવાહ નહિ. તમો તેહસીનો આફ્રીનના લાયક છો. ખ્રિસ્તી મજહબ તમને આગોશમાં લેવા તઇયાર છે.

તરત પેલી કાળી સ્લેબ જેને હજી ખુશબોની ધુણી આપવામાં આવી રહી હતી. તે આમીરના સામે લાવવામાં આવી. આમીરે તેને ચુમી. અસકફ આજમે ઇશારો કર્યો તે તરત ચાલ્યો ગયો. અસકફ આજમની સામે એક પાદરીએ આગળ વધી ચાંદીનો એક પ્યાલો પેશ કર્યો આપ્યાલાં પવિત્ર પાણી હતું. એને માઅમઅ- કુદીયહ કહેતા હતા. અસકફ આજમે ઇનજીલની કેટલીક આયાતો પઢી પોતાની આંગળીઓ પાણીના પ્યાલામાં નાખી અને તે પાણીના છાંટા આમીર પર નાખ્યાં લાગી ઝડપથી મજહબી રસમ અદા કરી તેને ખ્રિસ્તી કરી લેવામાં આવ્યો. જે વખતે અસકફે આજમે તેના ખ્રિસ્તી થઇ ગયાનો એલાન કર્યો તો બધા ખ્રિસ્તીઓએ શાદ શાદ માનીનો નાઅરોં બુલન્દ કરી આમીરને મુબારકબાદ આપી

પરીજમાલ નનો અને હુરવશ છોકરીઓએ ઘણાજ ખુશ ઇલહાનીથી એક ગીત શરૂ કર્યો. તે એવા હાવ ભાવથી ગાઇ રહી હતી. કે હાજર રહેલાઓ પર બેખુદી તારી થઇ ગઇ હતી. આ બેખુદી આલમમા એવું માલમ પડતું હતું જાણે આ કમરામાં વરસાદ થઇ રહયો છે. અને વરસાદનું પુર નુર પાણી આખા કમરામાં ભરાઇ ગયુ છે. એમને એમ પણ જણાવા લાગ્યું કે કે એમની રૂહો પાણીમાં તરી રહી છે તે બધા મારી હાથી બેનીયાજ થઇ ગાયનના દરયામાં તણાવા લાગ્યા છે. અવાજનો ચઢ ઉતાર એમની રૂહોને હીચકા આ હતું.

આ પુર કેફ ગીતમાં હજરત ઇસાની તારીફ હતી. ખ્રિસ્તી મજહબની તારીફ હતી અને ખ્રિસ્તી બનનારના વખાણ કરવામાં આવ્યા હતા.

થોડી વારમાં આ ગીત પુરૂં થયુ. ગીત પુરૂં થયા પછી પણ કેટલી વાર સુધી લોકો પર વજદના જેવી હાલત રહી. નાજ આફરીન છોકરીને એ માલુમ ન પડી શક્યું કે એમણે પોતાના મીઠા સરોદથી લોકોના જજબાતમાં કેટલી બધી વીજળી

ભરી દીધા છે.

કેટલી વાર પછી લોકોએ આળસ મરડી તેઓ જજબાતના તુફાન સમુદ્રમાંથી ઘણી મુશ્કેલી એ બહાર આવ્યા એમની આંખો ઉઘડી તે હોશીયાર થયા. એ બધાની એવી મરજી થઇ કે એક વખત પાછા તે આલમમાં પહોંચી જાય જ્યાં તે નુરની તે લહેરોને જોઇ રહયા હતા. જેણે એમને બેખુદ કરી દીધા હતા. પરંતુ એમ તો ત્યારે થાત કે બીજી વાર ગીત શરૂ કરવામાં આવે અને અસકફ આજમની રજા વગર બીજી વાર ગીતનુ ગાવુ નામુમકીન હતુ.

હવે તે રૂમી જે અસકફ આજમનો ઇશારો થવાથી ચાલ્યો ગયો હતો તે પાછો આવ્યો એના હાથમાં ચાંદીનો મોટો થાળ હતો. આ થાળમાં બેશ કીમત કતાનની પોશાક હતી. જેની કોરો પર બહુંજ નફીસ ભરતકામ કરવામાં આવ્યું હતું અસકફ આજમે પોતાના હાથે આમીરના લુગડા ઉતાર્યા અને પેલા ચાંદીના થાળમાંથી પોશાક લઇ અશકફ આજમે પહેરાવ્યો. તે પહેનતાની સાથે એક ખુબસુરત ખ્રિસ્તી દેખાવા લગ્યો એણે ફરી એકવાર અસકફ આજમનો હાથ ચુમ્યો, અસકફ આજમે તેને દુઆ દીધી આમીરે કહયું હવે રજા આપો કે હું મારી શરીક જીંદગી (ઓરત)ને પસંદ કરૂ.

અસકફ આજમ—જરૂર કરો. આ હુરવશ છોકરીઓમાંથી જેના પર તમારી તબીયત ચહે તેને ચુંટીલો.

આમીર છોકરાઓ તરફ ચાલ્યો, સરવન્દ સાથ તેને થઇ ગયો. આમીરે એક છેડાથી છોકરીઓને જોવા માંડી, તે દરેક છોકરીની પાસે ઉભો રહેતો. તેને ગોરની સાથે જોતે. અને આગળ ચાલતો. ખરી વાત એ હતી કે તે છોકરીઓ. બધી ખુબસુરત હતી. નુર મુજસ્સીમ હતી. જાણે એકજ ઝાડના સેંકડો ફુલ હતા. યા એક નુરના સેંકડો કીરણો હતા. તેથી આમીરને ચુંટણી કરવી કઠણ થઇ પડી.

બધી છોકરીઓ સાનો તાણી. દીલરૂબાઇના શાનથી ઉભી પોતાની નરગીસી આંખોથી આમીરને જોઇ રહી હતી.

આમીર આ છોકરીઓને જોતાં જોતાં છેક છેડા પર જઇ પહોંચ્યો એની નજરે ઇન્તેખાબ કોઇને ચુંટી શકી નહીં. એનું દીલ તો એમ ચાહતું હતુ કે તે બધી માહવશ છોકરીઓને પોતાના હરમની જીનત બનાવે પરંતુ એ જાણતો હતો કે ખ્રિસ્તીઓમાં ફકત એકજ ઓરતને શરીકે ઝીન્દગી કરી શકાય છે તે પાછો ફર્યો. છેવટે તેણે એક છોકરીને ઇશારો કર્યો તે છોકરી હયાત બક્ષ તબસ્સુમના સાથે મુસકરાઇ. અને એણે પુર ઇફતેખારની નીગાહથી પોતાના સાથીઓ તરફ એ ખ્યાલથી જોયું કે આમીરની નજરમાં તે ખુબસુરતીમાં સૌથી પહેલા નંબરે રહી. સરવન્દે તે છોકરીને આગળ ચાલવા કહયું. છોકરી બસદ નાજો અદા આગળ ચાલી એણે પોતાનો હાથ

આમીર તરફ ઈશારો કર્યો. આમીર ખ્રિસ્તીઓના રીવાજથી માહીતગાર નહોતો તે ન સમજ્યો. કે આમ ઈશારો કરવાથી છોકરીની શી મરજી છે. એણે પોતાનો હાથ આગળ કરી એ દુલ્હનનો નાજુક અને નરમ હાથ પોતાના હાથમાં લઈ લીધો. બધી છોકરીઓ આમીરની આ હરકત જોઈ મુસકરાવા લાગી આમીરે તેમને મુસકરાતાં જોઈ લીધી તે સમજી ગયો કે કાંઈક ભુલ થઈ છે. પણ શું ભુલ થઇ છે તે સમજી શક્યો નહીં.

હવે એ ત્રણે અસકફ આજમની પાસે પહોંચ્યા. અસકફ આજમે પોતાનો બરકતવાળો હાથ પયકર છોકરીના માથા પર મુક્યો. અને કહ્યું. મુબારક થાઓ તમે પોતાની કીસમત પર નાજ કરવું મુબારક થાઓ. તુ ખુશ કીસમત આજ તારા માટે જન્નતનો દરવાજો ઉઘડી ગયો. આસમાન પર હુરો તારી ખુશ કીસમતી પર રશ્ક કરી રહી છે.....કેમ ન હોય તને એ માણસે પોતાના માટે પસંદ કરી છે. જે હમણાં ખ્રિસ્તી થયો છે. મારી હુરે તીલઅત દીકરી માકમા (હ. મરયમ) ખુદાવન્દ (હ. ઈસા) રહુલ કુદસ (હ. જીબ્રાઈલ) અને ખુદ ખુદા તારાથી રાજી થઈ ગયા. તારા બધા ગુના માફ કરી દેવામાં આવ્યા છે, તુ જન્નતની હકદાર થઈ ચુકી છે. હુરવશ દીકરી આગળ આવ અને એકરાર કરો કે મરતા દમ સુધી આ માણસની વફાદાર બાંદીમાં રહીશ, એની ઈજ્જત અને પોતાની અસમત (શીયળ) નો જીંદગીના છેલ્લા શ્વાસ સુધી લેહાજ રાખીશ. અયસો, અસરત, કુરબતો ઈખલાસ. માં એની હમદમ હમરાજ રહીશ.

આમીરને સંબોધી કહ્યું. બેટા આગળ આવ હું. તમારો આ દુન્યાની હુર સાથે નીકાહ કરી દઉં.

આમીર આગળ વધ્યો. અસકફ આજમે ખ્રિસ્તીઓના રીવાજ પ્રમાણે બન્નેનો નીકાહ કરી દીધો. નીકાહ થતાં દરેક બાજુથી મુબારકબાદી નો શોર થવા લાગ્યો. જ્યારે આ શોર ઓછો થયો. તો બે કુરસીઓ અસકફ આજમની પાસેજ સેજ આગળ મુકવામાં આવી. તે પર આમીર અને એની પરી પયકર બીબી બેસી ગયા.

અમારા વાંચનારા સમજી ગયા હશે કે બીજા કોઇ મુસલમાનને આમીર સાથે વાતચીત કરવાનો વખત મળી શક્યો નહોતો. તે બધુ વખત અસકફ આજમની પાસે રહ્યો હતો અને પોતાની તારીક જીન્દગી ની શરૂઆત કરી રહ્યો હતો. પરંતુ જ્યારે તે નીરાંતે કુરસી પર બેસી ગયો. તો એના બાપ રહાઆએ એને સંબોધી કહ્યુ "આહ બેટા આ તે શું કર્યું". તુ મારી આંખોની સામે ખ્રિસ્તી થઇ ગયો નુરમાંથી નીકળી બેહરે ઝુલમાત (અંધકાર) માં જઈ પડ્યો. બેટા કઇ તરેહ તારા દીલે એ પસંદ કર્યું. કે તુ એક ખુદાને મુકી ત્રણ ખુદાઓનો માનનાર થઇ ગયો. હા તેં રહેમાનને મુકી દીધો. શેતાને વશ થઇ ગયો. હુઝુરીથી દુર કરવામાં આવ્યો. આ તે કેવી નાશુકી

કરી. મને તારા પર અને તારા અકલ પર સખત અફસોસ છે, ઘણોજ રંજ છે, તે ચંદરોજા દુન્યાના એશ આરામને આલમે આખેરતની હમેશાની રાહત પર સારો ગણ્યો. મને એ માટે રંજ નથી કે તુ હમેશ માટે મારાથી જુદો થઇ ગયો. આહ નહી..........બેટા મને એ વાતનો રંજ છે કે દુન્યા ચંદ રોજા છે. એની મસરરત થોડા દીવસની છે, એમાં કોઇને પણ આરામ મળ્યો નથી એ દુઃખનુ સ્થાન છે. ઘણી જલદી ફના થનાર છે કયામત પાસે છે. હશર થનાર છે. હશરના દીવસે દરેક ટોળાવાળા પોતાના રસુલ સાથે હશે. મારા દીકરા મને એ ગમ છે કે હું મારા મોહતરમ રસુલ સ. અ. વ ની સાથે હોઇશ અને તું................હાં તુ એ લોકોની સાથમાં હોઇશ જે કુફ્ર શીરક કરતા રહયા છે.''

આ વખતે રફાઅનું દીલ ભરાઇ આવ્યું. એમના આંસુ જારી થઇ ગયા તેમને રડતા સાદે કહયું ''આમીર મને એ વાતનો મલાલ છે, કે હશરના દીવસે હું જન્નતમાં જઇશ અને તુ દોઝખ તરફ. દોજખના સાત તબકા છે. એમ તો એ સાતે તબકાઓમાં આગ ધીકી રહી છે, આગના સાપ, અને બીજા ઘણીજ તકલીફ આપનાર જાનવરો મોજુદ છે જે દોઝખીઓને દરેક વખતે કરડતા તથા ઇજા પહોંચાડતા રહેશે. અજાબના ફરીશતા પણ અજાબ કરવા માટે હરેક તબકામાં મોજુદ છે. દોજખનું નામ લેવા અને સાંભળવાથીજ બદનમાં સનસનટી પયદા થઇ જાય છે. પરંતુ છઠા તથા સાતમાં દરજ્જામાં જે તકલીફો, અને અજાબ દેવામાં આવશે. એનો ખયાલ કરવાથીજ રૂહ થરથરી જાય છે. બદન ધરૂજી ઉઠે છે. શરીરના ભાગો કાંપી જાય છે. છઠો તબકો મુરતદોના માટે છે. હય તે બહીશત જેવી નિયામત મુકી દોઝખના રદી તબકતાને અખત્યાર કર્યો. જેમાં પીવાને માટે જોશ મારતું ગરમ પાણી આપવામાં આવશે. ખાવા માટે ધીકતા લોખડના કાંટાવાળા ફળ મળશે. આગના ભડકા વચ્ચે તારી રૂહ ઘેરાયેલી હશે. અજાબના ફરીશતા આગના ચાબુક મારતા હશે. એટલુ બધું અજાબ હશે કે અલ અમાન, અલ હરીજ, અફસોસ''

''અય મારા દીકરા તને જીનદગીએ ફરેબ આપ્યો. તુ જાણતો હતો છતાં કાફર થઇ ગયો. અય મારા દીકરા તુ બદબખ્ત થઇ ગયો. નાજે નઅમમાં હોવા છતાં. અય મારા દીકરા તુ અજાબથી નથી ડરતો. ખોફ કરતો દોજખ પર પહોંચીશ. તુ (હજરત) મોહમદ (સલઅમ) થી શરમ નથી કરતો. કયામત અને ખસુમતના દિવસથી એ વાત નથી કે તારો બાપ કાલના દિવસે તારા કાફર થઇ જવાના સબબથી રંજો ગમમાં હશે. તને કયાં પનાહ મળશે જ્યારે પોકરશે અલ્લા, હશરના દીને, અને કહેશે અય મારા બંદા તેં કુફ્ર કર્યો, સાથ એકલા, બેન્યાજ અને કદીમના ખબરદાર થઇ જા તુ એવી ચીજની તરફ ફર્યો કે જેણે તને મુરદો કરી ઢાંકી લીધો.

રફાઆના આંસુઓ જારી હતા બધા મુસલમાનોની આંખોમાં પણ આંસુઓ

હતા. આમીર પણ પોતાની ઓરતની પાસે બેસી રડી રહયો હતો જ્યારે રહાઆ ખામોશ થયા તો અમીરે કહયું મોહતરમ! આપ સાચી વાત તો એ છે કે દુન્યાએ મને પોતાની તરફ ખેંચી લીધો શયતાને મારી આંખો પર પરદો નાંખી દીધો હું મુરતદ થઇ ગયો. મારી કીસમતમાં એજ લખ્યું હતું. બહીશત............હાં હું બહીશતના લાયક ન હતો, મને દુન્યાની દોલત, મુલકની લાલચે ઇજ્જત, આબરૂની લાલચે નથી છોડયો. હાં હુસ્ને............હાં હવે હું હુસ્નના ખોળામાં જઇ પડયો અને હવે..... ......હાં હવે હું હુસ્નના દરયામાં ડુબકી મારી રહયો છું હું નથી જાણતો કે શું કરી રહયો છું. મારી આખો હુસ્નની ચમકથી અંજાઇ ગઇ. અય મુકદ્દસ બુજર્ગ અલવીદા.........હમેશને માટે અલવીદા, સલામ, આખરી સલામ, હું ખરેખર નાલાયક છું. એહસાન ફરામોશ છું. તમો મને ભુલીને પણ યાદ ન કરશે

રહાઆએ આંસુ સાફ કર્યાં. પછી તેણે કહયું. હવે હું તને કદી યાદ કરીશ નહી યાદ કરવાનો વસીલો કપાઇ ગયો. અમીર! સાંભળ! કાન બરાબર ધરીને સાંભળ જો હું અહીંથી છુટો થઇ ગયો. અને કોઇ પણ રીતે તુ મારા હાથમાં ચડી ગયો. તો કેમકે તુ મુરતદ થઇ ગયો છે. એ માટે સઉથી પહેલાં મારી તલવાર તારા માથા પર ઉંચી થશે. હું તને સમજાવી દઉં છું કે તુ એ વાતનો ખ્યાલ કરીને કે હું તારો બાપ છું. સાયદ દરગુજર કરૂં, મારી સામે આવતો ના. નહિ તો હું હરગીઝ દરગુજર કરીશ નહિ.



# ( ભાગ પહેલો )

( સમાપ્ત )

